# મશારેકુલ—અનવાર.

## ભાગ ૩ જો.

### ૮૧૨ હદીસ.



અલ્લાહ તઆલા ફરમાવે છે.

જે કંઇ તમને રસુલુલ્લાહ આપે તે લો અને જેથી તમને બાજ રાખે
[મનાઇ કરે] તો [તેથી] બાજ રહો. અને અલ્લાહથી ડરો ખચીત
અલ્લાહ સખ્તાઇથી શિક્ષા કરનાર છે.

સુરા હશર ૫૯;૭.

# મશારેકુલ-અનવાર

## ભાગ ૩ જો.

૮૧૨ હદીસ.

મુળ અરબી તથા ઉર્દુ ઉપરથી ભાષાન્તર કરી છપાવી
પ્રસિદ્ધ કરનાર


ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ
સાદિક
મુ. રાંદેર જીલ્લે સુરત.



આવૃત્તિ પેહેલી
પ્રત ૧૦૦૦





માહે રમઝાન ૧૩૨૫ હીજરી
કીંમત રૂ. ૧
સુરતઃ
"સરસ્વતી" પ્રીન્ટીંગ પ્રેસ.



# પ્રસ્તાવના.

## મોટા મહેરબાન રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

અલ્લાહ તઆલાની હજારો હજાર હમ્દ અને લાખ લાખ શુકર કે તેણે તરેહ તરેહથી પોતાનો માર્ગ અમારા પર પરગટ કર્યો કે જે માર્ગની આગળ સર્વ માર્ગો બાતેલ છે. અને હજારો હજાર દોરૂદ અને સલામ હજરત મોહમ્મદ મુસ્તફા માટે છે કે તેવણની હદીસોનો ખજાનો કુરઆન બાદ ખોદાનો માર્ગ બતાવવાનું ઉમદા સાધન છે. હદીસોના અજાણ પણાથી માણસ ભટકેલો રહે એમાં તાજુબ નથી અને એની જાણથી દિલમાં નુર પ્રકાશે છે એમાં કંઇ શક નથી. ઓ અલ્લાહ તું આ રસૂલ પર તથા તેમની આલ પર તથા તેમના સર્વ સહાબાપર તથા તેમની શરીઅતને મદદ કરનાર પર તું દુરૂદ અને રહમત અપાર મોકલ.

એ પછી ગુલામ મોહમ્મદ બીન હાફીઝ હાફેજ સાદિક અરજ કરે છે કે આ ત્રીજા ભાગના સમાપ્તથી ખોદાએ મશારેકનું પૂરું પુસ્તક મુજ અહનાને હાથે પૂરું કરાવ્યું એ તેનું એહસાન છે.

આ ભાગમાં નમ્બરોની ગણતરી જોતાં ૮૧૨ હદીસો છે પણ ખરૂં જોતાં ૮૧૪ હદીસો છે કારણ કે ૧૪૮૯ પછી તથા ૨૨૨૮ પછી બે હદીસો પર નમ્બર અપાયાં નથી.

રસૂલુલ્લાહ (સલ) દરેક ચીજ જાણે છે કોઇ ચીજ તેમનાથી છાની નથી. એવું બયાન કરી આશેક રસૂલ થવાનો ડોલ ઘાલી કેટલાકો લોકોને ભોરવે છે એવા ખોટા અકીદાના રદીઆ માટે મશારેક ભાગ ૧ લામાં ૩૯ હદીસો અને ભાગ ૨ જામાં ૫૦ હદીસોના નમ્બર તથા નીશાન આપ્યાં છે. અને આ ભાગમાં પણ તે હદીસોને મથાલે ફુલડી મુકી છે તેના નમ્બરોની યાદી અત્રે લખી જણાવું છું કે જેથી વાંચક વરગ તે હદીસોને સેહલાઇથી કાઢી શકે. હદીસ નાં૦ ૧૪૬૧, ૧૪૯૨, ૧૫૦૨, ૧૫૦૬, ૧૫૦૭, ૧૫૦૯, ૧૫૫૮, ૧૬૦૫, ૧૬૩૫, ૧૭૨૧, ૧૭૨૫, ૧૭૨૬, ૧૭૪૪, ૧૭૪૭, ૧૭૫૧, ૧૭૫૨, ૧૭૫૫, ૧૭૬૩, ૧૭૬૫, ૧૭૬૬, ૧૭૭૫, ૧૭૮૩, ૧૭૮૫, ૧૭૮૭, ૧૮૩૬, ૧૮૫૬, ૧૮૫૭, ૧૯૨૩, ૧૯૫૫, ૧૯૭૮, ૧૯૯૯, ૨૦૨૦, ૨૦૫૦, ૨૧૦૫, ૨૧૦૬, ૨૧૧૨, ૨૧૬૩, ૨૧૫૭, ૨૨૧૫, અને ૨૨૨૯ માં છે. ગેબ નહીં જાણવાની આ ૪૦ હદીસો થઇ અને આગલા ભાગોના સરવાળો મળવતાં ૧૨૯ હદીસો થઇ.

મોલવી જૈનુદ્દીન હસન કે જેવણ રાંદેરમાં આલી શમશુલ આલમ* કહેવડાવે છે તેવણનું નામ લઇ મેં રાંદેરની જુમા મસજીદમાં સેંકડો માણસોની વચ્ચે કહ્યું હતું કે જો મોલવી સાહેબ ઇલમે ગેબ વિષે મુજ અહના સાથે મોનાજેરો કરવા આવે તો હું તેવણના મદરસામાં પણ જવા તૈયાર છું કે લોકો ઉપર સત્ય શું છે તે ખુલે પણ આજ સૂધી મોલવી સાહેબથી તે બન્યું નહીં આથી ઘણા લોકો ઉપર સારી અસર પડી. અલહમ્દો લિલ્લાહ.

છેવટમાં હું ખોદાથી માંગું છું કે તે મારા આ પુસ્તકને વધુ ઉપયોગી કરે અને મને એવાજ કામમાં લાગેલો રાખે અને મારા ગુનાહોની બખશીશનું એને સાધન કરે **આમીન વસલ્લ-લ્લાહો અલન નબી.**

---

* શમસુલ ઓલમાનો ખેતાબ ઓલમાઓ તરફથી અપાય છે એ ગણો માનીતો ખેતાબ છે. અને સરકાર પણ એ ખેતાબ આપે છે તે પણ માન આપવા લાએક છે. પણ જે માણસ પોતે પોતા માટે એ ખેતાબ ધારણ કરે અથવા જાહેલો એ ખેતાબ નવાજીશ કરે તે ધીકારવા લાએક છે. અને એવો માણસ જો પોતાની સહીમાં એ ખેતાબ જતાવે તે ઘણી મુર્ખાઇ છે તથા બેહુયાય છે. ગુ. મો.

# જાહેર ખબર.

**બેહેશતી ઝેવર** ઉર્દુ છોકરીઓ તથા ઓરતો માટે ખાસ આ કિતાબ લખાઈ છે એમાં અકીદા નમાઝ રોઝા ઝકાત નિકાહ, તલાક, ઇદ્દત, સોગના મસલા તથા કેટલાક વ્યવહારના તથા અખલાકના મસલા સારી રીતે બયાન થયા છે. એની સાથે ઘર કેમ ચલાવવું ધણી તથા સાસુ સસરા સાથે કેમ રહેવું તથા બચ્ચાંઓની કેવી રીતે પરવીરશ કરવી તે પણ બયાન થયાં છે. તથા સો નેક બીબીયોની હાલત તેમની પરહેજગારી વગેરે પણ બયાન થઈ છે. અને ઘર ધંધાના હુનરો પણ સારી રીતે દરશાવ્યા છે. જો કે એ પુસ્તક ખાસ ઓરતો માટે લખાયું છે પણ મરદોને પણ ઓછું લાભ કારક નથી. એ પુસ્તકના ૧૦ ભાગ છે. દરેક ભાગની કીંમત આના ૪ આખા પુસ્તકની કીંમત રૂ૦ ૨॥

**બેહેશતી ગોહર ઉર્દુ**—મરદોને લગતા મસલા ઇલાજ વગેરે જે બેહેશતી ઝેવરમાં બયાન થયા નથી તે એમાં ઘણી સારી રીતે લખાયા છે. કીંમત આના ૯

**તુરકે ઇસ્લામ ઉર્દુ**—ધર્મપાલ આર્યાની તરકે ઇસ્લામ ચોપડીનો એમાં સંપૂર્ણ જવાબ છે. કીં૦ આના ૮

**હક પ્રકાશ ઉર્દુ**—એમાં દયાનંદના ૧૪ મા સમુલ્લાસનો જવાબ છે. કીં૦ રૂ. ૧

**બરકે ઇસ્લામ ઉર્દુ**. એમાં આર્યા સમાજવાળાઓના સવાલનો જવાબ છે તથા છેવટમાં તેવીજ રીતના કેટલાક સવાલ તેઓપર કર્યા છે. કીં૦ આના ૬

**આર્યા સમાજકી પોલ ઉર્દુ** ભાગ ૧લો કીં૦ રૂ૦ ૧॥

,, ,, ,, ,, ભાગ ૨ જો કીં. રૂ૦ ૧॥ આ બંને ભાગમાં આર્યા સમાજના ઉસુલોપર બહસ કરી તેનો ઘણી સારી રીતે રદીઓ આપ્યો છે. એના કર્તા અસલ આર્યા સમાજી હતા એટલુંજ નહીં પણ સમામાં આર્યાઓ તરફથી ઉપદેશનું કામ પણ કરતા હતા તેવણે મુસલમાન થયા પછી આ પુસ્તકો રચ્યાં છે જે જોવા લાયક છે.

**માલા બુદ્દ મિન્હો**—નામની જગત જાણીતી ફારસી કીતાબ મહા વિદ્વાન વલીયે કામેલ જનાબ કાજી સનાઉલ્લાહ પાણીપતી (રહ) ની રચેલી કે જે ઘણા શેહરોના ઘણા પ્રેસોમાં ઘણી વાર છપાઇ માન પામી દરેક ઇસ્લામી મદરસાઓમાં ચાલુ છે. તેનો તરજુમો ગુજરાતીમાં છપાયો છે. મજકુર કિતાબનો તરજુમો ઉર્દુમાં પણ થઇ ઘણો માનીતો થયો છે. પણ તે ફક્ત કિતાબનો તરજુમો છે. અને ગુજરાતીમાં કિતાબના તરજુમા સાથે તેની નોટોના પણ તરજુમો થયો છે કે જેમાં નમાઝ, રોઝા, ઝકાત અકાએદ વગેરેના સેંકડો મસલાઓનો મોટો ખજાનો સમાયલો છે. અને એજ કારણથી ફારસી માલા બુદ્દ મિન્હોની સાથે દરેક પ્રેસવાળાએ એ નોટને છાપી છે. એ તરજુમો ૬૦ રતલી ઉમદા કાગળ ઉપર છપાઇ બહાર પડયો છે. કી૦ રૂ૦ ૧

**તોહફતુલ હિન્દ**—નામની કીતાબ જે ઉરદુ ભાષામાં માન પામી ૧૧ વાર છપાયલી તેનો અંગ્રેજી ભાષામાં તરજુમો થયો છે અને જો કે કરતાએ માત્ર હિન્દુ ધર્મ અને ઇસ્લામી ધર્મની સરખામણી કીધી હતી પણ ભાષાંતર કર્તાએ નોટમાં ખ્રિસ્તીઓની અને આર્યસમાજ વાળાઓની પણ સરખામણી કરી તેઓના લખાણનો જવાબ પણ લખ્યો છે. જેથી તે અસલ કીતાબ સહીત ત્રણગણી મોટી થઇ છે. મતલબ કે એ કીતાબના વાંચનાર હીંદુ ખ્રીસ્તી અને ઇસ્લામી ધર્મથી વાકેફ થઈ જશે. કીમત પોસ્ટ વગર રૂ૦ ૨)

**મશારેકુલ અનવાર ભાગ ૧ લો**—કીં. રૂ૦ ૧ એમાં બુખારી તથા મુસલીમની ૭૩૧ હદીસો છે.

**મશારેકુલ અનવાર ભાગ ૨ જો**—કીં. રૂ૦ ૧ એમાં બુખારી તથા મુસલીમની ૭૨૬ હદીસો છે.

**બેહેશ્તી ઝેવર ભાગ ૩ જો**—જેમાં રોઝો ઝકાત, ફિત્રનો સદકો, કુરબાની, બચ્ચાનો

અહકામ, હજ્જ, મદીના શરીફની ઝીયારત, મન્નત (નઝર) આનવી, કસમ (સોગન) ખાવી, કસમનો કફ્ફારો, દીને (ઇસ્લામ) થી ફરી જવાનું (મુરતદ થવાનું) બયાન, ઝુબહ કરવાના મસઅલા હરામ અને હલાલ ચીઝો, પોશાક અને પરદો કરવો, પરચુરણ મસઅલા, રસ્તાપર પડેલી વસ્તુ મળવી (લુકતા), અને વકફ એટલા બધા વિષયોના બહુજ ખુલાસા સાથે બયાન થયલા મસઅલાની હઝરત મૌલવી અશરફઅલી સાહેબની બનાવેલી ખાસ હનફી મઝહબની કિતાબનો ગુજરાતીમાં તરજુમો થઇ છપાઇ પ્રગટ થયો છે કીમત આના ૫

**“ તોહફતુલ હિંદ ”** ઊર્દુ. કી૦ આના ૧૦

**“ઇજહારૂલ હક્ક ”** નામનું પુસ્તક કે જે મૌલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર સાફ ટાઇપ પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારું છે એના ભાષાંતરણથી અરબી, તુરકી, ફ્રેંચ ભાષામાં ઘણી વખત છપાયું છે. એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બાબતો લખી પાદરી ફાનડરના મીઝાનુલ હક્કના કેટલાક ફકરાઓનો જવાબ છે. પેહેલા અધ્યાયમાં બાઇબલનું વર્ણન છે તથા તેની ભુલોની, ખોટફેરની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઇબલના ફેરફાર થવાનો સિધ્ધાંત તથા પાદરીઓના ધોકાઓનો ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસૂખનું વર્ણન છે, ચોથામાં તસ્લીસનું (ત્રયીત્વનું) ખંડન બાઇબલથી તથા અકલી દાખલાઓથી છે. અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારનો ઉત્તર પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુલ્લાહ થવું સિધ્ધ કરી કુરઆન ઉપર તેઓની કાઢેલી શંકાઓનો ઉત્તર છે. તથા એની સાથે હદીસોનો કેટલોક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉત્તર પણ છે. છઠ્ઠામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે. અને એની વચ્ચે બીજી ઘણી બાબતો સમાયલી છે. હજરતની નુબુવ્વત [illegible] તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે. કીમત રૂ૦ ૨-૦-૦ પોસ્ટ વગર.

એઅલ [illegible] કીમત આના ૨ } આ બંને ચોપડીઓ ઇજહારૂલ હક્કના નમુના છે.
જેહાદની હકીકત કી. આનો ૧ }

**રાહેનજાત** ગુજરાતી ઉમદા કાગળ ઉપર કીં૦ આના ૨.

**આકાશ ચાલ** રદે પૃથ્વીચાલ કીમત આનો ૧

**ગુલ દસ્તએ તમીજ.** એમાં સંસારી ઘણી ઉમદા શીખામણ છે. કી. આ. ૧૦

**મઝહરૂલ ઇસ્લામ.** ગુજરાતી કી. આ. ૪

**એઅજાઝે કસેમતુલ હક્ક** ગેબની તહકીકમાં ઉમદા કિતાબ છે કીમત આના ૪

**કશફુલ ગેતા** એઝાલતુલ ખફાનો જવાબ એમા ગેબ વિષે સારી તહકીક છે. કી. આ. ૪.

**રાહે નજાત** ઉર્દુ કીમત આનો દોઢ.

**નસીહતુલ મુસ્લેમીન** ઉર્દુ કી. આ. ૧

**કુરઆને શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબ્દુલ કાદેર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કી. રૂ. ૫

રાહે નજાત ગુજરાતી ભાષામાં
નસીહતુલ મુસલેમીન ,,
[illegible] ,,
બુતશિકન--તાજીયા દારીનો રદ
મૌલવી બશીરના રીસાલાનો ટુંક જવાબ
એઝાલતુ--રૈબ ઉર્દુ
તાજીયાની હકીકત ગુજરાતી
રિસાલા એનમાઝ તથા તાજીયાદારીનો ફતવો
મદીના મોનવ્વરાની ઝીયારત મુસ્તહબ થવાના ફતવા

[illegible]

**જમાનુલ ફિરદોસ** ઉર્દુ એમાં ઝબાન તથા શરમગાહના ગુનાહોનું હદીસોથી ઘણી ઉમદા રીતે બયાન થયું છે ઉર્દુ સરકારી સ્કોલોમાં જેવા અક્ષરો વપરાય છે તે ટપ પર તેવા કદમાં છપાય છે કી. આ. ૨॥

**સફાઇ મોઆમલા** ઉર્દુ કી. આ. ૨

**તઅલીમુદ્-દીન** ઉર્દુ આ ઘણી પ્રખ્યાત કીતાબ છે એમાં દીનના મસલા ઘણી ઉમદગીથી બયાન થયા છે. એજ કારણથી ઘણા પેસોમાં [illegible] છે કી. આ. [illegible]

**ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેઝ સાદિક**
**મુ૦ રાંદેર જીલ્લે સુરત.**




ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્ત્તા.

## અધ્યાય સાતમા

ની

### ફસલ ૧૩ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **અના** શબ્દ છે.

૧૪૫૮ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું નબી છું એમાં કંઇ જૂઠ નથી. હું અબ્દુલ મુત્તલિબનો દીકરો છું.

ઓ અલ્લાહ તુ તારી મદદ ઉતાર ” આ હજરતે (સલ) હોનેનની લડાઇને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસના રિવાયત કરનાર બરાઅ બીન આઝેબ (રદી) ને કોઇ શખ્સે પુછ્યું કે શું તમો સહાબા લોક હોનેનની લડાઇમાં નાઠા હતા. ત્યારે તેવણે કહ્યું કે ખોદાની કસમ હજરતે તો કદી પીઠ ફેરવી નથી. હા, લશકરના આગળા લોકોના પગ ઉખડી ગયા હતા. અને હજરત સફેદ ખચ્ચર પર સ્વાર હતા. ફરી જ્યારે કાફરોએ હજરતને ઘેર્યા તો હજરત (સલ) સ્વારીથી નીચે ઉતર્યા અને કાફરો પર હલ્લો કરીને આ હદીસ ફરમાવી. હજરતે (સલ) આ વાકયમાં બાપ દાદાના નામથી ફખર કરી નથી. પણ પોતાની નોબુવ્વતની હકીકત સિદ્ધ કરી છે. કારણ કે કાફરોએ અહલે કિતાબથી સાંભળ્યું હતું કે અબ્દુલ મુત્તલિબની ઓલાદમાં એક પેગમ્બર ઉત્પન્ન થશે જે મુલકને જીતશે.

૧૪૫૯ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું જંનતમાં પ્રથમ શફાઅત કરનાર છું. જેટલો હું સચાવાયો છું તેટલો કોઇ નબી સચાવાયો નથી. અને પેગમ્બરોમાંના કોઇ નબીને તો તેની ઉમ્મતના એકજ પુરૂષે સાચવ્યો છે.

**ફાયદો** એટલે જેટલી મારી ઉમ્મત ઘણી મુસલમાન છે તેટલી કોઇ પેગમ્બરની નથી. માટે પ્રથમ હુંજ શફાઅત (ભલામણ) કરીશ. જંનતમાં શફાઅત પહવી ચહલાની થશે.

૧૪૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મરયમના દીકરા (ઇસા આ.) ની સાથે બીજા લોકો કરતાં હું વધારે નજદીક છું પેગમ્બરો (આપસમાં) સાવકા ભાયો છે. અને મારી વચ્ચે અને તેમની વચ્ચે કોઇ પેગમ્બર નથી.

**ફાયદો** સર્વ પેગમ્બરોનું દીન એકજ છે એટલે તોહીદ. અને ઇબાદતો તથા શરીઅત જૂદી જૂદી છે. તો જાણે પેગમ્બરો સાવકા ભાયો ઠર્યા. બાપ તો સર્વનો એક અને મા ઘણી. હદીસની સાર રૂપી મતલબ આ છે કે જ્યારે સર્વ પેગમ્બરો નોબુવ્વતમાં સરખા ઠર્યા તો ઇસા (અલે) ને ખાસ કરીને ખોદાનો દીકરો કહેવું તદન ખોટી વાત છે. અને આ જે ફરમાવ્યું કે હું ઇસા (અલે) થી વધારે નજદીક છુ મારી વચ્ચે અને તેમની વચ્ચે કોઇ પેગમ્બર નથી. એટલે યહુદીઓ ઇસા (અલે) ની પેગમ્બરીનો નકાર કરતા હતા હજરત (સલ) તેમની સત્યતાના શાક્ષી થયા. જેમકે ઇસાએ અમારા હજરત [સલ] ની બશારત આપતાં યોહાનની ઇનજીલમાં કહ્યું છે કે “મારી પછી ફારકલીત આવશે મારી સત્યતાનો શાક્ષી થશે” *

૧૪૬૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું મુમેનોના જીવ કરતાં તેઓથી વધારે નજદીક છું. તો જે કોઇ દેણદાર થઇને મરે તો મારે માથે તેનું અદા કરવું છે. અને જે કોઇ માલ છોડીને મરે તો તે તેના વારેસ માટે છે.

**ફાયદો** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે શરૂ ઇસલામમાં હજરત [સલ] ની આ આદત હતી કે જ્યારે કોઇ જનાઝો આવતો તો પુછતા કે એણે પોતાના કરજ અદા કરવા માટે કંઇ માલ રાખ્યો છે? ફરી જો જણાતું કે કરજ અદા કરવાનું ઠેકાણું છે તો હજરત (સલ) તેના જનાઝાની નમાઝ પઢતા હતા. પણ જો કરજ અદા કરવાની કોઇ સુરત નહોતી તો પોતે નમાઝ પઢતા નહોતા. અને મુસલમાનોને નમાઝ પઢવાનું કહેતા હતા. ફરી જ્યારે ઇસ્લામની ફતેહ થઇ, અને બેતુલ માલમાં માલ ભેગો થયો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. કરજદાર ઉપર કરાણી આ માટે હજરત (સલ) નમાઝ પઢતા નહોતા કે લોકો કરજથી ડરે, અને જે કરજદાર હોય તે કરજ અદા કરવામાં ગફલત કરે નહીં.

૧૪૬૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું કેયામતના દિવસે બની આદમનો સરદાર છું અને કબર ફાટનારાઓમાં હું પ્રથમ છું અને

* વાંચો યુહાન ૧૫; ૨૬ એ વિષે વધુ ખોલાસો ઇઝહારૂલ હક્ક ભાગ ૨ પૃષ્ટ ૧૫૫-૧૬૬ માં છે. ગુ. મો.

શફાઅત કબૂલ થઇલો પ્રથમ હું છું.

**ફાયદો** એટલે હશરમાં કબરો ફાટી મુરદાં જીન્દા થઇને નીકળશે તો પ્રથમ મારી કબર ફાટશે અને પ્રથમ મારી શફાઅત કબૂલ થશે તે પછી બીજા પેગમ્બરોની. **યોહાન**ની ઈનજીલમાં ઈસાએ [અલે] અમારા હજરત (સલ) ની સરદારીની આવી રીતે સાક્ષી આપી છે "હવે હું વધારે વાતચીત તમારાથી કરતો નથી. કારણ કે આ જહાનનો સરદાર આવે છે" એટલે મારા પછી ખાતેમુન-નબીયીન આવે છે. તે તમને સર્વ કંઈ શીખવશે મારે શીખવવાની હવે કંઈ ગરજ રહી નથી. અને આ જે ફરમાવ્યું કે હું કેયામતમાં બની આદમનો સરદાર છું. તો જો કે હજરત (સલ) દુન્યા તથા આખેરત અને જહાનમાં બની આદમના સરદાર છે અને સર્વ માણસોથી શ્રેષ્ઠ છે પણ દુન્યામાં કાફેરોને એનું યકીન નથી. પણ કેયામતમાં જ્યારે તમામ મખલૂક દુઃખમાં સપડાશે અને પેગમ્બરો પણ બીકે ઇલાહીથી શફાઅત નહીં કરી શકશે તે વેળા અમારા હજરત (સલ) ની શફાઅત કબૂલ થશે તો દરેક મુસલમાન તથા કાફેર પર હજરત (સલ) ની સરદારી તથા બુજુરગી સાફ રીતે પ્રગટ થશે.

૧૪૬૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું કેયામતને દિવસે આ લોકોનો (એટલે જંગે ઓહોદના શહીદોનો) સાક્ષી છું.

**ફાયદો** જંગે ઓહોદમાં સિત્તેર સહાબી શહીદ થયા હજરત (સલ) બે બે લાશોને એક એક કબરમાં દફન કરતા હતા. અને ફરમાવતા હતા કે જે વધારે કુરઆન પઢનાર હોય તેને કિબલા તરફ આગળ રાખો. ફરી આ હદીસ ફરમાવી. એટલે હું તેઓની નિર્મળ શહાદતનો ગવાહ છું.

૧૪૬૪ બોખારી તથા મુસલિમમાં જબીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હોજે કોસર પર હું તમારે માટે આગળ જનાર છું.

૧૪૬૫ મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું મોહમ્મદ છું, અહમદ છું, મોકફ્ફી છું, હાશેર છું, નબીયુ-ત્તોબા છું, નબીયુલ-મરહમા છું" અને અતરાકે અબી મસઊદમાં છે "અને નબીયુ-ર્રહમહ છું, અને નબીયુલ-મલહમા છું" અને એમાં નબીયુ-તોબા વર્ણાયું નથી.

**ફાયદો** હજરતે (સલ) આ હદીસમાં પોતાના નામો તથા ગુણો વર્ણવ્યાં. મોહમ્મદના અર્થ ઘણો સ્તુત્ય અહમદના અર્થ સર્વ મખલુકથી વધુ સ્તુતી પાત્ર (અથવા વધુ સ્તુતી કરનાર) મોકફ્ફીના અર્થ સર્વ પેગમ્બરો પછી આવનાર. હાશેર એટલે સર્વનો હશર આપના કદમ ઉપર થશે. નબીયુ-તોબા એટલે આપના હાથ ઉપર અગણીત લોકોએ તોબા કરી અને તેમની ઉમ્મતની તોબા મકબૂલ છે. નબીયુલ-મરહમા એટલે એવો પેગમ્બર કે જેની શરીઅતના અહકામમાં કંઈ સખ્તી કે તંગી નથી તદન રહમત (અને મેહેર) છે. નબીયુલ-મલહમા એટલે જંગનો પેગમ્બર કે તલવારથી દીનને જહાનમાં ફેલાવ્યું. અતરાકે અબુ મસઊદ એક કિતાબનું નામ છે જેને ઇબરાહીમ બીન મોહમ્મદ દમીશકી (રહ) જેવણ હદીસના મોટા હાફેજ હતા તેવણે રચી છે. હિન્દુસ્તાનમાં ખ્રીસ્તીઓ મુસલમાનો પર શંકા કરે છે કે તમારા પેગમ્બરે તલવારના જોરથી ઇસ્લામ ફેલાવ્યું અને માણસોને કતલ કર્યા, અને જુઓ તો રકત વહેવું (ખૂન રેજી) દુરસ્ત નથી. કોઈ પેગમ્બરે ખૂન રેજી કરી નથી. એનો જવાબ આ છે કે બુદ્ધિવાળા એક મતે છે કે જુલમ અને કુફર ઘણી બુરી ચીજ છે. અને અદલ તથા ઈમાન ઉમદા ચીજ છે. તો જ્યારે જાલેમ અને કાફેર પોતાના જુલમ તથા કુફરને નહીં છોડે અને હક્ક વાતને કોઈ તરેહ નહીં સમજે તો તેનું કતલ કરવું અકલની નજદીક દોશ પાત્ર નથી કે બીજા લોકો તેની સંગથી ખરાબ થાય નહીં. દાખલા તરીકે જો આદમીનો હાથ સડે તો તેને કાપવો બેહતર છે કે જેથી બીજા અવયવ સડતા બચે. એમ છતાં તોરાત તથા ઝબુરને ખ્રીસ્તીઓ સત્ય માને છે (અને બૈબલનું અંગ જાણે છે) તે તોરાતમાં જેહાદ (ધર્મ વિષે લડાઇ) કરવાનો ખુલ્લી રિતે હુકમ હસ્તિ ધરાવે છે. હજરત મુસા હજરત યુશા અને હજરત

દાઊદ (અલે) ના જેહાદ જગત જાણીતા છે. જેને શક હોય તે તૌસાતમાં જુએ. એટલુંજ નહીં પણ ૪૫ માં ઝબુર (ગીત)માં અમારા હજરત (સલ) ની બશારત [ સુવારતા ] માં દાઊદે (અલે) આવી રીતે ફરમાવ્યું છે "ઓ પેહેલવાન તું જાહોજલાલીથી પોતાની તલવાર બાંધી રાન પર લટકાવ અદાલતપર સ્વાર થા. તારો જમણો હાથ તને હેબતવાળા કામો દેખાડશે" અને ૭૨ મા ઝબુરમાં હજરત (સલ) વિષે ખોદા આવી રીતે ફરમાવે છે કે "તે મારા બંદાઓમાં સચ્ચાઇથી રાજ્ય કરશે. મોહતાજોને બચાવશે, જાલેમોને તુકડે તુકડા કરશે. જ્યાં સુધી સૂર્ય હસ્તિ ભોગવશે તેનું દીન, બરકત, તથા તેનું નામ બાકી રહેશે" આ બંને દલીલોથી ખુલ્લી રીતે જણાયું કે જેહાદ કરવું ઉમદા કામ છે. અમે ખ્રીસ્તીઓને પસંદ નહોય * પણ ખોદાને પસંદ છે. અને ખ્રીસ્તીઓ જે કહે છે કે આ બંને બશારતો હજરત ઈસા [અલે] માટે છે તે તદન ખોટું છે. કારણ કે ઈસાએ (અલે) ક્યારે તલવાર પકડી? અને કયા કાફરને માર્યો? તેમના પર પેહેલવાન તથા જેહાદ કરનારના શબ્દ ખરા પડતા નથી. પણ આ બંને બશારતો અમારા હજરત (સલ) ની નોબુવ્વતની ખુલ્લી દલીલ છે.

૧૪૬૬ મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું અને યતીમને પાલનાર જંનતમાં આ બંનેની જેમ છીએ. અને હજરતે (સલ) કલેમાની આંગળી તથા વચલી આંગળીના તરફ ઇશારો કર્યો.

**ફાયદો** એટલે યતીમની પરવિરશ કરનાર તથા તેમના માલની સંભાળ કરનારની એટલી ઉંચી પદવી થશે કે બે આંગળીઓમાં જેવો મીલાપ છે તેવો મારી પદવી સાથે મીલાપ રહેશે.

## ફસલ ૧૪ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **ઈસમે ફેઅલ** છે.

૧૪૬૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અરફેદા પુત્રો તમો (ઢાલ તથા બરછી) લો" આ હજરતે (સલ) ઈદને દિવસ સુદાનવાળાઓને કહ્યું અને તેઓ ઢાલ તથા બરછીથી રમતા હતા.

**ફાયદો** અરફેદા હબશીઓના દાદાનું નામ છે જેની એઓ ઓલાદ છે. રિવાયત છે કે ઈદને દિવસે હજરત (સલ) હજરત આએશા (રદી) ના ઘરમાં હતા. અને હબશીઓ ઢાલ બરછીથી મસજીદની સેહેનમાં કસરત કરતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરતે (સલ) આ ખેલને એટલા માટે જોયો [ તથા મસજીદમાં રમવા દીધો ] કે ફરી ગદકાની જેમ આ જેહાદનું સાધન છે. વિશેષ કરી ઈદને દિવસે આવા મોબાહ કામમાં કંઇ દોશ નથી કેમકે વધારે ખુશીનું કારણ છે.

૧૪૬૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું થોભ કેમકે હું આશા રાખું છું કે મને (હિજરત કરવાનો) હુકમ મળશે." આ હજરતે (સલ) હિજરત કરવા પેહેલાં હજરત અબુબકર [રદી] ને કહ્યું.

**ફાયદો** હજરત (સલ) થી આગળ સર્વ સહાબા મદીના તરફ હિજરત કરી ગયા હતા. સિદ્દીકે અકબરે (રદી) પણ હિજરત કરવાનો હુકમ હજરત (સલ) થી માંગ્યો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. ફરી સિદ્દીકે અકબર હજરત

* જેહાદને નહીં પસંદ કરવું પણ ખ્રીસ્તીઓનું માત્ર મોંથી છે તથા ઇસ્લામ પર દોશ મુકવા માટે છે નહીં તો ધર્મને માટે એઓ યહુદીઓ સાથે તથા રોમન કેથોલીક અને પ્રોટેસ્ટેન આપસમાં ઘણા લડયા છે. વાંચો મારી ચોપડી જેહાદની હકીકત. ગુ. મો.

(સલ) ની સાથ જવાની વાટ જોતા રહ્યા. જ્યારે હજરત (સલ) ને હિજરતનો હુકમ થયો તો હજરતની સાથે મદીને આવ્યા. આ હદીસથી સિદ્દીક અકબરની મોટી ફજીલત સિદ્ધ થઇ કે હજરતે [સલ] પોતાની રિફાકત માટે સિદ્દીકે અકબર સિવાય કોઇને નીમ્યા નહીં.

૧૪૬૯ બોખારી તથા મુસલિમમાં સફીયા બીનતે હોયે (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો થોભો ખચીત આ સફીયા બીનતે હોયે છે.

**ફાયદો** સહી બોખારીમાં પૂરી રિવાયત આવી રીતે છે કે હજરત સફીયા હજરત (સલ) ની બીબી હજરતની મોલાકાત માટે મસજીદમાં આવ્યાં. હજરત (સલ) રમજાનમાં એતેકાફે બેઠા હતા. તેવણુ હજરત સાથે વાત ચીત કરતાં રહ્યાં. રાત ઘણી વીતી ત્યારે હજરત (સલ) તેમને પોહોંચાવવા ચાલ્યા. માર્ગમાં બે અનસારી મલ્યા ત્યારે હજરતે (સલ) તેઓને આ હદીસ ફરમાવી. એટલે આ મારી બાયડી છે કોઇ પારકી સ્ત્રી નથી ખોટી ધારના નહીં કરવી. અનસારીઓ એ કહ્યું સુબ્હાન-લ્લાહ ! ઓ રસૂલુલ્લાહ આપને માટે બુરી ધારના કરવાનો પેસારો કેવો? હજરતે ફરમાવ્યું કે શૈતાન ઇનસાનના બદનમાં ખૂનની જેમ ફરે છે. હું બીધો કે રખે ને તમારા દિલમાં કંઇ બદ ગુમાની નાખે. આ હદીસથી જણાયું કે માણસ તોહમતની જગ્યાથી બચે. અને જો એવી જગ્યામાં સપડાય તો પોતાની સાફાઇ લોકોમાં જાહેર કરે કે જેથી લોકો બદ ગુમાનીમાં સપડાય નહીં.

૧૪૭૦ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો થોભો હું તમને શીખવું છું અને તમને બશારત થાઓ. ખચીત તમારાપર અલ્લાહની નેઅમતમાંથી છે કે તમારા સિવાય લોકો માનો કોઇ આ વખતમાં નમાઝ પઢતો નથી" અથવા આવી રીતે ફરમાવ્યું "તમારા સિવાય કોઇએ આ વખતમાં નમાઝ પઢી નથી." એ-શાની નમાઝમાં જ્યારે ઘણી દેર લાગી ત્યારે હ-જરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એકવાર હજરતે (સલ) ઇશાની નમાઝ અડધી રાત વીતે પઢી, અને આ હદીસ ફરમાવી. એટલે ખોદાનું તમારા પર એહસાન છે કે આ વખતની ઇબાદત તમારેજ માટે ખાસ કરી. બીજા માણસો આ વખત ઇબાદતમાં તમારા ભેગા નથી.

૧૪૭૧ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે (ઈ-મામની) વાત સાંભળવાને તથા તાબેદારીને પોતાની તંગીમાં તથા આસાનીમાં, ખુશીમાં તથા નાખુશીમાં તથા બીજા કોઇને તારાપર વધારવાની હાલતમાં લાજેમ જાણ (અગત્યનું ગણ).

**ફાયદો** એટલે હાકેમ જે હુકમ કરે તેની તાબેદારી વાજેબ છે ફરી તે કામ તારા પર સખત હોય અથવા સેહલું હોય. તું ખુશ હોય અથવા નાખુશ હોય તથા તે હાલતમાં કે હાકેમ તારા પર બીજા કોઇને વગર તેને હકે આગળ વધારે બીજાને આપે તને નહીં આપે. પણ ગુનાહના કામમાં હાકેમની તાબેદારી નથી.

૧૪૭૨ મુસલિમમાં સોબાન (રદી) થી રિવા-યત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઘણા સિજદા કરવાને તારા પર લાજેમ જાણ (જરૂરતું જાણ) કારણ કે ખચીત જ્યારે તું અલ્લાહ માટે સિજદો કરશે તો તેથી અલ્લાહ તારો દરજો [પદવી] બોલંદ કરશેજ અને તેથી અલ્લાહ તારો ગુનોહ ઘટાડશેજ." આ હજરતે સોબાનને ફરમાવ્યું.

**ફાયદો** સોબાન (રદી) હજરત (સલ) ના ચેલા હતા. તેવણે હજરત (સલ) ને પૂછ્યું હ-જરત મને તે કામ બતાવો જે મને જંનતમાં લઇ જાય? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૪૭૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિ-વાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઘણાજ કાળા કુતરાને કે જેની આંખો પર બે ડાઘા હોય તેના કતલ કરવાને તમો લાજેમ જાણો કેમકે તે શૈતાન છે" એટલે ઇજા કરનાર છે.

**ફાયદો** મસાબીહમાં જાબેર (રદી) થી રિ-વાયત છે કે હજરતે પ્રથમ કુતરાં મારવાનો હુકમ કર્યો તે એટલાં સુધી કે એક સ્ત્રી જંગ-લથી આવી તેણીની સાથે એક કુતરૂં હતું તે પણ

મસાયું. ફરી હજરતે (સલ) કુતરાં મારવાની રેશમ્ણુ કરી અને આ હદીસ ફરમાવી.

૧૪૭૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો લાજેમ જાણો તે (પીલવણુ) ના કાળા ફળને કેમકે તે ખુશબોદાર છે. જાબેર (રદી) કહે છે કે મેં કહ્યું શું તમે બકરાં ચરાવ્યાં છે? હજરતે (સલ) ફરમાવ્યું કે હા. અને દરેક નબીએ તે ચરાવ્યાં છે.

**ફાયદો** જાબેર (રદી) થી રિવાયત છે કે અમો હજરત [સલ] ની સાથે એક મજલે ઉતર્યાં અને અમો ત્યાં પીલવણુના ફળ વિણી વિણીને ખાતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે પાકા ફળ ખાઓ. અને પેગમ્બરોએ પ્રથમ બકરાં એટલાં માટે ચરાવ્યાં કે ઉમ્મતનો બંદોબસ્ત કરી શકે.

૧૪૭૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જેટલી શકિત રાખો તેટલાં અમલને લાજેમ કરો. કારણ કે જ્યારે તમને થાક લાગી નારાજ થશો તો અલ્લાહ નારાજ થાય છે.

**ફાયદો** બોખારીમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે અમારે ત્યાં એક સ્ત્રી આવી તેણે એક દોરડી ટાંગી હતી તે આખી રાત સુતી નહોતી. જ્યારે ઊંઘનું જોર થતું તો તેને પકડી લેતી. હજરત (સલ) ઘરમાં આવ્યા તો દોરડીનો હાલ પૂછ્યો તો મેં તે ઓરતનો હાલ બયાન કર્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે નફલ ઇબાદત ત્યાં સુધીજ સારી છે કે ખુશીથી અદા થાય. અને તેમાં જીવ લાગે. કારણકે જ્યાં સુધી તમને ઇબાદતમાં નારાજી તથા થાક લાગતી નથી ત્યાં સુધી ખોદા રહમત તથા સવાબને કાટતો નથી.

૧૪૭૬ બોખારીમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે થોભ ઓ આએશા! નરમીને તારા પર અખત્યાર કર. અને સખતી તથા ભુંડું બોલવાથી તું બચ.

**ફાયદો** આ હદીસનો કિસ્સો બીજા અધ્યાયમાં આવી ગયો કે યહુદીઓએ હજરત [સલ]ને ભુરૂં કહ્યું હતું તેના બદલામાં હજરત આએશા [રદી] એ પણ સખ્ત કહ્યું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

## ફસલ ૧૫ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **લાભ** છે.

૧૪૭૭ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારે માટે કીંમત છે અને તારે માટે ઊંટ છે. તારે માટે કીંમત છે અને તારે માટે ઊંટ છે." આ હજરતે જાબેર (રદી)ને કહ્યું.

**ફાયદો** હજરતે [સલ] જાબેર (રદી)થી ઊંટ ખરીદયું હતું ફરી તેમને ઊંટ અને કીંમત બંને આપ્યા ફરી આ હદીસ ફરમાવી.

૧૪૭૮ મુસલિમમાં અબુ મસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારે માટે તેને બદલે કયામતને દિવસે સાતસો ઊંટડીઓ નકીલવાળી છે" એક પુરૂષ નકીલવાળી ઊંટડી લાવ્યો અને કહ્યું કે આ અલ્લાહના માર્ગમાં નજર છે તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

૧૪૭૯ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે દરેક બીમારી માટે દવા છે. તો જ્યારે દવા બીમારીને લાગુ પડે છે તો અલ્લાહના હુકમથી તે સારી થાય છે.

**ફાયદો** એટલે ખરૂં જોતાં દરેક બીમારી માટે અલ્લાહના ઇલમમાં એક દવા ઠરેલી છે અગર જો હકીમો જાણતા નહોય. ફરી ફરમાવ્યું કે જો કે દરેક બીમારી માટે ઔષધ છે પણ તે ઔષધ પોતાની તાસીરમાં નિરાધાર નથી હકીમે મુતલક [અલ્લાહ]ના હુકમની ગરજવાન છે. આજ કારણ

છે કે સો વાર આજમાવેલી દવા (અજમાયેલ) કોઇ એક જગ્યા તદન અસર કરતી નથી.

૧૪૮૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ તથા અનસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક અહદ (કરાર) તોડનાર માટે અહદ તોડવાના પ્રમાણમાં કેયામતને દિવસે એક ઝણ્ડો (વાવટો) છે.

**ફાયદો** ઝણ્ડાની મતલબ આ છે કે કેયામતને દિવસે ફજ્યત થાય.

૧૪૮૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક નબી માટે એક મકબૂલ દોઆ છે તેને તે માંગે છે. અને હું ઇરાદો કરું છું ઇનશાઅલ્લાહ કેયામતને દિવસ શફાઅત કરવા મારી દોઆને છુપાવી રાખું છું.

**ફાયદો** જો કે પેગમ્બરોની ઘણી દુઆ મકબૂલ થાય છે પણ તેઓની નજદીક ખાતરીપૂર્વક કબૂલ થનારી દોઆ એકજ હોય છે. અને બીજીમાં ખાતરી નહીં પણ કબૂલ થવાની આશા હોય છે. તો હજરતે (સલ) ફરમાવ્યું કે મેં મારી ખાતરીપૂર્વક દોઆને મારી ઉમ્મત માટે રાખી મુકી છે કે કેયામતની સખતીમાં તેઓને કામ આવે. આ હદીસથી હજરત [સલ]ની અપાર શફકત ઉમ્મત ઉપર જાહેર થઇ.

**શેઅર.**

એ મુસલમાનો કરો શુકરે ખોદા
તુમને પાયા મુસ્તફાસા પેશવા
દેખો કયા તુમ પર થા રહમે મુસ્તફા
હોલ મહશર કાબી સામાં કર ગયા
તુમકો અબ લાઝેમ હે ઉસકી પેરવી
દૂર કર દો બિદઅતોંકી ગુમરહી.

૧૪૮૨ બોખારીમાં મઅન બીન યઝીદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ યઝીદ જે તેં નૈયત કરી તે તારે માટે છે અને ઓ મઅન જે તેં નૈયત કરી તે તારે માટે છે.

**ફાયદો** યઝીદે જકાતનો માલ પોતાના વકીલ [પવરવાળા]ને આપ્યો કે કોઇ મોહતાજને આપે. વકીલે અજાણપણામાં અંધારામાં યઝીદના [illegible]ને આપી. જ્યારે યઝીદને આ હાલ જણાયો ત્યારે પોતાના દીકરાને હજરત [સલ] પાસે લઇ ગયો અને આ હાલ કહ્યો. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે તારાપરથી જકાત અદા થઇ. અને તેને લેવું દુરૂસ્ત છે અજાણપણાને લીધે. ઇમામ આજમ તથા ઇમામ મોહમ્મદ [રહ]નો આજ મજહબ છે કે જો અંધારામાં અજાણથી બાપને અથવા દીકરાને જકાત આપે તો જકાત અદા થાય છે. બીજી વાર જકાત આપવાની કશી જરૂર નથી.

૧૪૮૩ બોખારીમાં આએશા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારે માટે અફજલ [શ્રેષ્ઠ] જેહાદ મકબૂલ હજ્જ છે.

**ફાયદો** બોખારીમાં રિવાયત છે કે હજરત આએશાએ (રદી) હજરત [સલ]ને કહ્યું ઓ રસુલુલ્લાહ અમો જેહાદને અફજલ ઇબાદત જાણીએ છીએ, જો ફરમાવો તો અમો પણ જેહાદ કરીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઓરતોપર જેહાદ ફરજ નથી. તેઓ માટે મકબૂલ હજ્જ જેહાદ બરાબર છે. મકબૂલ (મબરૂર) હજ્જ તે છે કે જેમાં ગુનાહ નહોય.

૧૪૮૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ગુલામ નેક કામ કરનાર માટે બે સવાબ છે.

**ફાયદો** એટલે એક સવાબ ખોદાની બંદગીનો અને બીજો સવાબ માલિકની તાબેદારીનો.

૧૪૮૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ગુલામ માટે તેનું ખાણું તથા કપડું છે. અને જે કામની તેને શક્તિ નહોય તેની તકલીફ તેને આપે નહીં.

૧૪૮૬ બોખારી તથા મુસલિમમાં જોબેર બીન મુતએમ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારા પાંચ નામ છે. હું મોહમ્મદ તથા અહમદ છું. અને હું માહી છું મારે લીધે અલ્લાહ કુફરને મટાડે છે. અને હું હાશેર છું મારા કદમપર લોકોનો હશર થશે. અને હું આકેબ છું (એટલે હું છેલ્લો પેગમ્બર છું).

## ફસલ ૧૬ મી

**આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે ખ્વાબ અથવા [illegible] છે.**

૧૪૮૭ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નોબુવ્વતમાંથી મોબશ્શરાત વગર કંઇ રહ્યું નથી. સહાબાએ કહ્યું મોબશ્શરાબ શું છે? હજરતે (સલ) ફરમાવ્યું કે સારૂં સ્વપ્નું.

**ફાયદો** નોબુવ્વતનો ઇલમ ગૈબથી આવે છે. તો ફરમાવ્યું કે ગૈબથી ઇલમ આવવાનો માર્ગ સાચા ખ્વાબ વગર કોઇ રહ્યો નથી. કારણકે નોબુવ્વત ખતમ થઇ ગઇ છે.

૧૪૮૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઝોળીમાં ત્રણ છોકરાઓ સિવાય કોઇ બોલ્યું નથી. (૧) ઇસા બીન મરયમ. (૨) જોરેજવાળો છોકરો. અને (૩) દૂધ પીતાં પીતાં બોલનારો છોકરો.

**ફાયદો** દૂધ પીતાની હાલત [બાળપણ]માં આ ત્રણ સિવાય કોઇ બચ્ચું બોલ્યું નથી. હજરત ઇસા (અલે)નું બોલવું તો કુરઆનમાં વર્ણવ્યું છે કે હજરત મરયમ (અલે)ની પાકદામની એમના બોલવાથી સિદ્ધ થઇ. અને જોરેજવાળા છોકરાનો કિસ્સો આ છે કે * બની ઇસ્રાઇલમાં જોરેજ નામનો એક આબેદ પુરૂષ હતો. તે ઇબાદતખાનામાં ઇબાદત કરતો હતો. એવામાં તેની માએ ત્યાં આવીને તેને બુમ પાડી. પણ જોરેજ નમાઝને લીધે બોલ્યો નહીં, નમાઝમાં લાગેલો રહ્યો. તેની મા પાછી ફરી. બીજે દિવસે તેની મા ફરી તેની પાસે આવી તો પણ તે નમાઝમાં હતો. તેની માના પૂકારવાથી તે બોલ્યો નહીં. તેની માએ આવી રીતે બદ-દોઆ કરી "ઓ અલ્લાહ જ્યાં સુધી એ વ્યભિચારણ વેશ્યાનું મોં નહીં જુવે મરે નહીં." બની ઇસ્રાઇલમાં જોરેજની બંદગીની ઘણી ચરચા હતી. એક વેશ્યા રાંડ કે જેનું સ્વરૂપ પ્રખીયાત હતું તેણે કહ્યું કે જુઓ હું જોરેજને હલાવું છું. અને તેનો તકવો તહારત સર્વ ખોઉં છું [તેનું યત તોડું છું] તો તે વેશ્યા તેની સામે આવી પણ તેણે તેણી તરફ કંઇ ધ્યાન કર્યું નહીં. ફરી તે એક ભરવાડ પાસે ગઇ જે જોરેજના ઇબાદતખાના પાસે ચરાવતો હતો, તેણે તેણીથી વ્યભિચાર કર્યો. જ્યારે છોકરો જણ્યો તો તે કસબણે કહ્યું કે આ જોરેજનો છોકરો છે. ફરી તો બધા બની ઇસ્રાઇલ જોરેજથી ફરી ગયા. અને ઇબાદતખાનાથી કાઢી લાવ્યા અને ઇબાદતખાનું તોડી નાખ્યું. અને તેનાપર માર પડવા લાગી. જોરેજે કહ્યું તમો શા માટે મને મારો છો? લોકોએ કહ્યું કે તેં આ કસબણથી હરામકારી કરી છે તે તારો છોકરો જણી છે. જોરેજે કહ્યું તે છોકરો ક્યાં છે? લોકો તે છોકરાને તેની સામે લાવ્યા. જોરેજે કહ્યું હવે મને છોડો નમાઝ પઢવા દો (ફરી હું જવાબ આપીશ) ફરી તે નમાઝ પઢીને છોકરા પાસે આવ્યો. અને તેના પેટમાં આંગળી ખોસીને કહ્યું કે ઓ છોકરા બોલ કે તારો બાપ કોણ છે? છોકરો બોલ્યો મારો બાપ ફલાણો ભરવાડ છે. ફરી તો સઘળા લોક જોરેજને ચુમવા ચાટવા લાગ્યા. અને કહ્યું કે અમો તારૂં ઇબાદતખાનું સોનાનું બાંધી આપીએ? જોરેજે કહ્યું કે એની કંઇ ગરજ નથી. જેવું માટીનું હતું તેવું બનાવો. ફરી તેવું બનાવ્યું. અને દૂધ પીતા છોકરાનો કિસ્સો સારરૂપી આ છે કે તેની માએ ઘોડાપર સ્વાર એક પુરૂષને જોયો તો કહેવા લાગી, ઓ અલ્લાહ તું મારા દીકરાને આવો કરીશ. તે છોકરાએ દૂધ પીવું છોડીને કહ્યું ઓ અલ્લાહ તું મને એવો નહીં કરીશ. ફરી તેની માએ એક સ્ત્રીને જોઇ કે તેણીને ચોરી અને હરામકારીને લીધે મારે છે તેણીએ કહ્યું ઓ અલ્લાહ મારા દીકરાને એવો નહીં કરીશ. છોકરાએ દૂધ પીવું છોડીને કહ્યું ઓ અલ્લાહ મને એવો નહીં કરીશ. ફરી

---

* આ કિસ્સા અતરે લખવાના નહોતા. કારણ કે તે પૂરેપૂરા હદીસ ના. ૧૭૦૫માં છે. ગ્રા. મો.

છોકરાએ કહ્યું તે સ્વાર જાલેમ હતો અને આ સ્ત્રી તદન બેકસૂર હતી માટે મેં તારે વિરૂદ્ધ ખોદાથી દોઆ કરી.*

૧૪૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇબરાહીમ નબી [અલે] ત્રણજવાર જૂઠ બોલ્યા છે, બે વાર ખોદાની બાબતમાં. તેમનું કહેવું હું માંદો છું અને તેમનું કહેવું પણ આ તેઓના મોટાએ કર્યું છે. અને એકવાર સારાની બાબતમાં.

**ફાયદો** હજરત ઇબરાહીમ [અલે]ની કોમ તારા તથા મૂર્તિપૂજક હતી તો તેમની ઈદનો જ્યારે દિવસ આવ્યો તો તેઓએ ધાર્યું કે હજરત ઇબરાહીમ [અલ]ને લઇ જાય. હજરત ઇબરાહીમે તેઓના માનવા પ્રમાણે પોતાના નહીં જવાનો હીલો (બહાનું) ઉઠાવ્યો. તારા જોઇને કહ્યું કે હું માંદો છું. એટલે તમારા માનવા પ્રમાણે આકાશની ચાલથી હું બીમાર થઇશ. અથવા દિલ દુઃખવાને બીમારી કહી. અને જ્યારે તેમના લોકો ઈદમાં શેહેર બહાર ગયા તો તેવણે દેવલમાં જઇને સર્વ મૂર્તિ તોડી અને હથોડો મોટા બુતને ખાંધે મુકયો. જ્યારે લોકોએ પૂછ્યું કે મૂર્તિઓ કોણે ભાંગી? તો હજરત ઇબરાહીમે કહ્યું આ મોટી મૂર્તિએ તોડી જેને ખાંધે હથોડો રખાયો છે. તો તેઓ પોતે મૂર્તિ પૂજવાની બેવકુફાયથી શરમિન્દા થયા. તે લોકો મોટી મૂર્તિનું ઘણું માન માનતા હતા અને ઘણી બંદગી કરતા હતા માટે હજરત ઇબરાહીમે મૂર્તિ તોડી તો હજરત ઇબરાહીમ [અલે]ના મૂર્તિ તોડવાનું કારણ જાણે તેજ મુર્તિ થઇ. માટે હજરત ઇબરાહીમે તેને તોડનાર બનાવી. અને જ્યારે હજરત ઇબરાહીમ (અલે) એરાક દેશથી હિજરત કરી શામ દેશમાં ગયા તો ત્યાંના રાજાની ટેવ હતી કે ખુબસુરત સ્ત્રી છીનુવી લેતો અને તેના ખાવિન્દને મારી નાંખતો. પણ જો ભાઇ હોય તો તેને મારતો નહોતો. તો હજરત ઇબરાહીમે (અલ) પોતાની બીબી સારાને જે ઘણાં ખુબસુરત હતાં ફરમાવ્યું, રાજા તને બોલાવે અને મારા વિષે પૂછે તો કહે જો કે આ મારો ભાઇ છે. એટલે દીન સંબંધનો ભાઇ * આ ત્રણે વાતો ખરૂં જોતાં સાચી હતી અને જાહેરમાં જૂઠી (માટે જૂઠ બોલવાનું કહ્યું.)

† મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓ માટે તે દિવસમાં અનાજ નહોતો· જો તેઓ પાસે તે હતે તો તે વિષે તેઓ માટે તે દોઆ કરતે" એટલે મક્કાવાળાઓ માટે જ્યારે હજરત ઇબરાહીમે દોઆ કરી ત્યારે.

**ફાયદો** તેસીરૂલ વોસૂલમાં લખ્યું છે કે હજરત ઇબરાહીમે (અલે) હજરત ઇસમાઇલ (અલે) ની બીબીને તેઓના ગુજરાનો હાલ પૂછયો. તેણીએ કહ્યું અમો સારી રીતે ગુજારો કરીએ છીએ, અને અલ્લાહનું શુકર કર્યું (ઉપકાર માન્યો). ફરી ફરમાવ્યું કે તમારૂં ખાણું શી ચીજનું છે? તેણીએ કહ્યું કે માંસ. ફરમાવ્યું કે તમારૂં પીવાનું શું છે? તેણીએ કહ્યું પાણી. આપે આ સાંભળી દોઆ કરી ઓ અલ્લાહ એઓ માટે માંસ અને પાણીમાં બરકત આપ. હજરતે (સલ) ફરમાવ્યું કે તે વખતમાં તેઓ પાસે અનાજ નહોતો. જો હોતે તો તે માટે પણ દોઆ કરતે.

૧૪૯૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના કોઇને તેની કરની (અમલ) જંનતમાં લઈ જશે નહીં. સહાબાએ કહ્યું શું આપને પણ નહીં લઇ જશે? હજરતે (સલ) ફરમાવ્યું કે મને પણ મારા અમલ લઇ જશે નહીં. પણ જો અલ્લાહ પોતાના ફજલ અને રહમતથી મને ઢાંકશે તો હું જઇશ.

**ફાયદો** એટલે અલ્લાહના ફજલ અને રહ-

---

* આ ત્રણનું નાનપણમાં બોલવું એકે મતે સિદ્ધ થયું છે. અને યુસોફ (અલે) ની પાકદામનીની બયાન કરવા એક બાળકનું તથા અસહાબે ઉખદુદમાં એક બાળકનું બોલવું સિદ્ધ છે. વાંચો હદીસ નાં૦ ૧૭૧૨. ગુ. મો.

* હાલ ચાલુ તોરાતની કેટલીક પ્રતો પ્રમાણે જણાય છે કે સારા હજરત ઇબરાહીમ (અલે) ની કાકાની છોકરી હતાં તો પિત્રાણુ બેહેન પણ થયાં. ગુ. મો.

† આ હદીસ બે શુદ્ધ પ્રતોમાં તથા મશારેકની શરહ મબારેકમાં છે પણ ઉર્દુ ભાષાંતર કરનારે લખી નથી માટે એ હદીસને મશાલે ના. ની ગણતરી આપી નથી. ગુ. મો.

મત વગર માત્ર સારાં કામો મુક્તિ (નજાત) માટે પુરતાં નથી. ખરૂં જોતાં નજાતનું કારણ ખોદાનું ફઝલ છે, અને કરની એ તેની નિશાની તથા પત્તો છે.

## ફસલ ૧૭ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે ભમ્મા છે.

૧૪૯૧ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે અલ્લાહે આદમના પૂતળાને જંનતમાં બનાવ્યું તો જેટલું તેણે રાખવા ચાહીયું તેટલું (ત્યાં) રહેવા દીધું ફરી શૈતાન તેની આસપાસ ફરવા લાગ્યો અને તેને જોવા લાગ્યો. જ્યારે તેણે તેને જોયું કે તે અંદરથી પોલ છે તો તેણે જાણ્યું કે આ મખલૂક (ઉત્પન્ન) એવી છે કે પોતાના અખત્યારમાં રહેશે નહીં.

**ફાયદો.** કોઇક રીવાયતમાં છે કે આદમ [અલે] નું પૂતળું દુન્યામાં બન્યું અને આ હદીસથી જણાય છે કે જંનતમાં બન્યું તો મતલબ આ છે કે આદમ (અલે) નો ગારો દુન્યામાં તૈયાર થયો અને પૂતળું જંનતમાં બન્યું. અને કેટલાક કહે છે કે રૂહ જંનતમાં દાખલ થઇ અને પૂતળું દુન્યામાં બન્યું. મક્કા અને તાએફની વચ્ચે એક બાગમાં ચાલીસ વર્ષ પડી રહ્યું અને આ હદીસમાં જે જંનત છે તેથી મતલબ તેજ બાગ છે. ફિરશતાઓ જાણતા નહોતા કે એનું નામ શું છે અને તેના પેદા કરવાની શી ગરજ છે. સર્વને એક તરેહની આશ્ચર્ય હતી. જ્યારે શૈતાને પૂતળાને સારી રીતે જોયું તો પોકળ પેટ હોવાથી અનુમાન કર્યું કે ભૂકમાં એને પોતાના જાન પર કાબુ રહેશે નહીં. અને આવી રીતે બોલ્યો કે જો ખોદાએ એને મારાપર શ્રેષ્ઠા આપી તો હું તેની તાબેદારી કરીશ નહીં. અને જો તેને મારા અખત્યારમાં કર્યું તો હું તેને હલાક કરીશ.

* ૧૪૯૨ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જ્યારે કોરેશે મને (મેઅરાજ વિષે) જૂઠવ્યો તો હું હતીમમાં ઉભો રહ્યો. ફરી અલ્લાહે બૈતુલ મોકદ્દસને મારે માટે પ્રગટ કર્યું તો હું તેને જોતો જતો હતો અને તેની નિશાનીયો બતાવતો હતો.

## ફસલ ૧૮ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે અમ્મા છે.

૧૪૯૩ બોખારી તથા મુસલિમમાં ફાતેમા બીનતે કૈસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અબુ જહમ તો પોતાની લાકડીને ગરદન ઉપરથી ઉતારતો નથી. અને મોઆવિયા તેતો દરિદ્રી છે તેની પાસે માલ નથી. "તું ઓસામાથી નિકાહ કર." આ હજરતે [સલ] ફાતેમાને કહ્યું જ્યારે તેણીને તેના પતી અબુ અમર બીન હફસે તલાક બાએન આપી ફરી અબુ જહમ તથા મોઆવિયા (રદી)એ તેણીથી પેગામ કર્યો ત્યારે.

**ફાયદો.** ફાતેમા બીનતે કૈસે [રદી] હજરત [સલ] ની સલાહ લીધી કે હું અબુ જહમથી નિકાહ કરૂં અથવા મોઆવિયા (રદી)થી? ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે સલાહ આપવામાં કોઇની એબ બયાન કરવી દુરસ્ત છે. જેથી સલાહ લેનાર ધોકો ખાય નહીં. આ ગીબતમાં દાખેલ નથી.

૧૪૯૪ બોખારી તથા મુસલિમમાં* મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ઇસ્લામને તો હું કબુલ રાખું છું પણ માલ તેની મને કંઈ મતલબ નથી" મોગીરા બીન શોઅબા [રદી] જ્યારે મુસલમાન થયા ત્યારે હજરતે (સલ) તેમને કહ્યું.

**ફાયદો** કુફ્રની હાલતમાં મોગીરા કાફેરોના કાફલાને સાથે થયા. ફરી તેઓને ધોકો આપીને મારી નાખ્યા. અને તેઓનો માલ લઇને હજરત (સલ) પાસે મુસલમાન થવા આવ્યા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે કાફેરથી પણ દગો કરવો દુરૂસ્ત નથી. જો કે કાફેરોનો માલ મોબાહ છે પણ તે એવી શરતથી કે તેઓ પર ગલબો અને જીત થાય અને કરાર તોડવો પડે નહીં. અને જ્યારે કાફેરનો સંગ અને નોકરી અખત્યાર કરી અથવા તેના અમનમાં રહ્યો તો તેનો માલ ચોરવો તથા દગાથી લેવો કદી દુરૂસ્ત નથી.

૧૪૯૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન સલામ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે માર્ગો જે તેં તારે ડાબે તરફ જોયા તે માર્ગો ડાબા હાથ વાળાઓના (એટલે કેયામતના જેઓને ડાબા હાથમાં અમલનામા અપાશે તેઓના) છે. અને જે માર્ગો કે તેં તારી જમણી બાજુએ જોયા તે માર્ગો સિધા હાથવાળાઓના [એટલે કેયામતના જેઓને જમણા હાથમાં અમલ નામું મળશે તેઓના] છે અને પહાડ તેતો શહીદોનું ઠેકાણું છે અને તે તને મળશે નહીં. અને થમ્ભ તે થાંભલો ઇસ્લામનો છે. અને રસી તેતો ઇસ્લામની રસી છે અને તું તેને મરવા સુધી હમેશ પકડી રાખશે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન સલામ (રદી) થી રિવાયત છે કે મેં ખ્વાબમાં જોયું કે એક પુરૂષે મને કહ્યું કે ઉઠ. ફરી તેણે મારો હાથ પકડયો. હું તેની સાથે ચાલ્યો. ત્યારે મેં મારે ડાબી તરફ કેટલાક માર્ગો જોયા. મેં તે પર ચાલવાનો વિચાર કર્યો. તેણે કહ્યું અયાં નહીં ચાલ. એ કાફેરોના માર્ગો છે. ફરી મેં જમણી તરફ માર્ગો જોયા તો તે પુરૂષે કહ્યું અયાં ચાલ. હું ત્યાં ચાલ્યો તો એક પહાડ હું જોઉં છું. તેણે કહ્યું કે એ પર ચઢ, તો મેં કેટલીક વાર તે પર ચઢવાની કોશીશ કરી પણ દરેક વાર સરી (ફસલી) પડતો હતો. ફરી હું તેની સાથે આગળ ચાલ્યો તો મેં એક સ્તમ્ભ જોયો જેનું માથું આકાશમાં લાગેલું હતું અને તેના માથા પર એક દોરડી હતી. તે પુરૂષે કહ્યું આ થામલા પર ચઢ. મેં કહ્યું કે હું કેવી રીતે તે પર ચઢી શકીશ તેનું માથું તો આકાશે લાગેલું છે તો તેણે મને ચઢાવ્યો. મેં રસી પકડી લીધી. સવાર સુધી તે રસી મારા હાથમાં રહી. ફરી મેં આ સ્વપ્નું હજરત (સલ) ને કહ્યું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૪૯૬ બોખારી તથા મુસલિમમાં યઅલા બીન ઓમૈયા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ખુશબો તને લાગેલી છે તેને ત્રણ વાર ધો. અને જબ્બો તે તું કહાડ. ફરી જે તું હજ્જમાં કરે છે તે તું તારા ઉમરામાં કર" એક શખ્સ જેઇર્રાનામાં હજરત (સલ) પાસે આવ્યો તેણે ઉમરાનું એહરામ બાંધ્યું હતું અને તેની દાઢી અને માથાના વાળ ખુશબોથી રંગેલાં હતાં અને તેણે જબ્બા પેહેરેલો હતો. ફરી તેણે કહ્યું કે મેં ઉમરાનું અહરામ બાંધ્યું છે અને મારી હાલત જે જુઓ છો તે છે. ત્યારે હજરતે (સલ) આ તેને ફરમાવ્યુ.

**ફાયદો** રાવીથી રિવાયત છે કે મેં ઓમર ફારૂક (રદી) ને કહ્યું કે મને ઘણી ખાહેશ છે કે હું હજરત [સલ] ની સૂરત વહી ઉતરતી વેળા જોઉં. જ્યારે મક્કાની પાસે જેઇર્રાનાની મન્જલે ઉતર્યા તો એક શખ્સ ખુશબો લગાડી જબ્બો પેહેરી હજરત (સલ)ની પાસે આવ્યો. તેણે પૂછયું કે ઓ હજરત! તે શખ્સ માટે શું ફરમાવો છો કે જેણે ઉમરાની નૈયત કરી હોય અને ખુશબો લગાડી હોય ને જબ્બો પેહેર્યો હોય? તો હજરતે (સલ) એક ઘડી તેને જોયો ફરી હજરત (સલ) પર વહી ઉતરવા શરૂ થઇ. જ્યારે વહી ઉતરી રહી ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સે મને ઉમરાનો હાલ પૂ-

* આ હદીસ માત્ર બુખારીમાં છે. શરહ મશારેક. ગુ. મો.

છયો તે કયાં છે? લોકો તેને બોલાવી લાવ્યા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે જ્યારે હજ્જ અને ઉમરાની નૈયત કરે તો ખુશબો લગાડવી તથા સીવેલું કપડું પેહેરવું દુરૂસ્ત નથી.

૧૪૯૭ બોખારી તથા મુસલિમમાં જોબૈર બીન મુતઐમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તો મારા માથા પર ત્રણ ખોબલા પાણી રેડું છું." અને બોખારીએ કહ્યું "ત્રણ વાર અને હજરતે (સલ) પોતાના બંને હાથોથી ઇશારો કર્યો" (એટલે માથા પર પાણી નાખવાનો) જ્યારે હજરત (સલ) ની પાસે લોકોએ ગોસલ બાબતમાં ઝઘડો કર્યો ફરી કોઇએ કહ્યું કે હું તો મારા માથાને ફલાણી ફલાણી ચીજથી ધોઉં છું. ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે ગોસલમાં ત્રણ વાર પાણી નાંખવું સુંનત છે. અરબમાં ઘણું કરીને તગારામાં ગોસલ કરતા માટે હજરતે (સલ) ત્રણ પોશ બયાન કર્યા.

૧૪૯૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને તો અલ્લાહે આફીયત આપી (સાજો કર્યો) અને લોકોમાં શર્ર (ફસાદ) ઉઠાવાને હું બુરૂં જાણું છું.

**ફાયદો** લબીદ બીન આસમ યહુદી એ હજરત (સલ) ને જાદુ કર્યું હતું એનો કિસ્સો વિસ્તારથી પાંચમાં અધ્યાયમાં આવી ગયો છે. જ્યારે તેનું જાદુ કરવું સિધ્ધ થયું તો હજરત આએશાએ હજરત (સલ) ને કહ્યું કે એ રસૂલુલ્લાહ આપ તે જાદુગરને શિક્ષા આપો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. જો કે જાદુગરની સજા કતલ છે. પણ એ હક હજરત (સલ) નું હતું હજરતની કસૂર તેણે કરી હતી માટે ફસાદ નહી ઉઠવાની મસલેહતથી તથા પોતાની ઘણી મેહેર (મઝીદે કરમ) ને લીધે બદલો લીધો નહીં.

૧૪૯૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન સલામ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતની શરતોમાંથી પ્રથમ અગ્નિ છે જે લોકોને પૂર્વથી પશ્ચિમ તરફ ભેગા કરશે. અને જંનતવાળા પ્રથમ ખાણું જે ખાશે તે માછલીની કલેજીનો વધારો છે. અને જ્યારે પુરૂષનું પાણી (વીર્ય) સ્ત્રીના પાણીથી વધે છે તો તે બચ્ચાને ખેંચે છે. (એટલે પોતાની સૂરત પર) અને જ્યારે સ્ત્રીનું પાણી વધે છે તો તે ખેંચે છે (એટલે તેણીની સૂરત પર)" જ્યારે અબ્દુલ્લાહ બીન સલામે હજરતને (સલ) ઇસલામ લાવવા પેહેલાં સવાલ કર્યા તેના હજરતે (સલ) ઉત્તર આપ્યા.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન સલામ (રદી) મદીનામાં યહુદીઓના મોટા આલિમ હતા. જ્યારે હજરત (સલ) મદીનામાં પધાર્યા તો અબ્દુલ્લાહ બીન સલામે કહ્યું કે હું હજરત (સલ) થી તે સવાલ કરીશ જેનો જવાબ પેગમ્બર વગર કોઇ આપી શકતો નથી. તો ફરમાવ્યું કે કેયામતની પેહેલી નિશાની કયા છે? અને જન્નતવાળા પ્રથમ ખાણું શું ખાશે? અને બચ્ચું જે મા અથવા બાપની શિકલને મળતું થાય છે તેનું કારણ શું છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી અબ્દુલ્લાહ બીન સલામ મુસલમાન થયા.

૧૫૦૦ મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દોઝખી લોક જેઓ ખરૂં જોતાં દોઝખીજ છે તેઓ તો તેમાં ન મરશે અને ન જીવશે. પણ જે લોકોને અગ્નિ તેઓના ગુનાહને લીધે લાગી છે તેઓને અલ્લાહ મોત આપશે તે એટલાં સુધી કે તેઓ જ્યારે બલીને કોએલો થશે તો શફાઅતનો (તેમને માટે) હુકમ થશે. ફરી તેઓ ટોલેટોલાં લવાશે અને તેઓ જંનતની નેહેર પર વીખરાશે. ફરી હુકમ થશે, ઓ જંનતવાળાઓ એઓ પર પાણી નાખો. ફરી જેવી રીતે નાલાના કચરામાં દાણો ઉગી નીકળે છે તેમ તેઓ ઉગી નીકળશે.

**ફાયદો** એટલે જે કાફેર દોઝખ માટેજ બન્યા છે તેઓને નમોત થશે કે અજાબથી છુટે અને ન એવી જીન્દગી કે તેમાં નિરાંત રહે. પણ ગુનેહગાર મુસલમાન દોઝખમાં પડીને કેટલીક મુદત સુધી મુરદાં થશે એટલે અજાબની

સખતાઇથી બેહોશ થશે જાણે મરી ગયા. ફરી સજા ભોગવા પછી જંનતમાં દાખલ થશે.

૧૫૦૧ મુસલિમમાં ઝૈદ બીન અરકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ અને સલાત પછી જુઓ ઓ લોકો ? હું તો બશર (માણસ) જ છું કરીબ છે (વખત પાસે આવ્યો છે) કે મારા પરવરદિગારનો રસૂલ (એલચી) મારી પાસે આવે અને હું તેનું કહેવું માનું (એટલે મલકુલ મોત આવે અને મારૂં મોત થાય) અને હું તમારામાં બે ઉમદા ભારી વસ્તુ છોડી જાઉં છું. તેમાંની પેહેલી અલ્લાહની કિતાબ છે જેમાં નૂર છે અને હિદાયત છે. તો તમો અલ્લાહની કિતાબને લો અને તેને પકડી રાખો. અને (બીજી ઉમદા ચીજ) મારી અહલે બૈત છે. (એટલે મારાં ઘરવાળા) મારી અહલે બૈત વિષે હું તમને ખોદા યાદ દેવડાવું છું. મારી અહલે બૈત વિષે હું તમને ખોદા યાદ દેવડાવું છું. મારી અહલે બૈત વિષે હું તમને ખોદા યાદ દેવડાવું છું." અને એક રિવાયતમાં છે "ખોદાની કિતાબમાં નૂર તથા હિદાયત છે જે તેને વળગી રહ્યો અને લીધી તે હિદાયત પર છે અને જેણે તેને છોડી તે ગુમરાહ થયો." અને બીજી રિવાયતમાં છે "તે અલ્લાહની રસી છે [એટલે તેને મળવાનું સાંધન છે] જેણે તેની તાબેદારી કરી તે હિદાયત પર થયો. અને જેણે તેને છોડી તે ગુમરાહી પર રહ્યો."

**ફાયદો** રિવાયત છે કે હિજરીને નવમે વર્ષે જયારે હજરત [સલ] હજજતુલ વેદાઅ કરીને પાછા ફર્યા અને મદીનાની વચ્ચે ગદીર ખોમ નામની જગ્યાએ પોહોંચ્યા તો હજરતે [સલ] ખુતબો પઢયો. ખોદાની હમ્દ કરી અને નસીહત કરી અને આ હદીસ ફરમાવી. અરબના સઘળાં ટોલાં હજજે વિદાઅમાં હજરત [સલ] ની સાથે હતાં અને ગદીર ખોમ સુધી હજરત [સલ] ની સાથે આવ્યાં. અયાંથી દરેકનો માર્ગ જૂદો થાય છે. ત્યાં હજરતે (સલ) સઘળા અરબને કુરઆન અને અહલે બૈતનું માન જતાવ્યું. કારણ કે હજરત (સલ) ને જણાવાયું હતું કે ઉમ્મતમાં ફુટ પડશે કુરઆનના મજમુનથી લોક ગફલત કરશે અને અહલે બૈતની મોહબ્બતમાં કેટલાંક લોકો કસૂર કરશે એટલુંજ નહીં પણ મોહબ્બત તો કોરે રહી અદાવત પર કમર બાંધશે. જેવી રીતે ખારજી અને નાસેબી કરે છે. તો ફરમાવ્યું કે મારૂં મોત પાસે છે. હું હમેશ જીવતો રહી શકતો નથી. કે મારેથી દરેક ચીજ (હમેશ) પૂછી શકો. મારા પછી હિદાયતની સૂરત (માર્ગ મેળવવાની રીત) આજ છે કે કુરઆન પર અમલ કર્યાં કરશો. કેમકે તેમાં તદન પ્રકાશ (નુર) છે અને હિદાયત (માર્ગ મેળવવાનું સાધન) છે. દરેક ચીજ સામડી રીતે અને વિસ્તારથી તેમાં છે. અને અહલે બૈતની તાજીમ અને મોહોબ્બત કરવી કે તેઓ કુરઆનની તફસીર છે. (એટલે હમેશ તેઓનો સંગ હજરત (સલ) સાથે રહેવાથી એમનો પરતવો પડવાથી તફસીર સારી રીતે જાણનાર છે.) અહલે બૈત કહે છે ઘરવાળાઓને તો હજરત (સલ)ની બીબીયો તથા હજરત (સલ) ની ઓલાદ એ સર્વ અહલે બૈતમાં દાખલ છે. હિન્દુસ્થાનમાં પણ બાબીને ઘરવાળી (ઘરના લોક) કહે છે. હજરત (સલ) ની બીબીયોને અહલે બૈતમાં નહીં દાખલ કરવું કાં તો અજ્ઞાનતા છે કાં તો હઠ ધર્મિ છે. ઠીક થયું અલ હમ્દો લિલ્લાહ કે આ હદીસ પર પૂરો અમલ અહલે સુંનતને મળયો છે. કારણ કે એઓનો અકીદો તથા અમલ કુરઆનને માફક છે. કુરઆન છતાં કોઈ ચાજ પર અમલ કરતા નથી. અને સઘળા અહલે બૈતની મોહબ્બત તથા માનને વાજેબ જાણે છે. એથી ઉલટા ખારજીઓ તથા નાસેબીયો છે કે તેઓ અહલે બૈતના ઘણાઓથી અદાવત રાખે છે. અને શીઆઓનો તો અજબ હાલ છે કે તેઓ પોતાને અહલે બૈતના મોહબ્બત કરનાર કહે છે પણ હજરત (સલ) ની બીબીઓને અહલે બૈતમાં દાખલ કરતા નથી. માત્ર હજરત ફાતેમા (રદી) ની ઓલાદને અહલે બૈતમાં ગણે છે. અને વળી તેમાં પણ ઘણા ઇમામ ઝાદાઓને બુરૂં કહે છે. તો ખરૂં જોતાં આ સઘળા અહલે બૈતના દોસ્ત ક્યાં નહીં. જેવી રીતે કુરઆનની કેટલીક સૂરાને માનવી અને કેટલીકનો નકાર કરવો દુરસ્ત નથી. તવી રીતે આ વાહીયાત મોહબ્બતની દીનમાં કંઇ ગણતરી નથી. અને કુરઆનને

તો શીઆઓએ સાફ જવાબ આપ્યો છે. તેઓ કહે છે કે ઇમામો સિવાય કુરઆનની મતલબ કોઇ જાનતું નથી. તો તૌરાત તથા ઇનજીલની માફક કુરઆન મજીદ પણ તેઓની નજદીક મનસુખુલ અમલ છે (તે પર ચાલવાને લાએક નથી). તો સિધ્ધ થયું કે અહલે સુંનત સિવાય આ હદીસ પર અમલ કરવો કોઇના ભાગ્યમાં નથી.

* ૧૫૦૨ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ તથા સલાત પછી વાત તો આ છે કે બચીત તમારા ભાયો તોબા કરીને (એટલે મુસલમાન થઇને) આવ્યા છે. અને બચીત મેં વિચાર કર્યો છે કે તેઓના કેદીઓ તેઓ તરફ પાછા ફેરવું. તો જે કોઇ તમારામાંનો એને ખુશીથી પસંદ કરતો હોય તે કરે (અને તે પોતાના હિસ્સાના કેદીઓને વગર અવેજે પાછા ફેરવે.) અને જે શખ્સ તમારામાંનો ચાહતો હોય કે તે પોતાના હિસ્સા પર જમેલો રહે તે એટલાં સુધી કે અલ્લાહ અમને પ્રથમ ગનીમત આપે તેમાંથી અમે તેને તેનો બદલો આપીએ તો જોઇએ કે તે તેપર અમલ કરે." આ લોકોથી મતલબ હવાઝેનના લોકો છે.

**ફાયદો** જંગે હોનૈનમાં હવાઝેનની કોમ હજરત (સલ) સાથે લડી. તેઓની હાર થઇ. તેઓનાં બાળ બચ્ચાં સહાબામાં વેહેંચાયાં. જ્યારે તે લોક મુસલમાન થયા અને પોતાના જોરૂ બચ્ચાં હજરત (સલ) પાસે માંગ્યાં ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જે પોતાનો હિસ્સો ખુશીથી આપે તો ઠીક. પણ જો કોઇને આપવું ન હોય તો અમને કરજની રીતે આપે. અને તેને બીજી જગ્યાથી બદલો આપીશુ. છેવટે સર્વ સહાબાએ પોતાના હિસ્સા વગર અવેજે ખુશીથી આપ્યા. આથી જણાયું કે ઇમામને ગનીમતના માલથી કરજ લેવું દરૂસ્ત છે.

૧૫૦૩ મુસલિમમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ તથા સલાત પછી વાત આ છે કે અલ્લાહે પોતાની કિતાબમાં ઉતાર્યું છે "ઓ લોકો તમો તમારા પરવરદિગારથી ડરો જેણે તમને એક જીવ (આદમ)થી ઉત્પન્ન કર્યા અને તેથી તેની બાયડીને (એટલે આદમની પાંસળીથી હવવાને) બનાવી અને તે બંનેથી ઘણા પુરૂષો અને સ્ત્રી ઉત્પન્ન કર્યાં. અને ડરો અલ્લાહથી કે જેના નામથી તમો આપસમાં સવાલ કરો છો. અને (ડરો) સગાંઓ (સાથે બદ સોલુકી કરવા) થી. બે શક્ક અલ્લાહ તમારી સંભાળ રાખનાર છે. ઓ ઇમાનવાળાઓ તમો ડરો અલ્લાહથી. અને દરેક જીવને જોઇએ કે તેણે કાલ માટે શું કર્યું છે તે જુએ. અને ડરો અલ્લાહથી. બચીત જે ચીજ તમો કરો છો તેનો અલ્લાહ ખબરદાર છે. (હજરતે ફરમાવ્યું) દરેક પુરૂષને જોઇએ કે તે પોતાના દીનારથી પોતાના દિરહમથી પોતાના કપડાંથી પોતાના ઘઉં કે ખજુરના સાઅથી સદકો કરે. હજરતે (સલ) એટલા સુધી ફરમાવ્યું કે અડધી ખજુરથીજ સહી.

**ફાયદો** જરીર (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ) પાસે બેઠા હતા એટલામાં મોજરના લોક નાંગા ઘણીજ મોહતાજીની હાલતમાં આવ્યા. તેઓના હાલ જોઇને હજરત (સલ) નું દિલ ઘણું દરદર્યું (દુઃખી થયું) બિલાલને ફરમાવ્યું કે અજાન કહે. જ્યારે લોક ભેગા થયા ત્યારે હજરતે (સલ) ખુતબો પઢીને આ હદીસ ફરમાવી. એટલે તમો સઘળા આદમ (અલે) ની ઓલાદ છો. તો આ લોક પણ તમારા ભાઇ ઠર્યા. માટે એઓ સાથે ભલાઇ કરવી વાજેબ થઇ. કેમકે આ ખેરાત કેયામતને દિવસે તમારી મુકિતનું સાધન થશે. દરેક શખ્સ પોતાની શકિત પ્રમાણે ખેરાત કરે. પ્રથમ એક અનસારી અશરફીયો (ગીણી) ની એક થેલી લાવ્યો. અને બીજી રિવાયતમા છે કે ઓમર ફારૂક પ્રથમ મૂઠી ભરીને દિરમ લાવ્યા. ફરી તો લતાડ ચાલી સર્વ લોક કંઇ કંઇ લાવ્યા. હજરત (સલ) ઘણા ખુશ થયા અને ફરમાવ્યું કે જે શખ્સ સારો માર્ગ કાઢશે તો તે માર્ગ પર ચાલનારા સર્વનો સવાબ તેને મળશે. અને જે બુરો માર્ગ કાઢશે તો સર્વનો પાપ તેના પર પડશે.

૧૫૦૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિ-

વાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ તથા સલાત પછી વાતતો આ છે કે ખચીત બેહતર વાત (કલામ) ખોદાની કિતાબ છે. અને સારો માર્ગ મોહમ્મદનો માર્ગ છે. અને બુરાં કામો તે નવા નીકળેલાં (બિદઅત) છે. અને દરેક બિદઅત ગુમરાહી છે.

**ફાયદો** એટલે મારી પછી કુરઆન પર તથા મારી સુંનત પર ચાલશો. કારણ કે કુરઆનથી બેહતર કોઈ કલામ નથી અને મારા તરીકા (માર્ગ) થી બેહતર કોઈ તરીકો નથી. કે તમો મારો માર્ગ તજી બીજો માર્ગ સ્વીકારો. ફરી દીનમાં નવાં કામોથી રોકયા અને દરેક બિદઅતને ગુમરાહી કહી. બિદઅત તેનું નામ છે કે જેની શરીઅતમાં કંઈ અસલ ન હોય.

૧૫૦૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સના અને દોરૂદ પછી વાત આ છે કે ખચીત આ ટોલું અનસારીઓનું ઘટતું જશે અને લોકો વધતા જશે. તો જે કોઈ ઉમ્મતે મોહમ્મદની કોઈ ચીજનો હાકેમ બને ફરી તેને એવી શકિત મલે કે તેમાં નુકસાન કરી શકે અથવા તેમાં લાભ કરી શકે તો તેને જોઈએ કે તે તેઓની નેકીઓને કબુલ કરે. અને તેઓના બદકારોથી દરગુજર કરે.

**ફાયદો** હજરત (સલ) ને જણાવવામાં આવ્યું હતું કે બની ઓમૈયાની સલતનતમાં અનસારીયો પર જુલમ થશે. જેથી અનસારીયોની સિફારશ માટે હજરતે આ હદીસ ફરમાવી. એટલે ઉમ્મતે મોહમ્મદીના હાકેમને જરૂર છે કે તેઓના સારા લોકોની તાજીમ તકરીમ કરે. અને તેઓના બુરા લોકોથી આંખ બંદ કરે (દર ગુજર કરે) એટલે જો કોઈ ગુનોહ તાજીર (હલકી સજા) ને લાએક કરે તો હાકેમ તેને ટાલી દે. એની આ મતલબ નથી કે અનસારી અગર જો હદ મારવાને લાએકનો ગુનોહ કરે તોએ તેને હદ નહી મારે. કારણ કે હદોમાં સિફારશ નથી. અને તેમાં હાકેમને કંઈ અખત્યાર નથી. હજરતે (સલ) પોતે ફરમાવ્યું છે કે જો મોહમ્મદની છોકરી ફાતેમા ચોરી કરશે તો હું તેનો હાથ કાપીશ.

* ૧૫૦૬ બોખારીમાં અમર બીન તગલેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ અને સલાત પછી વાત આ છે કે ખોદાની કસમ હું કોઈને આપું છું અને કોઈને છોડું છું (કોઈને આપતો નથી). અને જેને હું આપું છું તેના કરતાં જેને હું છોડું છું તે વધારે પ્યારો છે. પણ જે લોકોના દિલમાં હિરસ લોભ (હાઈવરાલ) જોઉં છું તેને હું આપું છું. અને કેટલાક લોકોના દિલમાં ખોદાએ તવંગરી તથા ખૈર (સંતોષ) રાખ્યા છે તેના તરફ હું તેઓને સોંપું છું, અમર બીન તગલિબ પણ તેઓમાં છે.

**ફાયદો** હજરત (સલ) પાસે કેટલોક માલ આવ્યો. હજરતે (સલ) કેટલાકોને આપ્યો અને કેટલાકોને નહીં આપ્યો. ફરી હજરત (સલ) ને જણાયું કે જેઓને માલ નહીં આપ્યો તેઓ રંજીદા થયા છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મારા આપવાને મોહબ્બતનું કારણ અને નહીં આપવાને રંજીદા હોવાનું કારણ નો સમજો. પણ મામલો એથી ઉલટો છે. બેસબર લોભી લોકોને હું આપું છું અને સંતોષ વાળાને હું સંતોષ ઉપર છોડું છું.

* ૧૫૦૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હમ્દ તથા સલાત પછી વાત આ છે કે ઓ આએશા મને તારા વિષે આવી આવી વાત પુગી છે. માટે જો તું તેથી કોરી છે તો અલ્લાહ વેહેલો તારી પવિત્રાઈ પ્રગટ કરશે પણ જો તું ગુનાહમાં પડી છે તો અલ્લાહથી માફી માંગ અને તેની આગળ તોબા (પસ્તાવો) કર. કારણ કે બંદો જ્યારે પોતાના ગુનાહનો ઇકરાર કરે છે ફરી પશ્ચાત્તાપ કરે છે તો અલ્લાહ તેની તરફ રેહમતની સાથે ફરે છે.

**ફાયદો** જ્યારે હજરત આએશા (રદી) પર તોહમત મુકાયું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એનો પૂરો કિસ્સો પાંચમાં અધ્યાયમાં આવી ગયો. (હદીસ ના. ૧૦૨૭).

૧૫૦૮ બોખારીમાં અબુદ દરદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા સાહેબે તો ખચીત પોતાના જાનને સ-

ખલીમાં નાખ્યો" એટલે હજરત અબુ બકરે (રદી)

**ફાયદો** એનો પૂરો કિસ્સો આવી ગયો* કે સિદ્દીક, ફારૂકમાં કોઇ બાબતથી રંજ થયો હતો. સિદ્દીક અકબર (રદી) પોતાનો છેડો ઉઠાવતા રંજીદા થઇને હજરત (સલ)ની પાસે આવ્યા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી ફારૂક (રદી) પણ આવ્યા અને સફાઇ થઇ ગઇ.

* ૧૫૦૯ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન માલિક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આણે તો ખચીત સાચું કહ્યું છે માટે તું ઉઠ તે એટલા સુધી કે અલ્લાહ તારા વિષે ફેસલો કરશે." આ હજરતે કઅબ બીન માલિક (રદી) ને કહ્યું.

**ફાયદો** રિવાયત છે કે કઅબ બીન માલિક જંગે તબૂકમાં હજરત (સલ) ની સાથે ગયા નહોતા. જ્યારે હજરત (સલ) ત્યાંથી પાછા ફરયા તો નહી જનારાઓથી કારણ પૂછયું. મુનાફેકોએ જૂઠી કસમો ખાઇને હજરત (સલ) ને રાજી કર્યા. જ્યારે કઅબને પૂછયું તો એ સાચા મુસલમાન હતા એવણે કહ્યું કે ઓ હજરત મેં સ્વારી ખરીદી હતી અને સફરનો સામાન ઠીક કર્યો હતો. આજે ચાલું છું કાલે ચાલું છું એમ કહેતાં કહેતાં હું રહી ગયો. મને ખરૂં જોતાં કોઇ રોકાણ કરનાર નહોતું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને કઅબના મામલાને ખોદા પર સોંપ્યો. અને ફરમાવ્યું કે કઅબથી કોઇ વાત ચીત કરે નહીં. અલ્લાહ તઆલાએ તેમની સચ્ચાઇની બરકતથી પચાસ દિવસ પછી તેમની તોબા કબૂલ કરી. અને આયત ઉતારી. અને જૂઠા મેનાફેકોના ફજીહતામાં બીજી આયતો ઉતરી. આથી જણાયું કે સાચનું પરિણામ સારૂં છે. અગર જો શરૂમાં જાહેર રીતે હલકાય થાય.

* વાંચો હદીસ ના. ૨૫૭. ગુ. મો.

# અધ્યાય આઠમો

આ અધ્યાયમાં કેટલીક ફસલો છે.

## ફસલ પેહેલી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે ગણતરી છે.

૧૫૧૦ મુસલિમમાં મિકદાદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારી બુરી ટેવોમાંથી આ એક ટેવ છે. ઓ મિકદાદ." જ્યારે રસુલુલ્લાહ (સલ) ના દૂધનો હિસ્સો પીવાને લીધે તથા ત્રણ બકરીઓ બીજીવાર દોહવાને લીધે મિકદાદ (રદી) એટલા હસ્યા કે જમીન પર પડી ગયા ત્યારે તેમને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસનો પૂરો કિસ્સો મા ની હદીસમાં પાંચમાં અધ્યાયમાં વિસ્તારથી આવી ગયો છે.*

૧૫૧૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે ટેવ લોકોમાં છે જે તેઓ માટે કુફર છે. (૧) નસબમાં એબ કાઢવી અને મૈયત પર વિલાપ કરવો.†

**ફાયદો** એટલે આ કુફરની રસમ છે અને જો એને હલાલ જાણીને કરશે તો ચોખ્ખુ કુફર છે.

૧૫૧૨ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે જંનતો ચાંદીની છે. તેના વાસણ અને જે તેમાં છે તે સર્વ ચાંદીના છે. અને બે જંનતો સોનાની છે તેના વાસણ તથા જે તેમાં છે તે સર્વ સોનાના છે. લોકો વચ્ચે તથા તેઓ ખોદાને જુએ તે વચ્ચે ખોદાની જાત પર તેના જલાલની ચાદર છે અદન જંનતમાં.

**ફાયદો** આ હદીસમાં "વલેમન ખાફ મકામ રબ્બિહી જંનતાન" નું તથા "વમિન દૂનેહેમા જંનતાન" નું બયાન છે.

૧૫૧૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દોજખવાળાઓની બે જાત છે જેને મેં જોઇ નથી. એક જાતની પાસે ગાયના પુછડા જેવા ચાબકો છે જેથી લોકોને મારે છે બીજી જાત કેટલીક સ્ત્રીઓ છે જેઓ કપડાં પેહેરેલી છતાં નાંગી છે પુરૂષોને પોતાની તરફ ઝુકાવે છે (અને તેઓ તરફ) ઝુકનારી છે. તેઓના માથાં જાણે ઉંટડીઓની ઝુકેલી ખૂંધ. તે સ્ત્રીઓ જંનતમાં જશે નહીં અને તેની ખુશબો સુંગશે નહીં. અને જુઓ તો તેની ખુશબો આટલે આટલે આઘે‡ થી જણાય છે" (એટલે ઘણે દૂરથી)

**ફાયદો** એટલે હજરત (સલ) ના વખતમાં એવા લોક નહોતા. પેહેલી જાતથી મતલબ ચોબદાર અને ચાબકવાળા છે જેઓ ફરીયાદીને બાદશાહ તથા હાકેમ પાસે જવા દેતા નથી. એટલુંજ નહીં પણ મારે છે. અને બીજી જાતથી મતલબ વેશ્યા સ્ત્રીઓ છે. અને આ જે ફરમાવ્યું કે કપડાં પેહેરેલી છે છતાં નાંગી છે

* વાંચો હદીસ ના. ૯૩૮ ગુ. મો.

† આથી તાજીઆદારીમાં માતમ કરવાની, રડવાની, કુટવાની, મરસીઆ ખાનીની હુરમત ખુલી રીતે જાહેર થાય છે. ગુ. મો.

‡ આ હદીસમાં આટલી આટલી દૂરી કહેવાય છે પણ તેનો ખોલાસો બીજી હદીસમાં છે કે ચાલીસ વર્ષની દૂરીથી. ગુ. મો.

એટલે તેઓનો પોશાક એવો છે જેથી બદન દેખાય છે જેમકે બારીક ઓઢણી જાલીની કુડતીઓ. આ હદીસથી સાફ જણાયું કે એવાં કપડાં હરામ છે. કારણ કે કપડાં પેહેરવાની મતલબ બદન છુપાવવું છે તો જ્યારે બદનજ ખુલું રહ્યું તો કપડાથી શો લાભ થયો?

૧૫૧૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે શબ્દો જીભ ઉપર ઘણા હલકા છે. (પણ તે) તરાજુમાં ભારી છે (અને) ખોદાને પ્યારા છે **સુબ્હાન-લ્લાહે વ બે હમ્દિહી સુબ્હાન-લ્લાહીલ અજીમ.**

૧૫૧૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે નેઅમતો છે જેમાં ઘણા લોકોને નુકસાની (ખાધ) લાગે છે. (૧) તંદરૂસ્તી અને (૨) ફરાગત.

**ફાયદો** એટલે તંદરૂસ્તી અને ફરાગત એવી ઉમદા નેઅમત છે કે માણુસ જે બંદગી તથા જે દીનનું કામ કરે તે કરી શકે છે. પણ ઘણાં લોક એ નેઅમતની કદર જાણતા નથી. દુન્યાના નકામા કામોમાં વાહીયાતમાં અને ગફલતમાં આ નેઅમતને બરબાદ કરીને દીનમાં દરિદ્રી રહી જાય છે.

૧૫૧૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ ચીજો જ્યારે નીકળશે તો પ્રથમથી નહીં ઈમાન લાવનાર કોઈ જીવને ઇમાન લાવવું તથા ઇમાનમાં કોઇ સારૂં કામ કરવું (એટલે ઇમાનને મુનાફેકપણાથી નિર્મળ કરવું) લાભ આપશે નહી (૧) પશ્ચિમથી સૂર્યનું નીકળવું§ (૨) દજ્જાલ અને (૩) દાબ્બતુલ અર્દ (જમીનનું જાનવર.)

**ફાયદો** એટલે જ્યારે આ નિશાનીયો પ્રગટ થઈ તો કેયામત જાહેર થશે. ત્યારે ગેબ ઉપર ઇમાન લાવવું રહ્યું નહીં (પણ જોઇને ઇમાન લાવવું થયું) માટે તે વખત ઈનામ લાવવું કંઇ લાભકારક રહેશે નહીં.

૧૫૧૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ત્રણ શખ્સોથી અલ્લાહ કેયામત ને દિવસે વાત કરશે નહીં. અને નતેઓને જોશે અને ન તેઓને (ગુનાહોથી) પવિત્ર કરશે. અને તેઓ માટે દુઃખનો અજાબ છે. એક તે પુરૂષ કે જેની પાસે જંગલમાં વધારે પાણી હોય ને રાહદારીને મનાઇ કરે. અને બીજો તે શખ્સ કે જેણે બીજા પુરૂષને અસરની નમાઝ પછી કંઈ ચીજ વેચી ને કસમ ખાધી કે ખોદાની કસમ તેણે આટલે આટલે એને લીધી છે. અને તે તેને સાચવે. અને જુઓ તો તેણે એટલી કીંમતે લીધી નહોતી. (એટલે તેણે જુઠી કસમ ખાધી) અને ત્રીજો તે પુરૂષ છે કે જેણે ઇમામથી બૈઅત કરી. એ બૈઅત દુન્યાનેજ માટે કરેલી. ફરી જો ઇમામે તેને દુન્યાથી કંઈ આપ્યું તો કરાર પૂરો કર્યો અને જો નહીં આપ્યું તો કરાર તોડયો.

**ફાયદો** વેચનારનું જુઠી કસમ ખાવી દરેક વખત ગુનોહ છે. પણ અસર પછી ઘણોજ ગુનોહ છે કારણ કે તે વેળા ફિરશતા હાજર હોય છે.

૧૫૧૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ શખ્સોથી અલ્લાહ કેયામતને દિવસ વાત કરશે નહી તથા તેઓને [ગુનાહોથી] પવિત્ર કરશે નહીં. અને તેઓને જોશે નહીં. અને તેઓ માટે દુઃખનો અજાબ છે. (૧) વૃદ્ધ વ્યભિચારી (૨) બાદશાહ જુઠો અને (૩) બાયડી બચ્ચાવાળો દરિદ્રી ગરૂર કરનાર (એટલે ગરૂરીમાં ન તો બૈતુલ માલથી પોતાનું હક લ્યે ન નોકરી કરે અને ન કમાઇ કરી પોતાના લોકોની ખબરદારી રાખે.)

**ફાયદો** જો કે વ્યભિચાર જુઠ અને ગ-

§ નવવી (રહ) કહે છે કે સૂર્યનું પશ્ચિમથી નીકળવું સહી મત પ્રમાણે એકજ દિવસ થશે ફરી કેયામત સુધી બીજા દિવસોની જેમ થશે. અને સહી હદીસમાં છે કે જે દિવસે સૂર્ય પશ્ચિમથી નીકળશે તે રાત ઘણીજ મોટી થશે. અને જ્યારે તહજ્જોદ પઢનાર તેની લમ્બાઇને જાણશે તો તેઓ જાણશે કે ગેબથી કોઇ નવી ચીજ દિસ્પન્ન થનાર છે એવામા સવાર પશ્ચિમ તરફથી થશે ફરી સૂર્ય નીકળશે પણ તેમાં રોશની હશે નહીં. શા. મો.

રૂર સર્વને માટે બુરાં છે. પણ આ ત્રણ શખ્સો માટે ઘણુંજ બુરાં છે. બુઢાપા છતાં હરામ કારી તદ્દન બદ બખતી છે. અને બાદશાહી તથા સરદારી હોવા છતાં જૂઠ બોલવું નિર્લાભ છે. અને ગરીબાઇ છતાં મગરૂરી કરવી ઘણીજ બે મોનાસેબ છે.

૧૫૧૯ મુસલિમમાં અબુ જર્ર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ત્રણ શખ્સોથી અલ્લાહ કેયામતને દિવસે વાત કરશે નહીં અને તેઓને જોશે નહીં. અને તેઓને [ગુનાહોથી] પાક કરશે નહીં અને તેઓ માટે દુઃખનો અજાબ છે. અબુ જર્ર કહે છે કે હજરતે [સલ] આ ત્રણ વાર કહ્યું. અબુ જર્ર કહે છે કે તેઓનું ખાનું ખરાબ થયું અને નુકનાસીમાં પડયા તેઓ કોણ છે? ઓ રસૂલુલ્લાહ! હજરતે [સલ] ફરમાવ્યું કે [૧] લુંગી નીચે રાખનાર (એટલે જેની ઇઝાર કે લુંગી ઘુંટીથી નીચે રહે) [૨] ખૈરાત કરી એહસાન જતાવનાર અને [૩] જૂઠી કસમ ખાઇને માલ ચલણ કરનાર.

૧૫૨૦ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ત્રણ આદમી માટે બેવડી મજદુરી [સવાબ] છે. [૧] અહલે કિતાબમાંનો પુરૂષ કે જે પોતાના પેગમ્બર પર ઈમાન લાવ્યો અને મોહમ્મદ પર ઈમાન લાવ્યો. [૨] ગુલામ મમલુક જેણે અલ્લાહનું હક્ક અદા કર્યું અને પોતાના માલિકોનું હક્ક અદા કર્યું. અને [૩] એક પુરૂષ કે જેની પાસે લોંડી હતી તેણીથી સમ્ભોગ કરતો હતો ફરી તેને અદબ શીખવ્યો તો સારી રીતે અદબ શીખવ્યો. અને તેને શરીઅતના હુકમ શીખવ્યા તો સારી રીતે શીખવ્યા. ફરી તેને આજાદ કરીને તેણી સાથે નિકાહ કર્યા તો તેને બે સવાબ છે [એક સવાબ શીખવવાનો તથા આજાદ કરવાનો અને બીજો સવાબ નિકાહ કરવાનો]

૧૫૨૧ મુસલિમમાં અબુ કતાદા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે દરેક મહિનાના ત્રણ રોઝા અને રમજાનના રોજા બીજી રમજાન સુધી આ આખા વર્ષના રોજા છે. અને અરફાના દિવસનો રોજો હું ધારૂં છું અલ્લાહથી કે બે એક વર્ષ આગળાનો તથા એક વર્ષ પાછળાનો કફારો છે. અને આશુરા (દશમી મોહર્રમ] નો રોજો હું ધારૂં છું અલ્લાહથી કે તે એક વર્ષ આગળાનો કફારો છે. (એટલે ગુનાહ મટાડનાર છે)

**ફાયદો** મસાબીહમાં અબુ કતાદા [રદી] થી રિવાયત છે કે ઓમર ફારૂકે કહ્યું ઓ રસૂલુલ્લાહ આખા વર્ષનાં રોજો રાખવો કેવો છે? હજરતે (સલ) ફરમાવ્યું કે આખા વર્ષના રોજા રાખનાર ન રોજદાર છે અને ન બેરોજા છે. એટલે દુરૂસ્ત નથી. ફરી આ હદીસ ફરમાવી. એટલે જેને વર્ષના રોજા રાખવાનો શોખ હોય તે રમજાનના અને દર મહિને ત્રણ રોજા રાખે તેને સઘળા વર્ષના રોજાનો સવાબ થશે.

૧૫૨૨ મુસલિમમાં ઉમ્મે સલમા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ રાત રાંડેલી માટે છે અને સાત રાત કુંવારી માટે છે.@

**ફાયદો** એટલે જો રણ્ડાયલી સ્ત્રીથી નિકાહ કરે તો ત્રણ રાત બરાબર તેની પાસે રહે. અને કુંવારી પાસે સાત રાત રહે. ઇમામ શાફેઇ [રહ] નો આજ મજહબ છે.

૧૫૨૩ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ત્રણ ચીજો જેનામાં હશે તે ઈમાનનો મિઠાસ [ગળપણ] મેળવે છે (૧) તે શખ્સ કે જેની નજદીક અલ્લાહ તથા તેના રસૂલ સર્વ જહાનથી વધારે પ્યારા (વહાલાં) હોય. (૨) આ કે કોઇ પુરૂષની સાથે મોહબ્બત કરે તો તે અલ્લાહનેજ માટે મોહબ્બત કરે (એટલે મોહબ્બતમાં દુન્યાનો લગાવ રાખે નહીં.) અને [૩] આ કે અલ્લાહે કુફરથી છોડવ્યા પછી તેમાં ફરી જવાને જેમ અગ્નિમાં પડવું નાપસંદ કરે છે તેવી રીતે નાપસદ જાણે. [એટલે અગ્નિના જેમ કુફરથી ડરે]

**ફાયદો** તમામ જહાનથી ખોદા તથા રસૂલને વધુ પ્યારા જાણવાની નિશાની આ છે કે

@ આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં ૪૬૭ માં તથા તેની નોટમાં થયું છે. ગુ. મો.

ખોદા તથા તેના રસુલની રઝામન્દીને સર્વની રઝામન્દી પર શ્રેષ્ઠ જાણે. શરીઅત વિરૂધ્ધ વાતમાં કોઇની ખાતર રાખે નહીં. ફરી તે પીર હોય કે શેઠ સાહુકાર હોય.

૧૫૨૪ મુસલિમમાં અબુ માલિક અશઅરી [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ચાર વાતો મારી ઉમ્મતમાં જાહેલીયતના વખતની છે જેને તેઓ છોડશે નહીં [૧] ખાનદાનોની બડાઇ મારવી (૨) લોકોના નસબમાં તાનો કરવો. (૩) તારાઓથી વરસાદ ચાહવો [એટલે નખેતરની તાસીરથી વરસાદ સમજવો] અને (૪) વિલાપ કરવો.

**ફાયદો** ખરૂં જોતાં કુફરની આ રસમો આ ઉમ્મતમાં ચાલુ છે. સર્વ અવામ લોક તારાઓના માનવામાં અને વિલાપમાં સપડાયલા છે. અને ખાનદાન પર ફખર કરવો અને બીજાઓના નસબમાં તાનો કરવો એ તો ઘણા ખરા ખાસ લોકોમાં પણ મળી આવે છે. અલ્લાહ પોતાની સંભાળમાં રાખો.

૧૫૨૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સમાં ચાર ખસલતો હોય તે ચોખ્ખો મુનાફેક છે અને જેમાં એમાંની એક હોય તેમાં એક ખસલત મુનાફેક પણાની છે તે એટલાં સુધી કે તેને તજે. (૧) જ્યારે અનામત મુકાય તો ખાનત કરે (૨) જ્યારે વાત કરે તો જૂઠી કરે (૩) જ્યારે કરાર કરે તો કરાર તોડે અને (૪) જ્યારે વાતચીત કરે અને ઝઘડે તો ભુંડુ બોલે અને બોહતાન મુકે.

**ફાયદો** મુનાફેક બે તરેહના છે. એક આ કે દિલમાં કુફર હોય અને માત્ર જબાનથી ઇસ્લામનો ઇકરાર કરે. હજરત (સલ) ના વખતમાં જેઓ મુનાફેક હતા તેઓ એવી તરેહના હતા. બીજું આ કે દિલમાં કુફર તો નથી ઇસ્લામ છે પણ બોદા અકીદા બુરાં ચલણો અને ખરાબ વાતોમાં સપડાયલો હોય. આ હદીસમાં બીજી તરેહનો નિફાક મતલબ છે. એટલે ઇમાનને યોગ્ય તો આ હતું કે આદમી આ બુરા કામોથી બચતો રહે. તો જ્યારે આ કામોમાં સપડાયલો રહ્યો તો ઇસ્લામની તેમાં કંઇ ખુબી જાહેર થઇ નહીં માટે તેને મુનાફેક ફરમાવ્યો.

૧૫૨૬ બોખારી તથા મુસલિમમાં તલહા બીન ઓબૈદુલ્લાહ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે રાત દિવસમાં પાંચ નમાઝો છે" એક પુરૂષે હજરત [સલ] ને ઇસ્લામ વિષે પૂછ કરી તેને હજરતે આ ફરમાવ્યું. ફરી તે પુરૂષે કહ્યું કે શું મારા ઉપર એ નમાઝો સિવાય બીજી કંઇ છે? હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં, પણ જો તું નફલ નમાઝ પઢે તો સવાબનું કામ છે. અને રમજાન મહિનાના રોઝા રાખવાના છે. તેણે કહ્યું શું મારા ઉપર એ સિવાય બીજા રોઝા છે? હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં. પણ તું નફલ રોઝા રાખે. અને તેને માટે રસૂલુલ્લાહે ઝકાત બયાન કરી તો તેણે કહ્યું કે શું મારા પર તે સિવાય પણ આપવું ફરજ છે? હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં. પણ આકે તું નફલ આપે. ફરી તે પુરૂષ આ કહેતો પાછો ફર્યો કે ખોદાની કસમ હું એથી કંઇ વધારીશ નહીં અને એથી કંઇ ઘટાડીશ નહીં. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જો એણે સાચું કહ્યું છે તો તે મતલબે પોહોંચ્યો. અને એક રિવાયતમાં છે કે એના બાપની કસમ એ મતલબે પોહોંચ્યો જો એણે સાચુ કહ્યું. અથવા એના બાપની કસમ તે જંનતમાં દાખલ થયો જો એણે સાચું કહ્યું.

**ફાયદો** હજરતે (સલ) હજ્જને વર્ણવ્યું નહીં કારણ કે તેનો સવાલ ઇસ્લામના દરેક રૂકનનો નહોતો. અને આ જે તેણે કહ્યું કે "હું એથી કંઇ વધારીશ નહીં અને એથી કંઈ ઘટાડીશ નહીં." એટલે આ ફરજ ચીજોમાં હું પોતાના તરફથી વધારો ઘટાડો કરીશ નહીં. એની આ મતલબ નથી કે હું ફરજ સિવાય સુંનત નફલ અદા કરીશ નહીં. અને હજરતે (સલ) જે તેના બાપની કસમ ખાધી તે અરબોની ટેવ પ્રમાણે છે, હજરત (સલ) ની જબાનથી નીકળી ગયું તેને માન આપવાની મતલબ નહોતી. અથવા ખોદા સિવાય બીજા કોઇની કસમ ખાવાની મનાઈ એ પછી થઇ હશે.

૧૫૨૭ બોખારી તથા મુસલિમમાં આએશા-

(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાંચ જનાવરો સઘળાં બદજાત છે. એ હરમમાં કતલ થાય. (૧) કાગડો (૨) ચીલ (૩) વીછુ (૪) ઉંદર અને (૫) કડનારૂં કુતરૂં.

**ફાયદો** જ્યારે મક્કામાં એઓનું મારી નાંખવું દુરૂસ્ત થયું તો બીજી જગ્યા વધારે દુરૂસ્ત થવું જોઇએ.

૧૫૨૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સાત શખ્સોને અલ્લાહ પોતાના સાયા (છાયા) માં રાખશે તે દિવસે કે જ્યારે તેના છાયા વગર કોઇ છાયા હશે નહીં.* (૧) ઇમામ અદલ કરનાર (૨) જુવાન જે ઉગતી જુવાનીથી અલ્લાહની બંદગીમાં રહ્યો. (૩) તે પુરૂષ કે જેનું દિલ મસજીદો તરફ લાગેલું છે (૪) તે બે પુરૂષો કે જેઓએ અલ્લાહને માટે દોસ્તી કરી હોય. ભેગા થાય તો એ પર અને જૂદા પડે તો એ પર (૫) તે પુરૂષ કે જેને માલવાળી ઇજ્જતવાળી અને ખુબસુરતીવાળી સ્ત્રી બુલાવે (એટલે બદકારી માટે) અને તે કહે કે હું ખોદાથી ડરૂં છું. (૬) તે પુરૂષ કે જે કંઇ સદકો કરે ફરી તેને એવી રીતે છુપાવે કે તેનો ડાબો હાથ નહીં જાણે કે તેના જમણા હાથે શો સદકો કર્યો છે. અને (૭) તે પુરૂષ કે જે ખાલી ઘરમાં અલ્લાહની યાદ કરે ફરી તેની બંને આંખો વહે (એટલે ખોદાના ખોફથી રડયો)

* છાયાની એક મતલબ મદદ તથા માનની પણ છે. તો એ લોકોને કેયામતમાં ખોદા તરફથી મદદ થશે તથા માન મળશે. ગુ. મો.

૧૫૨૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દશ ચીજો પેદાએશી સુંનત છે (૧) મૂછ કાતરવી (૨) ડાઢી લમ્બાવવી (૩) દાતણ કરવી (૪) નાંખમા પાણી લેવું (૫) નખ કાપવા (૬) આંગળીઓની જોડ ધોવી [કે જેથી મેલ જમે નહીં] [૭] બગલના વાળ ઉપવા [૮] દુંટી નીચેના વાળ બોડવાં. (૯) પીશાબ પછી પાણીથી ઇસ્તીનજો કરવો. રાવી કહે છે કે હું દશમીને ભૂલી ગયો પણ તે કોગળો કરવો છે" એટલે સારી રીતે યાદ નથી પણ કરીના (સમ્બંધ) થી જણાય છે કે દશમી ચીજ કદાપી કોગળો કરવો છે. †

૧૫૩૦ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ચાલીસ બાબતો છે તેમાંની ચઢત બકરીં ભેટ કરવી છે (કે તેનું દૂધ પીયા કેર) એમાંની કોઈ બાબતને સવાબની આશાથી તથા તે વિષે થઇલા વાયદાને સાચવીને કરશે તો તેથી તેને અલ્લાહ જનતમાં દાખલ કરશેજ.

**ફાયદો** આ હદીસમાં તે ચાલીસ બાબતોનું ખુલાસાવાર વિસ્તારથી બયાન કર્યું નથી. કદાપી ભલાઈ કરવાની જાતીયો મતલબ છે એટલે મખલૂકને તરેહ તરેહના ફાયદા પોહોંચાવવા.

† કાજી અયાજ (રહ) કહે છે આ દશમી કદાપી ખતના કરવી છે જેનું બયાન હદીસ ના ૧૩૨૪ માં છે અને પેદાએશી સુંનત છે એટલે દરેક ઇનસાન જેમાં ઈનસાનપણું છે તે આ દશ ચીજોને પસંદ કરે છે. તો દાઢી લમ્બાવવી અને મૂછો કતરાવવી એ ઇનસાનીયતથી તથા માણસના ખ્વાસથી છે. ગુ. મો.

## ફસલ ૨ જી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **વલ્લજી** શબ્દથી કસમ છે.

૧૫૩૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ છે કે જેના કબજામાં મારો જાન છે. જે કોઇ આ ઉમ્મતના યહુદી તથા ખ્રિસ્તીથી મારી બાબત સાંભળીને જે હું લાવેલો છું તે પર ઇમાન નહીં લાવશે તો તે દોજખીમાંથીજ થશે.

**ફાયદો** ઉમ્મત બે તરેહની થાય છે એક

ઉમ્મતે દાવત એટલે જેઓને ઇસ્લામ તરફ નોતર્યા. એમાં કાફેર તથા મુસલમાન બંને દાખલ છે. બીજી ઉમ્મતે ઇજાબત એટલે જે લોકો ઇમાન લાવ્યા એમાં માત્ર મુસલમાન દાખલ છે. આ હદીસમાં ઉમ્મતથી મતલબ ઉમ્મતે દાવત છે. યહીદી તથા ખ્રિસ્તીને ખાસ કરીને એટલાં માટે વર્ણ્યા કે જ્યારે તેઓ અહલે કિતાબવાળા હોવા છતાં હજરત પર ઇમાન લાવવું તેઓ પર ફરજ થયું તો બીજાઓ પર ઇમાન લાવવું વધારે ફરજ થશે. આ હદીસથી જણાયું કે જ્યાં હજરત (સલ) ની તથા દીન ઇસલામની ખબર નહીં પોહોંચી હોય તો તે લોક લાચાર છે તેઓથી માત્ર ખોદાની તોહીદ (એકતા) નો સવાલ થશે પેગમ્બરીની પૂછ થશે નહીં.

૧૫૩૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મોહમ્મદનો જાન છે બેશકક તમારામાંના એક ઉપર એવો દિવસ આવવાનો છે કે તે મને જોશે નહીં. અને તેની પાસે માલ ઓલાદ હોવા છતાં તે મને જુએ એ તેને માલ ઓલાદ કરતાં વધુ પ્યારૂં થશે.

**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ) પોતાના મોતનો ઇશારો કર્યો છે. કે જેથી સહાબા હજરત (સલ)ની સંગતને મોટી દોલત સમજે. હજરત (સલ)ના દીદારની આ તાસીર હતી કે દમપરદમ યકીન પૂર્ણ થતું જતું હતું. નેક ચલણ સારો સ્વભાવ આવતા જતા હતા. માટે સહાબાને પોતાની બાયડી બચ્ચા અને માલ કરતાં હજરત (સલ) ની સંગત ઘણી વહાલી હતી. એટલુંજ નહીં પણ હમણા પણ મોહમ્મદી આશેકોનો એવાજ હાલ છે કે ખ્વાબમાં હજરત [સલ] ના દીદાર મળવા ઉપર તમામ જહાનને કુરબાન કરે છે

૧૫૩૩ મુસલિમમાં હનજલા બીન ઓસૈદી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના કબજામાં મારો જાન છે. જે હાલત પર તમો મારી પાસે રહો છો અને યાદે ઇલાહી કરો છો તેવી હાલતમાં જો હમેશ રહો તો તમારા બીછાણામાં તથા તમારા માર્ગોમાં જરૂર તમારેથી ફિરશતા મોસાફેહો (મુલાકાતનું હાથ મેળવવું) કરે. પણ એ હનજલા! કદી અલ્લાહની યાદ છે અને કદી દુન્યાનો કારોબાર છે. આ હજરતે [સલ] ત્રણવાર ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં હનજલા (રદી) થી રિવાયત છે કે હું તથા સિદ્દીકે અકબર (રદી) હજરત ની પાસે ગયા. મેં કહ્યું એ રસૂલુલ્લાહ (સલ)? હનજલા તો મુનાફેક થયો છે. હજરતે ફરમાવ્યું કે કેવી રીતે? મેં કહ્યું કે અમો લોક જ્યારે આપની સેવામાં રહીએ છીએ અને આપ અમને દોજખ જંનત યાદ દેવડાવો છો તો જાણે અમો આંખથી જોઇએ છીએ. ફરી જ્યારે અમો હજરત (સલ) પાસેથી જઇએ છીએ અને બીબી બચ્ચામાં તથા કારબારમાં લાગીએ છીએ તો ઘણી વાતો ભૂલી જઇએ છીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો હમેશ હજુરી (ખોદાનું ધ્યાન) બનેલી રહે તો માણસથી તદન આ જહાનનો કારબાર કોરે રહે અને ફિરશતાનો આલમ નજરે પડે. માટે તે હાલત હમેશ રહેતી નથી. એને મુનાફેક પણું જાણવું જોઇએ નહીં. કારણ કે ગફલતનું આવવું હિકમતથી કોરૂં નથી.

**શેઅર.**

ગફલત બ જહાં અગર ન બૂદે
અઝ ઉમર દમે બસર ન બૂદે*

૧૫૩૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત તમો મારી નજદીક સર્વ લોકોથી વધારે વહાલા છો. બે વાર ફરમાવ્યું." એટલે અનસારીઓ.

૧૫૩૫ બોખારીમાં અબુ સઇદ તથા કતાદા બીન નોઅમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના કબજામાં મારો જાન છે ખચીત તે **કુલ હોવલ્લાહ** તરતીયાંશ કુરઆનના બરાબર છે. ¶

---

* અર્થ—જહાનમાં જો ગફલત નહોત તો ઉમરનો એક શ્વાસ પણ પૂરો થતે નહીં. ગુ. મો.

¶ એના એક અર્થ આ છે કે કુલ હોવલ્લાહ પઢવાથી તરતીયાંશ કુરઆનનો સવાબ થાય છે. એને બીજો અર્થ હદીસ નાં૦ ૨૫૯ માં બયાન થયો છે.

૧૫૩૬ મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત તેના વાસણ આકાશના નાના મોટા તારાઓની ગણતરીથી વધારે છે. જુઓ અંધારી રાતમાં જ્યારે વાદળા ન હોય તે તારા ઘણા ચમકે છે તેવી રીતે તે ઘણા છે. જંનતના વાસણ જે કોઇ તેથી પીશે તે છેવટના વખત સુધી તરસો રહેશે નહીં (એટલે તે હમેશા ટસ રહેશે) જંનતથી બે નળ તેમાં પડે છે. જે કોઇ તેનાથી પીએ તે તરસો થાય નહીં. તેની પોહોલાય લમ્બાણ અમ્માનથી ઐલા સુધી જેટલી છે તેનું પાણી દૂધથી વધારે ઉજળું છે. અને મધથી ઘણું મીઠું છે." જ્યારે અબુ ઝરે કહ્યું ઓ રસૂલુલ્લાહ હોજે કોસરના વાસણ કેટલાં છે ત્યારે આ હજરતે તેમને કહ્યું.

**ફાયદો** અમ્માન અને ઐલા શામમાં શેહેરો છે.

૧૫૩૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જેવી રીતે પારકું ઊંટ હોજ ઉપરથી દૂર કરવામાં આવે છે તેવી રીતે હું મારી હોજ કોસરથી કેટલાક પુરૂષોને દૂર કરીશ. *

**ફાયદો** એટલે કાફેરો મુનાફેકો અને મુરતદો હોજે કોસરથી હઠાવાશે.

૧૫૩૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જ્યાં સુધી તમો ઈમાન નહીં લાવશો જંનતમાં જશો નહીં. અને જ્યાં સુધી આપસમાં મોહબ્બત પેદા નહીં કરશો ત્યાં સુધી પુરા ઈમાનદાર થશો નહીં. શું હું તમને એક ચીજ એવી નહીં બતાઉં કે જ્યારે તેને તમો કરશો તો આપસમાં દોસ્ત થશો. તમો સલામ કરવાને આપસમાં રિવાજ આપો.

**ફાયદો** જંનત મળવી ઈમાન ઉપર અટકેલી છે. અને ઈમાન મોહબ્બત ઉપર અટકેલું છે. પછી હજરતે (સલ) જંનત મળવાનો સેહેલો માર્ગ બતાવ્યો. એટલે અસ્સલામો અલૈકુમ કરવી. સલામ કરવાથી મોહબ્બત વધે છે કે એ ભલી દોઆ છે. એટલે ખોદા તને દરેક બલાથી સલામત રાખો. અને દસ્તુર છે કે આદમી પોતાના ખૈર ખ્વાહ દોઆ માંગનારને પોતાનો દોસ્ત જાણે છે તો તે પણ તેનાથી મોહબ્બત કરે છે. જો કે સખાવત અને એહસાન કરવું પણ મોહબ્બતનું કારણ છે પણ એહસાન તથા સખાવત સઘળી જહાનના મુસલમાનોથી થઇ શકતી નથી અને સલામ આસાન વાત છે જે દરેકથી થઇ શકે છે. માટે હજરતે (સલ) એને ખાસ કરીને બતાવી. પણ અફસોસ અજબ ઉલટો વખત થયો છે કે જહાલત અને ગરૂરને લીધે કેટલાક લોકો સલામ કરવાથી નાખુશ થાય છે એટલુંજ નહીં પણ (સલામથી ઉલટા) અદાવત પર કમર બાંધે છે. મોહબ્બત અને ખૈર ખ્વાહીની ચીજ તે ઉલટાઓની નજદીક અદાવતનું કારણ થઇ.

૧૫૩૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે તમારામાંનો કોઇ પૂરો ઈમાનદાર થતો નથી જ્યાં સુધી કે હું તેની નજદીક તેના બાપથી અને તેના છોકરાથી વધારે વહાલો નહીં થાઉં. †

**ફાયદો** એટલે જ્યારે મારી રજામન્દીને બાપ બેટાની રજામન્દી પર શ્રેષ્ઠ રાખે ત્યારે પૂરો ઈમાનદાર બને.

૧૫૪૦ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કોઇ બંદો જ્યાં સુધી પોતા માટે જે ચીજ પસંદ કરે છે તે પોતાના પડોસી માટે અથવા પોતાના ભાઇ માટે નહીં પસંદ કરશે ત્યાં સુધી પૂરો મુમીન થતો નથી.

૧૫૪૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જરૂર તમને કેયામતને દિવસે આ નેઅમતનો સવાલ (પૂછ)

* આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાο ૩૩૩ માં છે. ગ્રા. મો.

† આ હદીસનું વધુ બયાન હદીસ નાο ૬૩૭, ૬૪૩ તથા ૧૫૨૩માં છે. ગ્રા. મો.

થશે તમને તમારા ઘરથી ભૂખે કહાડયા ફરી તમને આ નેઅમત મળયા વગર પાછા ફર્યાં નથી” આ હજરતે (સલ) અબુ બકર તથા ઓમર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** એનો પૂરો કિસ્સો સાતમાં અધ્યાયમાં આવી ગયો* કે હજરત (સલ) તથા સિદ્દીક તથા ફારૂક (રદી) ભૂખને લીધે એક અનસારીને ઘેર ગયા. મેમાનીના ખાણાથી જ્યારે સારી રીતે ધરાયા ત્યારે આ હદીસ ફરમાવી. એટલે આ સવાલ થવાનો કે નેઅમતને ખોદાની તાબેદારીમાં ખરચી અથવા નાફરમાનીમાં.

૧૫૪૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જ્યારે તે તમને સાચુ કહે છે તો તમો તેને મારો છો અને જ્યારે તે તમને જૂઠ કહે છે તો તમો તેને છોડો છો.” એટલે બનીલ હજ્જાજના કાળા ગુલામને કે જે બદરને દિવસે પાણીના ઉંટો ઉપર હતો.

**ફાયદો** જંગે બદરમાં જ્યારે હજરત (સલ) નું લશકર ઉતર્યું ત્યારે હજરત (સલ) ના સહાબા એક કાળા રંગના ગુલામને પકડી લાવ્યા, જે કોરેશના પાણી ખેંચનાર ઉંટોમાં હતો. અને પૂછ્યું કે અબુ સુફયાન તથા તેના લોક કયાં છે? તેણે કહ્યું કે હું તેઓને જાણતો નથી પણ અબુ જહલ વગેરે તો ફલાણી જગ્યા ઉપર છે. ત્યારે સહાબા તેને મારવા લાગ્યા તેણે મારના ડરથી કહ્યું કે અબુ સુફયાન વગરે પણ છે. તો સહાબાએ તેનો છોડયો. ફરી બીજી વાર તેને પૂછ્યું તેણે કહ્યું કે મને અબુ સુફયાનની ખબર નથી. પણ અબુ જહલ વગેરે તો છે. સહાબાએ તેને ફરી માર્યો. અને હજરત (સલ) નમાઝ પઢતા હતા. જ્યારે હજરતે આ હાલ જોયો ત્યારે આ હદીસ ફરમાવી.

૧૫૪૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જરૂર ઘણો જલદી આદેલ હાકેમ થઈને તમારામાં મરયમનો છોકરો (ઇસા) ઉતરશે ફરી તે સુલીને તોડશે ભૂંડને કતલ કરશે અને જીઝયાને ગેરવશે અને માલ એટલો વધી જશે કે તેને કોઇ લેશે નહીં.

**ફાયદો** કેયામતની નજદીક ઇમામ મહદીના વખતમાં હજરત ઇસા (અલે) આસમાનથી ઉતરશે અને ખ્રિસ્તી ધર્મને હઠાવશે મોહમ્મદી દીન પર ચાલશે. **સલીબ** જે સૂલીની શિકલ ઉપર થાય છે તેને કહે છે જેવી આ શિકલ † ખ્રીસ્તીઓ આ શિકલને ઘણું માન આપે છે. કારણ કે તેઓના માનવા પ્રમાણે હજરત ઇસા (સલે) સૂલી ઉપર મરાયા. અને જો કે આ વખતમાં નસારાથી જીઝયો લેવો દુરૂસ્ત છે પણ હજરત ઇસા (અલે) પોતાના વખતમાં નસારાથી જીઝયો કબૂલ કરશે નહીં. જો તેઓ ઈમાન નહીં લાવશે તો તેઓને કતલ કરશે.

૧૫૪૪ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબુ વકકાસ તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કદી પણ કોઇ માર્ગમાં શૈતાન તને ચાલતો મળ્યો છે તો તે તારા માર્ગ સિવાય બીજા માર્ગમાંજ ચાલ્યો છે. આ સઅદ (રદી) ની રિવાયત છે. અને અબુ હોરેરા (રદી) ની રિવાયતમાં શબ્દ “કુત્તો” સાલેકં ફજ્જનના શબ્દથી આગળ છે (પણ મતલબમાં કંઇ ફેર નથી)” આ હજરતે [સલ] ઓમર ફારૂક (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે ઓમર ફારૂકે (રદી) હજરત (સલ) ની સેવામાં હાજર થવાની રજા લીધી. અને હજરત (સલ) ની પાસે કોરેશની સ્ત્રીઓ પુકારી પુકારીને વાતો કરતી હતી. જ્યારે ઓમર ફારૂકના આવવાની ખબર થઇ તો સર્વ પરદામાં થયો. ઓમર ફારૂક અંદર આવ્યા તો હજરતને હસતા જુએ છે ત્યારે કહ્યું કે એ રસૂલુલ્લાહ (સલ) ખોદા આપને ખુશ રાખે આપના હસવાનું કારણ શું છે! હજરતે (સલ) ફરમાવ્યું કે મને આ સ્ત્રીઓથી તાજુબ થયું. તેઓ મારી પાસે વાતો કરતી હતી જ્યારે તમારો અવાજ સાંભળ્યો તો સર્વ પરદામાં થઇ. ઓમર ફારૂકે ઓરતોને કહ્યું એ પોતાના જાનોની દુશમનો? તમો મારેથી ડરો છો. અને રસૂલુલ્લાહથી ડરતી નથી. ઓર-

* વાંચો હદીસ નાં૦ ૧૪૫૭ ગુ. મો.

તેઓએ કહ્યું: હા, અમો તમારેથી ડરીએ છીએ. કારણ કે તમારો સ્વભાવ આકરો છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તારા આકરા પણા તથા મજબૂતીને લીધે શેતાની કામ તારી પાસે ફટકવા પામતાં નથી. હરામ કામોની તો વાત શી પણ મુબાહ કામ પણ તારી આગળ કરવાથી લોકો ડરે છે. હજરત (સલ) ના વખતમાં ઓમર ફારૂકને ઇનીસપેકટર (મોહતસેબ) નું કામ સોંપાયલું હતું માટે લોકો તેમનાથી ડરતા હતા. દસ્તુર છે કે ચોર જેવી રીતે કોટવાલથી ડરે છે તેવી રીતે રાજાથી ડરતા નથી. અને એટલી વાતથી કોઈ શખ્સ કોટવાલને રાજાથી અફજલ જાણતો નથી. તેવીજ રીતે આ હદીસથી ઓમર ફારૂક (રદી) ની ફજીલત હજરત (સલ) ઉપર સિદ્ધ થઇ શકતી નથી.

૧૫૪૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે. કોઇ પણ પુરૂષ પોતાની સ્ત્રીને બીછાણા તરફ બુલાવશે પછી તે નકાર કરશે તો જ્યાં સુધી તે પુરૂષ તેણીથી રાજી નહીં થાય ત્યાં સુધી આસમાનવાળો* તેણી પર ગુસ્સે છે.

**ફાયદો** એટલે સ્ત્રીને પોતાના પતીથી આ કામમાં નકાર કરવો દુરૂસ્ત નથી. કેમકે એથી ખોદા નારાજ થાય છે.

* એટલે અલ્લાહ. અથવા ફિરશતા કારણ કે બીજી હદીસમાં છે કે ફિરશતા તેણી પર લાનત કરે છે. ગુ. મો.

## ફસલ ૩ જી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે શબ્દ **વલ્લાહથી** કસમ છે.

૧૫૪૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખોદાની કસમ હું દિવસમાં સિત્તેર વારથી વધૂ ખોદા પાસે બખ્શીશ માંગું છું [ઇસ્તિગફાર કરૂં છું] અને તેની તરફ તોબા કરૂં છું.†

**ફાયદો** બીજી હદીસમાં ઇસ્તિગફારને સો વાર ફરમાવી છે. આ હદીસમાં ઇસ્તિગફાર તથા તોબા કરવાનું ઉત્તેજન (તરગીબ) છે. એટલે જ્યારે પેગમ્બર માસૂમ [નિરાપરાધી] સિત્તેરથી વધુ વાર ઇસ્તિગફાર કરે તો બીજા ગુનેહગાર લોકોને ઇસ્તિગફાર તથા તોબા કરવી જરૂર લાજેમ થઇ.

૧૫૪૭ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ ખચીત હું અલ્લાહનો રસૂલ છું અગર જો તમોએ મને જૂઠવ્યો. લખ મોહમ્મદ બીન અબ્દુલ્લાહ" આ હજરતે હોદેબીયાના વખતમાં ફરમાવ્યું.

**ફાયદો** હિજરીતે છઠ્ઠે વર્ષે હજરત [સલ] ઉમરો કરવા ચાલ્યા. જ્યારે મક્કાની પાસે હોદેબીયાની મજલે પોહોંચ્યા તો કોરેશના કાફેરોએ હજરત [સલ] ને રોકયા અને આ વાત પર સુલહ થઇ કે આ વર્ષે વગર ઉમરો કરે હજરત [સલ] પાછા ફરે અને આવતા વર્ષે ઉમરા માટે પધારે. હજરતે (સલ) સુલહ નામું લખાવ્યું કે "આ સુલહ નામું છે જે પર મોહમ્મદ રસૂલુલ્લાહે સુલહ કરી" કાફેરોએ કહ્યું કે અમો મોહમ્મદ રસૂલુલ્લાહ લખી આપતા નથી પણ મોહમ્મદ બી. અબ્દુલ્લાહ લખો. જો અમો તમને રસૂલુલ્લાહ જાણતે તો તમારેથી શા માટે લડતે? અને મક્કે જવાથી કેમ રોકતે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને મોહમ્મદ રસૂલુલ્લાહના શબ્દને કાપી મોહમ્મદ બી. અબ્દુલ્લાહ લખ્યો.

૧૫૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ તમારામાંનો કોઇ પોતાની કસમ ઉપર તેના ઘરવાળાઓની બાબતમાં

† આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૪૭૮માં તથા તેની નોટમાં છે. ગુ. મો.

અટકેલો રહે તે અલ્લાહની નજદીક ઘણું ગુનાહનું કામ છે આથી કે તે અલ્લાહે તેના પર ફરજ કરેલો કફારો આપે.

**ફાયદો** એટલે જો કે કસમને નિભાવવી બેહતર છે પણ જેમાં પોતાના ઘરવાળાઓને કંઈ નુકસાન પોહોંચે તો તેમાં કસમને તોડવી અને કફારો આપવો અફજલ છે. "કે આજૂરદને દિલે દોસ્તાં જહલસ્ત, વ કફ્ફારએ યમીન સહલ".*

૧૫૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા તથા અબુ શોરેહ ખોજાઇ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખોદાની કસમ ઈમાન લાવતો નથી. ખોદાની કસમ ઈમાન લાવતો નથી ખોદાની કસમ ઈમાન લાવતો નથી. લોકોએ કહ્યું ઓ રસૂલુલ્લાહ કોણ? હજરતે (સલ) ફરમાવ્યું કે તે શખ્સ કે જેના પડોસી તેની તકલીફથી નિડર [બેખોફ] નહોય.

**ફાયદો** આથી જણાયું કે પડોસીથી ભલાઇ કરવી ફરજ છે અને તેને દુઃખ આપવું હરામ છે.

* અર્થ-દોસ્તોનું દિલ દુઃખવવુ અજ્ઞાનતા છે અને કસમનો કફારો આપવો સેહેલ છે. ગુ. મો.

૧૫૫૦ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ જો ખોદાની મેહેર નહોત તો અમને માર્ગ નહીં મળતે અને ન અમે સદકો કરતે, અને ન અમે નમાઝ પઢતે. તો તું અમારા પર નચિન્ત પણું મોકલ. અને જો અમે મુશરેકોથી ભીડીએ તો અમારા પગ જમાવ (એટલે લડાઇને વખતે અમારા પગ હઠે નહીં) અને મુશરેકોએ અમારા પર જીયાદતી કરી છે (સરકશી કરી છે). જ્યારે તેઓ ફિતના ફસાદનો ઇરાદો કરે છે તો અમે તેઓની વાત માનતા નથી.

**ફાયદો** સને ચોથીમાં કાફેરાએ હજરત (સલ) પર હલ્લો કર્યો. હજરતે (સલ) બચાવ માટે મદીનાને આસપાસ ખાઇ ખોદાવી. હજરત (સલ) ખાઇથી માટી કાઢતા હતા અને આ હદીસ ફરમાવતા હતા.

## ફસલ ૪ થી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **સીન** છે.

૧૫૫૧ મુસલિમમાં ઉકબા બીન આમેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુલકો હવે તમારે માટે ફતેહ થશે. અને અલ્લાહ તમને બસ છે. તો તમને માલ વેહેંચવાની ગફલત થાકવે નહીં. *

**ફાયદો** એટલે રૂમ ઈરાન અને તોરાન ફતેહ થશે. અને જેહાદ કરનારાઓના ફાલામાં ઘણો માલ આવશે. તો ફરમાવ્યું કે એવું ન થાય કે તમો માલના વધારામાં જેહાદ કરવાથી ગફલત કરો. હજરત (સલ) બાદ જે ફતેહ થઇ તેની આ હદીસમાં ખબર છે તથા જેહાદ કરવાની તરગીબનો ઇશારો છે.

* શરહ મશારેકમાં જે અર્થ લખાયા છે તે પ્રમાણે તરજુમો આવી રીતે છે "તો તમારામાંનો કોઇ તીરની રમત કરતાં થાકે નહીં." એટલે જેહાદની હમેશ તૈયારી કર્યા કરવી. ગુ. મો.

૧૫૫૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હવે ફિતનો ઉઠવાનો તેમાં બેસનારો ઉભા રહેનાર કરતાં સારો છે. અને તેમાં ઉભો રહેનાર ચાલનાર કરતાં સારો છે. અને ચાલનાર દોડનાર કરતાં સારો છે. જે તેમાં ઝાંખશે તો તે તેને ખેંચી લેશે. તો જે કોઇ પનાહ કે બચાવ લેવાની જગ્યાને જુએ તો તેથી તે બચાવ કરે.

**ફાયદો** હજરત (સલ) પછી જે ફસાદો પ્રકટ થયા તેનો આ હદીસમાં ઇશારો છે. જેમ કે હજરત ઉસમાન (રદી) ની શહાદત. એટલે જગતમાં ફેલાનારા ફસાદનો બચાવ થઈ શકતો નથી તો તેમાં વધુ કોશીશ કરનાર કરતાં

થોડી કોશીશ કરનાર બેહતર છે. એજ માટે ઘણા સહાબાએ ફિતના અને ફસાદના વખતમાં ખુણે બેસવું અખત્યાર કર્યું હતું.

૧૫૫૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોમેદ સાએદી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આજની રાત્રે હવા સખત ચાલશે, તેમાં કોઇ ઉભો રહે નહીં. તો જેની પાસે ઊંટ હોય તે તેની દોરડી મજબૂત બાંધે." આ હજરતે (સલ) તબુકમાં ફરમાવ્યું.

**ફાયદો** સને નવ હિજરીએ મુલકે શામમાં હજરત (સલ) જંગે તબૂકમાં ગયા. તો ત્યાં એક રાત્રે આ હદીસ ફરમાવી. જેમકે તે રાત્રે ઘણી સખત આંધી (વાવાઝરડુ) ચાલી. એક શખ્સ ત્યાં ઉભો હતો તેને આંધીએ ઉડાવીને તયના પહાડ પર પટકયો. તયનો દેશ તબૂકથી કેટલાક દિવસના માર્ગ ઉપર છે.

૧૫૫૪ બોખારી તથા મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આખરી જમાનામાં હવે એક કોમ નીકળવાની, થોડી ઉમરની, અલ્પ બુદ્ધિની, સારા લોકો જેવી વાતો કરશે કુરઆન પઢશે. (પણ) તેઓના ગળાની નળીથી નીચે ઇમાન ઉતરશે નહીં. (એટલે ઇમાનની કંઇ અસર થશે નહીં.) જેવી રીતે તીરશિકારમાંથી નીકળી જાય છે તેવી રીતે તેઓ દીનથી નીકળી જશે. તો તેઓ જ્યાં તમને મળે ત્યાં તેઓને કતલ કરો. કેમકે જે તેઓને કતલ કરશે તેને તે કતલ કરવામાં સવાબ છે અલ્લાહની નજદીક કેયામતને દિવસે.

**ફાયદો** આ લોકથી મતલબ ખારજીઓ છે કે જેઓને અલી મુરતજા (રદી) એ કતલ કર્યા.

૧૫૫૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી પાછળી ઉમ્મતમાં હવે કેટલાક લોકો થશે જેઓ તમને એવી વાતો કહેશે કે જે તમે સાંભળી નથી અને ન તમારા બાપ દાદાઓએ. તો તમો તેઓથી બચતા રહો.

**ફાયદો** આ હદીસમાં બિદઅતવાળાઓનું વર્ણન છે જેઓ ઇસ્લામ વિરૂધ્ધ તથા મુસલમાનોના ઇજમા વિરૂધ્ધ નવા કામોને ચાલુ કરે છે. કાંતો જૂઠી હદીસો બનાવીને અથવા કાંતો અવલીયા અલ્લાહને નામે લગાડીને અથવા કાંતો ઇમામોને નામે લગાડીને. આ હદીસથી સાફ જણાયું કે વગર જાંચે કોઇ વાત માનવી નજ જોઇએ. કેમકે એમાં દીન બગડે છે. એજ માટે હજારો બિદઅતો દુન્યામાં ફેલાઇ ગઇ છે.

## ફસલ ૫ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **મોજારા** નો સંગો છે.

૧૫૫૬ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું કેયામતને દિવસે જંનતના દરવાજા પર આવીશ, ફરી હું ખોલાવીશ. તો ચોકીદાર કહેશે કે તું કોણ છે? હું કહીશ કે મોહમ્મદ છું. ફરી તે કહેશે કે મને તારે માટેજ હુકમ થયો છે તારાથી પ્રથમ કોઇને માટે ખોલીશ નહીં.

૧૫૫૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તમને ચાર ચીજની આજ્ઞા કરૂં છું અને ચાર ચીજની રોકાણ કરૂં છું. (૧) અલ્લાહ પર ઇમાન લાવવાની સાક્ષી આ વાતની આપવી કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી. અને મોહમ્મદ અલ્લાહના રસૂલ છે (૨) નમાઝ પઢા કરવાની (૩) ઝકાત આપવાની અને (૪) જે તમને લડાઇમાંથી લુટ (ગનીમત) મળે તેનો પાંચમો ભાગ આપવાની. અને તમને મનાઈ કરૂં છું (૧) તુમણીથી (૨) લીલા ઘડાથી (૩) નકીરથી અને (૪) મોકૈયરથી" આ હજરતે (સલ) અબ્દુલ કૈસના આવેલા લોકો (ડીપોટેસન) ને ફરમાવ્યું.

**ફાયદો** તે વખતમાં શરાબના ચાર તરેહ

ઠના વાસણ વપરાતાં હતાં- એક તો તુમડી બીજું લીલો ઘડો જેવો કે લીલી બરણી. ત્રીજું નકીર એટલે ખજુરના લાકડામાં કોરીને બનાવેલું. અને ચોથું મોકૈયર એટલે (લખોટેલું અથવા) રોગન લગાડેલું જેમાં ડામર મેળવાયલું હોય. જયારે દારૂ હરામ થયો તો હજરતે (સલ) તેના વાસણો વાપરવાની પણ મનાઇ કરી કે કેમે (વાસણ જોઇ) શરાબ પીવાનું યાદ આવે નહીં. જયારે શરાબ પીવાની આદત છૂટી તો છેવટે આ વાસણો વાપરવાની પણ છૂટટી આપી. જેમકે બીજી હદીસ માં આ વાત છે.

* ૧૫૫૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તારા સાથીઓ ફિદયો [જાન છોડાઈ] લેવાને લીધે મારી સામે કરવામાં આવ્યા તેથી હું રડુ છું. તેઓનો અજાબ આ ઝાડની પાસે મને દેખાડાવવામાં આવ્યો." આ હજરતે [સલ] બદરને દિવસે ઓમર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** જંગે બદરમાં કોરેશના સિત્તેર કાફેર પકડાયા. હજરતે [સલ] તેઓની બાબતમાં સહાબાને સલાહ પૂછી. સિદ્દીક અકબરે (રદી) કહ્યું ઓ રસુલુલ્લાહ આ લોક તારી કોમ છે, એઓને છોડી દો, કદાપી એઓ મુસલમાન થશે. અથવા એઓથી મુસલમાનો ઉત્પન્ન થશે. અને છોડવાને બદલે એઓથી ફિદયો લ્યો. એ લોકો આપશે, કે હજરત [સલ] ના સહાબા (તે રૂપીયાથી) સામાન કરીને શકિત મેળવે. અને ફારૂકે આજમે (રદી) કહ્યું ઓ હજરત ! આ લોકોએ આપને જુઠ્ઠા કહ્યા છે અને આપને વતનથી બે વતન કર્યા છે આપ આ સઘળાની ગરદન મારો. જ્યારે ઘણા સહાબાની સલાહ હજરતે [સલ] ફિદયો લેવાની જોઇ તો હજરતે [સલ] ફિદયો લઇને તેઓને છોડીયા. ફરી આ મજમુનની આયત ઉતરી કે "પેગમ્બરને ફિદયો લેવો લાયક નહોતો" તો હજરત [સલ] તથા અબુ બકર સિદ્દીક (રદી) એક ઝાડની નજદીક રોવા લાગ્યા. ફારૂકે આજમે [રદી] કહ્યું ઓ હજરત (સલ) ! આપ શા માટે રડો છો ? મને બતાઓ કે હું પણ રડું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને એક રિવાયમાં આવી રીતે છે કે જો અજાબ આવતે તો ઓમર સિવાય કોઇ બચતે નહીં. કારણ કે માલ લેવાની તેમની મરજી નહોતી. આ હદીસથી સાફ જણાયું કે જે બાબતમાં વહી નહોં થતી તો હજરત (સલ) તેમાં એજતેહાદ (અનુમાન) કરતા હતા. જો તેમાં કંઇ ચુક થતી તો અલ્લાહ જલદીથી ખબર કરતો.*

૧૫૫૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તમારા ખ્વાબને જોઉં છું તે પાછલી સાત રાતને બરાબર થયો છે. તો જે કોઇ તે (શબેકદર) ને ઢુંઢતો હોય તે તેને પાછળી સાત રાતોમાં ઢુંઢે.

**ફાયદો** શબે કદરને હજરતના સહબાએ ખ્વાબમાં જોઈ. કોઈએ તેવીસમીએ કોઇએ પચ્ચીસમીએ ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે રમઝાનની પાછલી એકીની રાતોમાં શબે કદર જરૂર છે. જેને શોખ હોય તે તલાશ કરે. એટલે સર્વ એકીવાળી રાતોમાં જાગતો રહે અને ઇબાદત કરે. આખર એમાં કોઇ તો હશે.

૧૫૬૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ હારેસાની ઓલાદ હું તમને જોઉં છું કે તમો હરમથી નીકળી ગયા છો. (એટલે મદીનાના હરમથી બહાર છો) ફરી હજરતે તેઓ તરફ જોઇને કહ્યું, નહીં, તમો તો હરમમાં છો. ※ અને મુસલિમે અબુ હોરેરા (રદી) થી રિવાયત કરી છે કે ખચીત રસૂલુલ્લાહે (સલ) મદીનાની આસપાસ બાર માઇલ હેમા (રમના) ઠેરવ્યું છે.

૧૫૬૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને ખચીત હું અલ્લાહનો રસૂલ છું. કોઇ પણ બંદો એમાં શક કર્યા વગર બો-

* કોઈ ચીજ હજરત (સલ) થી છાની નથી દરેક ચીજ હજરત જાણે છે એવું માનનારે તથા વિષેશ કરી ખાન સાહેબ અબદુલ કાદેર બાકજાએ આ હદીસને વિચારવી. ગુ. મો.

※ હનફી મજહબમાં મદીનાને આસપાસ હરમ નથી એ વિષેનો વધુ ખોલાસો હદીસ ના. ૪૨૦ માં છે. ગુ. મો.

દાની મોલાકાત કરશે તો તે જંનતમાં જશેજ.

**ફાયદો** એટલે જે કલેમા શહાદત પઢશે અને તૌહીદ તથા શહાદતમાં કંઈ સંદેહ નહીં રાખશે તો તે જંનતમાં જવાનો. અગર જો તે ગુનાહના પ્રમાણમાં સજા ભોગવશે.

૧૫૬૨ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું તમને અનસાર વિષે વસીયત કરૂં છું. કેમકે તેઓ મારા ખાસ લોકો છે અને મારા ભેદ જાણનાર (ભરોસેદાર) છે. અને જે તેઓ પર ફરજ હતું તે તેઓએ અદા કર્યું છે (એટલે તેઓએ દીનની મદદ કરી છે) અને જે તેઓનું હક છે તે બાકી રહ્યું છે (એટલે સવાબ અને ભલાઇ) તો તેઓના નેક લોકોથી કબૂલ કરો અને તેઓના બુરાઓથી દરગુજર કરો.

**ફાયદો** એટલે હદ વગર તેઓની ભૂલ ચૂક નહીં પકડો.

૧૫૬૩ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંની કોઈ પોતાના પાણીને તથા પોતાના બોરડીના પાતરાંને લ્યે ને પાકી મેળવે. ફરી સારી રીતે મસલે કે જેથી માથાની જડોમાં પાણી પોહોંચે. ફરી તે પોતા પર પાણી રેડે. ફરી તે કસતુરી લગાડેલું ચીથરૂં લ્યે ને તેથી પાકી મેળવે. (એટલે અંદર રાખે કે જેથી બદબો દૂર થાય અને ગર્ભસ્થાનમાં બી રહે.)" અસમા બીનતે શકલે (રદી) જ્યારે હૈજના ગોસલ વિષે પૂછ કરી ત્યારે તેણીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** બોરડીના પાંદડાં પાણીમાં જોશ દેવાનો આ લાભ છે કે મેલ સારી રીતે છૂટે. †

૧૫૬૪ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તેના પર (એટલે જાબેરના બાપ અબ્દુલ્લાહ પર) રડશે અથવા નહીં રડશે જ્યાં સુધી તમો તેને નહીં ઉઠાવશો ત્યાં સુધી ફિરશતા તેના પર પોતાના પરોથી છાયા કર્યા જાય છે.

**ફાયદો** જાબેરના બાપ અબ્દુલ્લાહ જંગે ઓહોદમાં શહીદ થયા. કાફેરોએ તેમના નાક કાન અને હાથ કાપ્યા હતા. તેમની લાશ હજરત [સલ] ની આગળ ઢાંકેલી રાખી હતી. જાબેરે કપડું ઉઠાવી જોવાનો વિચાર કર્યો લોકોએ તેમને મના કર્યા. એટલામાં અબ્દુલ્લાહની બેહેન રડતી ચીલ્લાતી આવી ત્યારે હજરતે (સલ) તેણીને આ હદીસ ફરમાવી. આથી જણાયું કે શહીદ પર જેટલી મુસીબત અને દેખીત હલકાઇ જેટલી વીતે તેટલીજ તેની ખોદાની નજદીક ઇજ્જત વધે છે.

૧૫૬૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી વોજુનું પાણી પોહોંચે છે ત્યાં સુધી મુસલમાનને ઘરેણું પોહોંચશે.

**ફાયદો** એટલે જ્યાં સુધી વોજુનું પાણી લાગે છે ત્યાં સુધી કેયામતમાં સૂર્ય જેવી રોશની થશે.

૧૫૬૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અહાબ સુધી અથવા આવી રીતે ફરમાવ્યું કે યહાબ સુધી ઘરો પોહોંચશે.

**ફાયદો** અહાબ અથવા યહાબ મદીનાની પાસે એક જગ્યાનું નામ છે. એટલે મદીનાની આબાદી ત્યાં સુધી થશે.

૧૫૬૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તમો બે મોં વાળાને લોકોમાં ઘણો બુરો જોશો જે આ લોકો પાસે આવે તો એક તરેહનું મોં લઇને અને પેલા લોકો પાસે આવે તો બીજી તરેહનું મોં લઇને.

**ફાયદો** આથી મતલબ મોનાફેક છે જે મુસલમાનોમાં મુસલમાન બને અને કાફેરોમાં કાફેર. એવીજ તરેહ તે શખ્સ પણ જે શીઆમાં શીઆ બને અને સુંનીઓમાં તકીયા કરીને સુંની બને. એવીજ તરેહ તે શખ્સ પણ કે જે બે દુશમનોમાં મળે આની આગળ એના સરખી કહે અને તેની આગળ તેના સરખી કહે. †

† આ હદીસથી જણાયું કે બદન સાફ કરવા બોરડીના પાંદડાં ગોસલના પાણીમાં નાખવાં સુંનત છે. અને જેઓ માત્ર મુરદાના ગોસલ માટેજ નાખવું સુંનત જાણે છે તેઓ ભૂલ કરે છે. ગુ. મો.

† એટલે બેહરૂપી જેવાઓ હમેશાં બચેતા રહેવું તેઓ તે પોતાની મતલબ કાઢવા દરેક લોકો સાથે મળે છે. તે ખરૂં તેનાં કોઇની સાથે મળતા નથી પોતાની મતલબ સાથે મળે છે. ગુ. મો.

૧૫૬૮ બોખારી તથા મુસ્લિમમાં ફાતેમા બીનતે કૈસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો છો મેં શા માટે તમને ભેગા કર્યા? તેઓએ કહ્યું કે અલ્લાહ તથા તેના રસુલ વધારે જાણનાર છે. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ મેં તમને ડરાવવા કે આશા આપવા બુલાવ્યા નથી પણ તમને એટલાં માટે ભેગા કર્યા કે તમીમદારી એક પુરૂષ ખ્રિસ્તી (નસરાની) હતો તે આવ્યો અને તેણે ઇસલામ સ્વીકારી બેઅત કરી. અને મસીહ દજ્જાલ વિષે જે વાત મેં તમને કહી હતી તેને માફક તેણે મારી આગળ વાત કરી છે. તે બયાન કરે છે કે તે લખમ અને જોજામ કબીલાના ત્રીસ પુરૂષ સાથે સમુદ્રમાં સ્વાર થયો ફરી સમુદ્રની મોજાએ તેઓ સાથે એક મહિના સુધી રમત કરી (એટલે મોજાના જોરને લીધે વહાણ હલાકીમાં રહ્યું.) ફરી તેઓ સૂર્ય ડુબતાં સમુદ્રના એક બેટ (જઝીરા) તરફ પોહોંચ્યા. ફરી તેઓ નાવડીમાં બેસી બેટમાં ગયા. તો તેઓને લાંબી પુછડીવાળું ઘણા વાળનું જાનવર મળ્યું જેનું આગળું પાછળું ઘણા વાળને લીધે જણાતું નહોતું. ફરી તેઓએ (તે જાનવરને) કહ્યું ઓ કમબખ્ત તું શી ચીજ છે? તેણે કહ્યું કે હું જાસુસ છું. લોકોએ કહ્યું જાસૂસ શું? તેણે કહ્યું કે ઓ લોકો તમો આ પુરૂષ પાસે દેરમાં જાઓ તે તમારી ખબર વિષે આતુર છે. તેઓ કહે છે કે જ્યારે તે જાનવરે અમારી આગળ પુરૂષનું નામ લીધું તો અમો ગભરાયા કે કદાપી આ ભૂત પરીત હશે. તમીમ કહે છે કે ફરી અમો જલદી ચાલ્યા ને દેરમાં ગયા. ત્યાં જોઈએ છીએ કે એક મોટું માણસ છે કે જેના જેવો કદાવર તથા જકડેલો કદી અમે જોયો નથી. તેના બંને હાથ ગરદનની સાથે જકડેલા છે. તેના ઘુંટણોથી ઘુંટી સૂધી લોઢું છે. અમે કહ્યું ઓ કમબખ્ત તું કોણ છે? તેણે કહ્યું કે મારી ખબર ઉપર તમને તો શક્તિ મળી (એટલે મારો હાલ તો જણાશે) માટે તમો બતાઓ કે તમો કોણ છો? અમે કહ્યું કે અમે અરબના લોકો છીએ સમુદ્રના વહાણમાં અમો બેઠા હતા. તો જોશના વખતમાં સમુદ્ર અમને મળ્યો જેથી એક મહિના સુધી મોજાઓએ અમારી સાથે રમત કર્યાં કરી ફરી અમે તારા આ બેટની પનાહ લીધી. નાવડીઓમાં બેસીને બેટમાં આવ્યા. ફરી અમને લાંબી પુછડી અને ઘણા વાળ વાળું જાનવર મળ્યું. તેના ઘણા વાળને લીધે અમો તેનું આગળ પાછળ જાણતા નહોતા. અમે તેને કહ્યું ઓ કમબખ્ત તું કોણ છે? તેણે કહ્યું કે હું જાસૂસ છું. અમે કહ્યું કે જાસૂસ શું? તેણે કહ્યું કે તમો આ દેરમાં આ પુરૂષ પાસે જાઓ. કેમકે તે તમારી ખબર વિષે આતુર છે. ફરી અમો તારી તરફ દોડતાં આવ્યા, અને અમો તેનાથી બીધા કે કદાપી તે ભૂત પરીત નહોય. ફરી તે પુરૂષે કહ્યું કે બૈસાનની ખજૂરી વિષે તમો મને ખબર આપો. અમે કહ્યું કે તું શી બાબતની તેની ખબર પૂછે છે? તેણે કહ્યું કે હું તેની ખજૂરીયો વિષે પૂછું છું કે તે ફળ આપે છે? અમે કહ્યુ કે આપે છે. તેણે કહ્યું કે તમો જાણો તે થોડા વખતમાં ફળ આપશે નહીં. તેણે કહ્યું કે તમો મને તબરીયા સમુદ્રની ખબર આપો. અમે કહ્યું કે તું શી બાબતની તેની ખબર માંગે છે? તેણે કહ્યુ કે શું તેમાં પાણી છે? અમે કહ્યું કે તે ઘણો પાણી વાળો છે. તેણે કહ્યું કે તેનું પાણી થોડા વખતમાં જતું રહેશે. તેણે કહ્યું ઝોઅર નેહેરની મને ખબર કરો? લોકોએ કહ્યું કે તેની શી બાબતની ખબર તું માંગે છે? તેણે કહ્યું કે શું તે નેહેરમાં પાણી છે? અને શું ત્યાંના લોકો તે નેહેરના પાણીથી ખેતી કરે છે? અમે તેને કહ્યું કે તેમાં ઘણું પાણી છે અને ત્યાંના લોકો તેના પાણીથી ખેતી કરે છે. તેણે કહ્યું કે અભણો (અરબો) ના નબી વિષેની મને ખબર કરો તેણે શું કર્યું? લોકોએ કહ્યું કે તે મક્કાથી નીકળ્યા અને યસરબમાં ઉતર્યા. તેણે કહ્યું કે શું તેની સાથે અરબ લડયા છે? અમે કહ્યું કે હા, તેણે કહ્યું કે તેણે તેઓ સાથે કેવી રીતે કર્યું? અમે તેને ખબર કરી કે તે પાસે વાળા અરબો પર ગાલેબ થયો (જીત મેળવી) જેથી તેઓએ તેની તાબેદારી કરી. તેણે તેઓને કહ્યું કે શું તે થયું? અમે કહ્યું કે હા, તેણે કહ્યું કે ખચીત તેની તાબેદારી કરવી તે-

આ માટે બેહતર છે. અને હું મારી ખબર તમને આપું છું. ખચીત હું મસીહ છું. અને હવે મને નીકળવાનો હુકમ થશે. ફરી હું નીકળીશ જમીન ઉપર સૈર કરીશ. મક્કા અને મદીના સિવાય હું દરેક ગામમાં ચાલીસ દિવસમાં ફરીશ. અને તે બંને (માં જવું) મારા પર હરામ છે. તે બેમાના કોઈમાં પણ હું જવા ચાહીશ તો નાગી તલવાર હાથમાં લઇને ફિરશતો મારી સામે આવી મને તેનાથી રોકશે. અને તેના દરેક દરવાજા ઉપર ફિરશતા તેની ચોકી આપે છે. ફરી રસુલુલ્લાહે (સલ) પોતાના હાથમાં પકડવાની લાકડીથી મિન્બર ઉપર ટકોરો મારીને કહ્યું આ મદીના છે. આ મદીના છે. તમો જાણો છો શું મેં તમને આ બયાન કર્યું નહોતું? લોકોએ કહ્યું કે હા, હજરતે (સલ) ફરમાવ્યું કે મને તમીમની વાત ઘણી પ્રસન પડે છે. કારણ કે હું તમને તેની તથા મક્કા, મદીનાની વાત બયાન કરતો હતો તેની સાથે તે મળતી છે. તમો જાણો કે તે શામના દરયામાં અથવા યમનના દરયામાં છે. નહીં નહીં પણ તે પૂર્વ તરફ છે. તે પૂર્વ તરફ છે. તે પૂર્વ તરફ છે. ફરી હજરતે પોતાના હાથથી પૂર્વ તરફ ઇશારો કર્યો.

**ફાયદો** પ્રથમ હજરતે (સલ) દજ્જાલનું ઠામ શામનો દરયા અથવા યમનનો દરયા કહ્યો ફરી કદાપી તેજ વખત વહીથી જણાયું હશે કે તે પૂર્વ તરફ છે. એજ માટે આ વાતને ત્રણવાર ફેરવી ફેરવીને કહી. જેમકે એની આગળ અગિયારમી હદીસ (ના૦ ૧૫૭૯) માં ખુલ્લું હજરતે (સલ) ફરમાવ્યું છે કે દજ્જાલ પૂર્વ તરફથી આવશે. બૈસાન અને ઝોઅર શામના મુલકમાં બે શેહેર છે. અને તબરીસ્થાન શામની પાસે છે. આથી જણાયું કે દજ્જાલ હમણા હસ્તિ ધરાવે છેઅને તે કેદી છે. કેયામતની નજદીક ખોદાના હુકમથી નીકળશે અને ઈસા મસીહ (અલે) ને હાથે મરાશે.

૧૫૬૯ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે આંખ વહે છે અને દિલ ગમ કરે છે અને અમારો પરવરદિગાર રાજી થાય તેજ અમે કહીએ છીએ. (એટલે ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલૈહે રાજેઉન કહીએ છીએ) ખોદાની કસમ ઓ ઇબરાહીમ અમે તારે લીધે ગમગીન છીએ.

**ફાયદો** મિશકાતમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરત ઇબરાહીમ એટલે હજરતના ફરજન્દનો જયારે દમ નીકળવા લાગ્યો તો હજરત (સલ) ની બંને આંખોથી આંસું નીકળ્યાં. ત્યારે અબ્દુર રહમાન બીન ઓફે હજરત (સલ) ને અરજ કરી કે ઓ હજરત! આપ અને રડવું? હજરતે ફરમાવ્યું કે ઓ અબ્દુર રહમાન આ રડવું રહમતની નિશાની છે. ફરી હજરતને બીજી વાર આંસૂ આવ્યાં ફરી આ હદીસ ફરમાવી. એટલે આંખથી આંસું નીકળવાં અને દિલથી ગમ કરવો એ સબર વિરૂધ્ધ નથી. પણ એ રહમત તથા દિલ નરમ થવાની નિશાની છે. રાજણી ગાવી (છેડો વાલવો) અને શિકવો બકવો કરવો બેશકક સબર વિરૂધ્ધ છે અને હરામ છે.

૧૫૭૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ખાણું ખવરાવે અને જેને તું ઓલખે અને જેને તું નહીં ઓલખે તેને તું સલામ કરે" એક પુરૂષે કહ્યું કે ઇસ્લામની કયી ખસલત સારી છે? તેને હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે ભલાઈ કરવી ફરી તે માલની હોય કે જબાનની હોય આ ઇસલામનો સત્વ છે. અને આ પણ જણાયું કે મુસલમાનને સલામ કરવામાં પીછાનની જરૂરત નથી. મુસલમાનને ફરી તેનાથી પીછાન હોય કે ન હોય સલામ કરવી અફજલ છે. કારણ કે એ ઇસ્લામનું હકક છે તથા મોહબ્બતનું કારણ છે.

૧૫૭૧ મુસલિમમાં નાફેઅ બીન ઉકબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો અરબના જઝીરા (બેટ) માં જેહાદ કરશો તો અલ્લાહ તેને ફતેહ કરશે. ફરી તમો ઈરાનમાં જેહાદ કરશો તો અલ્લાહ તેને ફતેહ કરશે. ફરી તમો રૂમમાં જેહાદ કરશો તો અલ્લાહ તેને ફતેહ કરશે. ફરી તમો દજ્જાલથી જેહાદ કરશો તો ખોદા તે પર (પણ) ફતેહ આપશે.

**ફાયદો** જેવી રીતે હજરતે (સલ) ખ-

બાગીઓથી તેવીજ રીતે થયું. પ્રથમ અરબ કતેલ થયું. તે પછી ઈરાન તે પછી રૂમ. અને ઇમામ મહદી (રદી) ના વખતમાં હજ્જાલ પર ફતેહ થશે. આ ઉમદા મોજેઝો છે. કેમકે ભવિષ્યની ખબર ઠીક પડી.

૧૫૭૨ બોખારીમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમ્મારને બાગી ટોલું કતલ કરશે.

**ફાયદો.** જંગે ખંદકમાં હજરતે (સલ) અમ્માર (રદી) ના માથા પર હાથ ફેરવીને આ હદીસ ફરમાવી. જ્યારે અલી મુરતઝા તથા મોઆવીયા બીન સુફયાન (રદી) માં જંગે સિફ્ફીન થયો ત્યારે અમ્માર (રદી) શહીદ થયા. અમ્માર અલી મુરતઝાના લશકરમાં હતા. આ હદીસથી સાફ જણાયું કે મોઆવીયા (રદી) નું લશકર બાગી હતું.* અને તે વખતમાં ઇમામનું હક્ક માત્ર હજરત અલી (રદી) માટે હતું.

૧૫૭૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામત કાએમ થશે અને એક પુરૂષ પોતાની ઊંટડી દોહી રહ્યો હશે. ફરી તેનું દૂધ વાસણમાં મોં સુધી નહીં પુગશે કે કેયામત કાએમ થશે. અને બે પુરૂષો આપસમાં કપડાની ખરીદી કરતા હશે ફરી વેચાણ પૂરૂં નહીં થશે કે તેવામાં કેયામત કાએમ થશે. અને એક પુરૂષ પોતાના હોજને સુધારતો હશે તે પાછો નહીં ફરશે એવામાં કેયામત કાએમ થશે.

**ફાયદો.** આ હદીસમાં હજરતે (સલ) ઉમ્મતને કેયામતથી ખબરદાર કર્યા કે તેથી ગફલતમાં રહે નહીં. કારણ કે કેયામત થવાની કોઇ તારીખ નિમાયલી નથી. લોકો પોતાના દુન્યાના કામોમાં લાગેલા હશે કે એવામાં અચાનક કેયામત આવશે. ઈનજીલમાં હજરત ઈસાએ (અલે) પણ આ હદીસને માફક ફરમાવ્યું છે કે લોકો પોતાના કામોમાં લાગેલા હશે એવામાં કેયામત આવી પડશે.

૧૫૭૪ મુસલિમમાં મુસતવરેદ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે રૂમના લોક [એટલે ખ્રિસ્તીઓ] ઘણા હશે એવી હાલતમાં કેયામત થશે.

**ફાયદો** આ હદીસમાં ઇશારો છે કે કેયામતને કરીબ ખ્રીસ્તીઓ ઘણી ખરી જમીન પર હાકેમ થશે.

૧૫૭૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જમીન પોતાના કલેજાના તુકડા થામલાં જેવા સોના ચાંદીના ઓકશે (એટલે જમીન અંદરના ખજાના અને સોના ચાંદીની ખાણો કમાયતમાં પ્રગટ થશે) ફરી એક કતલ કરનાર આવશે ને કહેશે કે મેં આને માટે (ફલાણાને) કતલ કર્યો. અને સગાઇ તોડનાર આવશે અને કહેશે કે આને માટે મેં સગાઇ કાપી. અને ચોર આવશે અને કહેશે કે આની બાબતમાં મારો હાથ કપાયો. ફરી તેઓ તે માલને છોડશે અને કોઇ તેનાંનું કંઈ લેશે નહીં.

**ફાયદો** કેયામતને કરીબ આ થશે. કેયામતના ડરથી ફુરસત કયાં કે આદમી માલ લીએ.

૧૫૭૬ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે જમીન એક રોટલી જેવી થશે. જંનતવાળાઓની મેમાની માટે. જેવી રીતે તમારામાંનો કોઇ પોતાની રોટલીને સફરમાં ઉલટ પુલટ કરે છે તેવી રીતે અલ્લાહ પોતાના હાથથી ઉલટ પુલટ કરશે.

---

* હજરત મોઆવીયા (રદી) ના લશકર વિષે બાગી ટોલું કહેવાયું છે પણ એથી હજરત મોઆવીયા ઉપર કઇ દોશ લાગુ પડતો નથી. કારણ કે તેમને હોકુમત મલવાની ખબર હજરતે કરી હતી તો તેવણ તે હોકુમતને ઢુંઢનાર થયા. બાગીના અર્થ ઢુંઢનારના થાય છે. પણ હજરત અલી (રદી) ના વખતમાં તે ઢુંઢ કરવી ભૂલ હતી. અને બોખારીમાં વિતરના બયાનમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસનું એમના વિષે ફકીહ [મુજતહેદ] નો શબ્દ કહેલો છે તો મુજતહેદની ભૂલ કરવી તે પણ સવાબનું કારણ છે. એજ માટે તબરાનીમાં હજરત અલી (રદી) નો કોલ છે કે અમારા કતલ થઈલા અને મોઆવીયાના કતલ થઇલા જંનતમાં છે. અને હજરત ઇમામ હસન [રદી] ના ખિલાફત છોડવા પછી તો હજરત મોઆવીયા [રદી] ઇમામે બરહક્ક હતા. ગુ. મો.

**ફાયદો** એટલે પૃથ્વીની સુરત માટીથી બદલાઇને ખોરાકના રૂપમાં જન્નતીઓ માટે થશે. અને એમ થવું ખોદાની કુદરત આગળ કંઈ મુશકેલ નથી. કારણ કે હમણા પણ જમીનથી અજાએબ તરેહના મઝેદાર મેવા નીકળે છે. જો સઘળી જમીનને તે મીઠો મેંદો કરે તો તેમાં આશ્ચર્ય શેનો ?

૧૫૭૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇનશાઅલ્લાહ કાલે અમે બની કેનાનાના ટેકારા પર ઉતરીશું જે જગ્યા પર કાફેરોએ કુફર ઉપર રહેવાના કસમ ખાધા છે" એટલે તે જગ્યામાં કે જેનું નામ મોહસ્સબ છે.

**ફાયદો** હિજરત પેહેલાં જ્યારે હજરત (સલ) મક્કામાં હતા તો કોરેશ તથા બની કેનાનાએ આપસમાં મોહસ્સબ જગ્યામાં આ વાત પર કસમ ખાધી હતી કે બની હાશેમ તથા બની મુત્તલેબથી શાદી વિવાહ કરવા નહીં. અને તેઓથી કોઇ ચીજની વેચ ખરીદ કરવી નહીં. તે એટલાં સુધી કે તેઓ તંગ થઇને (લાચાર થઇને) હજરત (સલ) ને તેઓની સ્વાધીન કરે. જેમકે ત્રણ વર્ષ સુધી હજરત (સલ) તથા તેમના સગાં ફરી તે કાફેર હોય કે મુસલમાન હોય એક ઘરમાં ઘેરાઇ રહ્યાં. આગ પાણી વટીક તેઓ આપતા નહોતા. ખાવાની તો વાતજ શી. છેવટે અલ્લાહે તેઓમાં ફુટ નાખી. અને કાફેરો પોતાના અહદ અને કરારથી અલગ થયા તે પછી હજરતે (સલ) મદીના તરફ હિજરત કરી. સન આઠમામાં મક્કા ફતેહ થયું. અને નવમામાં હજરત (સલ) હજ્જે વેદાઅ માટે પધાર્યા. જ્યારે મક્કાને પાસે પોહોંચ્યા તો ઓસામાએ પૂછ્યું, ઓ હજરત (સલ) કાલે મક્કામાં ક્યાં ઉતરીશું ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. તે જગ્યા ઉતરવાનો આ લાભ છે કે ખોદાનું એહસાન યાદ આવે* કે જ્યાં કુફર પર કાફેરોએ કમર બાંધી હતી ત્યાંજ મુસલમાનોને અલ્લાહે કેવા ગાલીબ કર્યાં. અને બીજું આ કે કાફેરો શરમિન્દા થાય.

૧૫૭૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના એક પાસે શૈતાન આવે છે અને કહે છે કે આને કોણે પેદા કર્યું અને આને કોણે પેદા કર્યું, તે એટલાં સુધી કે કહે છે કે તારા પરવરદિગારને કોણે ઉત્પન્ન કર્યો. તો જ્યારે આ હદે પોહોંચે તો અઊઝો પઢે (અલ્લાહની પનાહ લ્યે), અને અટકી જાય.

**ફાયદો** એટલે જ્યારે એવો ખોટો ખ્યાલ આવે તો ખોદા તરફ વળે, અને "અઊઝો બિલ્લાહે મિનશ શૈતાનીર રજીમ" પઢે. અને આ ખ્યાલને દિલથી દૂર કરે. કારણ કે, ખોદાની યાદ શૈતાનના વસવસાને દફે કરે છે. જેવી રીતે આફતાબ (સુર્ય) ની રોશનીથી ઝુલમત તથા અંધારૂં દૂર થાય છે.

૧૫૭૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દજ્જાલ પૂર્વની તરફથી આવશે અને તેનો વિચાર મદીનાનો હશે. જેથી તે ઓહોદની પાછલ ઉતરશે ફરી ફિરશતા તેનું મોં શામના તરફ ફેરવશે અને ત્યાં તે હલાક થશે.

૧૫૮૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો ઉપર એક એવો વખત આવવાનો છે કે એક પુરૂષ પોતાના કાકાના છોકરાને તથા પોતાના સગાંને બુલાવશે કે તમો આરામના તરફ આવો ખોહલી રોજી તરફ આવો. પણ જો તેઓ જાણતા હોય તો તેઓ માટે મદીના બેહતર છે. તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે તેઓમાંનું કોઇ પણ મદીનાથી મોં ફેરવીને (એરાજ કરીને) નીકળશે તો અલ્લાહ તેનાથી સારો ત્યાં લાવશે. તમો જાણો કે મદીના લુહારની ભઠ્ઠી સમાન છે તે ખોટાને કાઢે છે. કેયામત કાએમ થશે નહીં તાંહાં સુધી કે જેવી રીતે લુહારની ભઠ્ઠી

---

* આ ઉપરથી ફોકહાઓએ કહ્યું છે કે મીનાથી આવતાં મોહસ્સબમાં ઉતરવું સુંનત છે. પણ હનફીઓ એને તદન છોડી બેઠા છે. અને મક્કાના મોઅલ્લેમો બીલકુલ બતાવતા નથી. હજરત મોહસ્સબમાં જ્યાં ઉતર્યા હતા ત્યાં એક મસજીદ બંધાઈલી છે. ખુશ કિસમત છે તે આદમી કે મોહસ્સબમાં ઇશા સુધી ઠેરી ઇશાની નમાઝ પઢીને આવે. એટલું નહીં થાય તો જરા પણ રોબે. મુ. મો.

લુહારના મેલને દૂર કરે છે તેવી રીતે મદીના પોતાના બુરા લોકોને બાહાર કાઢે નહીં.

**ફાયદો** શામ અને એરાકના મુલકમાં મદીનાના કેટલાક લોકો આસુદા થવા માટે પોતાના ઘર બાર લઇ જશે અને જુઓ તો તેઓ માટે આ બેહતર નથી કે હજરત (સલ) ના પડોસમાં રહેવાને દુન્યા માટે છોડે.

૧૫૮૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો ઉપર એક વખત આવવાનો જેમાં એક ટોળું જેહાદ કરશે. તેઓને કહેવાશે કે શું તમારામાં કોઇએ રસુલુલ્લાહને જોયા છે ? તેઓ કહેશે કે હા, ફરી તેઓની ફતેહ થશે. ફરી એક ટોળું લોકોનું જેહાદ કરશે તેઓને કહેવાશે કે રસુલુલ્લાહ (સલ) ને જોનારને (એટલે સહાબાને) તમારામાંના કોઇએ જોયા છે? (એટલે તાબેઇન છે) તેઓ કહેશે હા, ફરી તેઓની ફતેહ થશે. ફરી લોકોનું એક ટોળું જેહાદ કરશે તેઓને કહેવાશે કે "રસુલુલ્લાહની સાથે રહેનારની સાથે રહેનારને જોનાર તમારામાં કોઇ છે (એટલે તબા તાબેઇન છે)" તેઓ કહેશે કે હા, ફરી તેઓની ફતેહ થશે.

**ફાયદો** આ હદીસથી સહાબા, તાબેઇન અને તબા તાબેઇનની મોટી ફજીલત સિધ્ધ થઇ. કેમકે તેઓની બરકતથી ફતેહ મળશે.

૧૫૮૨ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તમારી પાસે ઓવૈસ બીન આમીર યમનવાળા ટોળાઓ સાથે આવશે મોરાદના કબીલાથી અને મુરાદમાંના કરનના કબીલાથી. તેમને કોઢ હતું, ફરી એક દિરહમ જેટલી જગ્યા સિવાય બીજું સારૂં થયું છે. તેમની મા છે તેની સાથે એ ઘણી ભલાઇ કરે છે. જો તે ખોદાને ભરોસે કસમ ખાય તો અલ્લાહ તેને પૂરી કરે. તો જો તારે માટે તેમનાથી બખ્શીશ મગાવવાની શકિત મળે તો તું તે કર.

**ફાયદો** આ હદીસમાં ઓવૈસ કરનીની ઘણી ઉમદા ફજીલત સિધ્ધ થઇ. ઓવૈસ કરની તાબેઇનમાં છે. સહાબી નથી. જો કે તેવણ હજરત (સલ) ના વખતમાં મોજુદ હતા, પણ માની ખીજમતથી ફુરસત મળી નહીં કે હજરતની હજૂરમાં હાજર થાય. ઓમર ફારૂક પોતાની વફાતને વર્ષે હજ્જ માટે ગયા. ત્યાં યમનના લોકોને પૂછ્યું કે ઓવૈસ કરની પણ તમારી સાથે છે? એક વૃધ્ધ પુરૂષે કહ્યું કે ઓવૈસ કરની તો કોઇ નામીચા તથા ઇજતવાળા પુરૂષો માંથી નથી. પણ મારો એક ભાઇ છે તેનું નામ પણ ઓવૈસ છે. પણ તે શખ્સ તો ઘણોજ હલકો છે તથા તેની ઘણીજ નબળી હાલત છે. અમારા ઊંટ ચરાવ્યા કરે છે. ઓમર ફારૂકે (રદી) કહ્યું તું અમને તેમની સાથે મેળવશે? તેણે કહ્યું હા, ચાલો. અરફાતના પીલવાના જંગલમાં ઊંટ ચરાવતો હશે. ફરી ઓમર ફારૂક તથા અલી (રદી) તેની સાથે રવાના થયા. જુએ છે કે ઓવૈસ કરની જંગલમાં નમાઝ પઢવામાં લાગેલા છે અને આસપાસ ઊંટ ચરે છે. ઓમર ફારૂકે તેમને સલામ કરી. તેવણે એમને જવાબ વાળ્યો. ઓમર ફારૂકે (રદી) નામ પૂછ્યું ઓવૈસ કરનીએ કહ્યું કે મારૂં નામ અબ્દુલ્લાહ છે. ઓમર ફારૂકે કહ્યું કે જે લોક આસમાન અને જમીનમાં છે તે સર્વ અબ્દુલ્લાહ છે. જે નામ તમારી માએ તમારૂં પાડ્યું છે તે બતાઓ ! ઓવૈસ કરનીએ કહ્યું કે નામ પૂછવાથી તમારી શી ગરજ છે? ઓમર ફારૂકે કહ્યું કે હજરતે (સલ) અમને તમારો પતો બતાવ્યો છે જેથી અમે તમને ઓળખ્યા છે. ત્યારે કહ્યું કે હા, મારૂં નામ ઓવૈસ કરની છે. ફરી ઓમર ફારૂકે પોતાની મગફેરત (બખ્શીશ) માટે દોઆ કરવાનું કહ્યું. ઓવૈસ કરની (રદી) એ કહ્યું કે મેં કદી પોતાના જાન માટે અથવા ખાસ કરીને બીજા કોઇ શખ્સ માટે દોઆ કરી નથી. પણ આવી રીતે સઘળા મુસલમાનો પુરૂષ સ્ત્રી માટે દોઆ કરૂં છું. હવે ખોદાએ તમારી રોબરૂ મને પ્રખ્યાત કર્યો અને ઓળખાવ્યો. વારૂ હવે તમો બતાઓ કે તમો બંને આદમીયોનું શું નામ છે? અલી મુરતજાએ (રદી) કહ્યું કે આ અમીરૂલ મોમેનીન ઓમર (રદી) છે. અને હું અલી બીન અબુ તાલીબ છું. ત્યારે તો ઓવૈસ કરની તાજીમ માટે સંભાળથી બેઠા, ફરી આવી રીતે કહ્યું, આ અમીરૂલ મોમેનીન આ અલી બીન અબુ તાલેબ અસ્સલામો અલૈકુમ વ રહમતુલ્લાહ

ખોદા આ ઉમ્મતના તરફથી તમને સારો બદલો આપો. ફરી ઓમર ફારૂકે (રદી) કંઇ કપડું તથા ખોરાક આપવાનો ઇરાદો કર્યો, ઓવેસ કરનીએ કબૂલ કર્યાં નહીં. અને કહ્યું કે મેં સાંભળ્યું છે કે દોજખમાં મોટી મોટી ખીણો (ગાર) છે તેને પાતળા તથા ભૂખા લોકો સિવાય કોઈ ફલાંગી શકશે નહીં. માટે હું ચાહતો નથી કે મારૂં પેટ આસૂદા રહે. એ પછી ઓમર ફારૂક તથા અલી મુરતજા (રદી) તેમનાથી રૂખસત થયા. આ હદીસથી ઓમર ફારૂક તથા અલી મુરતજા (રદી) ઉપર ઓવેસ કરની (રદી) ની ફજીલત સિદ્ધ થતી નથી. કારણુ કે તાબેઇન સહાબાથી શ્રેષ્ઠ થઇ શકતા નથી. અને માત્ર દોઆ કરાવવાથી ફજીલત સિદ્ધ થતી નથી. કારણુ કે ખુદ હજરતે (સલ) પોતા માટે કેટલાક લોકો પાસે દોઆ કરાવી છે. એટલુંજ નહીં પણુ પાંચે વખતની અજાનમાં તમામ ઉમ્મતથી મકામે મહમુદ પોતા માટે હાસિલ થવાની દોઆ કરવાનું ફરમાવ્યું છે.

૧૫૮૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જંનતવાળા જંનતમાં ખાશે પીશે પણુ ઝાડે ફરશે નહીં રીંઠ કાઢશે નહીં અને પિશાબ કરશે નહીં. પણુ તેમનું એ ખાણું ડકાર થશે અને કસતુરીના ખુશબો જેવો પરસેવો થશે. જેવો તેઓને શ્વાસ (સાસ) લેવાનો ઇલહામ થાય છે તેવી રીતે તેઓને અલ્લાહની તસબીહ તથા હમ્દ કરવાનો ઇલહામ થશે.

**ફાયદો** એટલે બેહેસ્ત પાક આલમ છે ત્યાંના ખાવાનો કુચો (ફુજલો) આ આલમ (દુન્યા) ની તરહ પર નથી. પણુ ત્યાંનો ફુજલો ડકાર તથા પરસેવો થઇને નીકળ્યા કરશે. અને જેવી રીતે આ દુન્યાની જીન્દગી હવા ખેંચવાથી અને શ્વાસ લેવાથી થાય છે તેવી રીતે તે પાક જહાનમાં સુબ્હાન-લ્લાહ અને અલહમ્દો લિલ્લાહ કહેવું દમ લેવાની જગ્યા થઇને આત્માને સુખ આપનાર થશે.

૧૫૮૪ મુસલિમમાં અબુ મસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહની કિતાબને વધુ પઢનાર તમારામાંનો ઇમામત કરાવે. ફરી જો તેઓ કિરાઅતમાં (પઢવામાં) સરખા હોય તો સુંનતને વધારે જાણુનાર [ઇમામત કરે] ફરી જો તેઓ સુંનતમાં સરખા હોય તો હિજરતમાં પ્રથમ જનાર (ઇમામત કરે) ફરી જો તેઓ હિજરતમાં બરાબર હોય તો વધારે ઉમરવાળો (ઇમામત કરે). અને કોઇ પુરૂષની હુકુમતની જગ્યામાં કોઇ પુરૂષ તેના હુકમ વગર ઇમામત કરે નહીં. અને તેના ઘરમાં તેની માનની જગ્યામાં વગર હુકમે બેસે નહીં.

**ફાયદો** ફિકહમાં લખ્યું છે કે ઇમામતમાં અફજલ આલિમ છે તે બાદ કારી† તે પછી મુત્તકી તે પછી મોટી ઉમરવાળો. અને આ હદીસમાં કારીને આલિમ ઉપર શ્રેષ્ઠતા આપી છે કારણુ કે હજરત (સલ)ના વખતમાં જે કારી થતો હતો તે આલિમ થતો હતો અને પાછલા વખતમાં ઘણા લોકો કારી હોય છે અને આલિમ હોતા નથી. માટે ફિકહમાં આલિમને કારી ઉપર શ્રેષ્ઠ કર્યો. અને હિજરતનો સવાબ સહાબા પર ખતમ થયો માટે ફિકહમાં પરહેજગારીને હિજરતને ઠેકાણે કરી.

૧૫૮૫ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેટલી મુદત અલ્લાહ ચાહશે ત્યાં સુધી જંનતમાંની જગ્યા પડી રહેશે ફરી જે તરેહની ચાહશે તેવી એક મખલુકને અલ્લાહ તેને માટે ઉત્પન્ન કરશે.

**ફાયદો** જંનત એવી બોહળી જગ્યા છે કે જંનતવાળાઓના દાખલ હોવા છતાં કેટલીક જગ્યા ખાલી રહી જશે. ફરી કેટલીક મુદત પછી તેને પણુ અલ્લાહ કોઈ મખલુકથી આબાદ કરશે.

૧૫૮૬ મુસલિમમાં અનસ (રદી) થી રિ-

† આ હદીસથી સાફ જણાયું કે ઇમામતનું માન હજરતે (સલ) કિરાઅત જાણુનાર તથા ઇલમ જાણુનારને આપ્યું છે. બડાઇ મારનાર ઊંચી જગ્યા (સદરની) શોધનાર જાહેલ સૈયદે આ હદીસથી બોધ લેવો જોઇએ. કનજ દુર્રે મુખતાર વગેરેથી જણાય છે કે નવો મુસલમાન આલિમ જાહેલ સૈયદ કરતાં માનીતો છે અગર જો તે સૈયદ ગાદીવાળો કે ખાનદાનવાળો કે કોઇ ઓહદાવાળો હોય. ગ્રા. મે।

વાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસફ-હાનના યહુદીઓમાંથી સિત્તેર હજાર દજ્જાલને તાબે થશે † તેઓ ઉપર કાળી પીછોડી હશે.

૧૫૮૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મૈયતની પાછળ ત્રણ ચીજ થાય છે તેની અહલ, માલ, અને કરની. ફરી બે તેમાના પાછા ફરે છે, અને એક રહી જાય છે. તેની અહલ અને માલ પાછાં ફરે છે. અને તેના અમલ રહી જાય છે.

**ફાયદો** આ હદીસની મતલબ આ દ્રષ્ટાંતથી સારી રીતે ખુલે છે **દ્રષ્ટાંત** એક શખ્સના ત્રણ દોસ્ત છે. તેમાંથી એક દોસ્ત તો સર્વથી ઘણો પ્યારો ભરોસાદાર છે જેને માટે આ શખ્સ રાત દિવસ જાન ફિદા કરી વરાઇ જતો હતો. અને બીજો દોસ્ત એથી ઓછો. પણ ત્રીજાથી ઘણો પ્યારો છે. અને ત્રીજો દોસ્ત બંનેથી ઓછો. તો જ્યારે એ શખ્સને હાકેમે ગુસ્સાની નજરથી તેડયો તો એ પ્રથમ પોતાના મોટા ભરોસેદાર દોસ્ત પાસે ગયો કે મારી આ મુસીબતમાં તું મારે કામે લાગ. તો તે ઘરથી પણ બહાર નીકળ્યો નહીં. અને તેણે ખુલ્લો જવાબ આપ્યો. ત્યારે એ લાચાર થઇને બીજા વચલી હાલતના દોસ્ત પાસે ગયો. તેણે કહ્યું કે ચાલ હું તારી સાથે હાકેમના દરવાજા સુધી ચાલું છું, પણ હું માંહે આવીશ નહીં. ફરી એ ત્રીજા દોસ્ત પાસે ગયો જેનાથી કદી કદાચ મોલાકાત થતી હતી. તેણે કહ્યું તું નચિન્ત રહે હું તારી સાથે ચાલીશ. અને તને આફતથી બચાવીશ. (ખુલાસો) આદમાનો સર્વથી ઘણો પ્યારો માલ છે તે તો મરા પછી ઘરમાં રહી જાય છે. અને વચલી હાલતનો દોસ્ત તે સગાઇવાળા લોક છે. જેઓ કબર સૂધી મુરદાને પોહોંચવે છે. અને ઓછા દરજાનો દોસ્ત-કરની (આમાલ) છે જે મૈયતની સાથે કબરમાં જાય છે. અને તેને અલ્લાહના અઝાબથી બચાવે છે. સુબ્હાનલ્લાહ અજબ ગભરાટની જગ્યા છે કે જાની દોસ્ત તો વખત આવેથી આંખ ચોરવે. અને ફક્ત સુરતનો ઓળખાણવાળો કામ આવે. આદમી કેવો નાદાન છે કે દોસ્ત અને દુશમનને પીછાન તો નથી. અને પરિણામથી ગફલતમાં રહી બે વફા તથા બે મરૂવવતની પાછલ પોતાની પ્યારી ઉમરનો નાશ કરે છે.

† આમાં ઇશારો છે કે દજ્જાલને તાબે ઘણા યહુદીઓ થશે. ગુ. મો.

**નજમ.**

માલો ઔલાદ તેરી કબરમેં જાનેંકે નહીં.<br>
તુજ કો દોજખકી મોસીબત સે છોડાનેકે નહીં-<br>
જુઝ અમલ ગોર મેં કોઇ ભી તેરા યાર નહીં.<br>
કયા કેયામત હે કે તુ ઉસ્સે ખબરદાર નહીં.

૧૫૮૮ બોખારી તથા મુસલિનમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો મદીનાને સારી હાલતમાં છોડી જશે. અને ત્યાં જંગલી જાનવરો તથા ચલ્લાં વગેરે સિવાય કોઇ રહેશે નહીં. અને છેવટમાં જે ત્યાં મરશે તે મેઝિના કબીલાના બે ચરાવનાર હશે, તેઓ પાતાના બકરાંઓને બુલાવીને મદીનામાં જવાનો વિચાર કરશે તો ત્યાં જંગલી જાનવરોને જોશે. તેઓ જયારે સનીયતુલ વદાએ પોહોંચશે તો ઉંધે મોં પડશે (એટલે મરી જશે)

**ફાયદો** આ હદીસમાં કેયામતની કરીબ મદીનાના ઉજડ થવાની ખબર છે. સનીયતુલ વેદાઅ મદીના પાસેના એક ટેકરાનું નામ છે.

૧૫૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાં રાતના ફિરશતા અને દિવસના ફિરશતા આગળ પાછળ આવજા કરે છે. અને અસરની નમાઝમાં તથા ફજરની નમાઝમાં ભેગા થાય છે. ફરી જેણે તમારામાં રાત કાઢી છે તે ઉપર ચઢે છે તો અલ્લાહ તેઓને પૂછે છે. અને જુઓ તો તે તમને સારી રીતે જાણે છે. કવી રીતે તમે મારા બંદાઓને છોડીયા છે? તો તેઓ કહે છે અમે તેઓને છોડીયા અને તેઓ નમાઝ પઢતા હતા. અને અમો તેઓની પાસે આવ્યા અને તેઓ નમાઝ પઢતા હતા.

**ફાયદો** આથી જણાયું કે દરેક રાત દિવસ ખબરો લખનાર ફિરશતાઓની બે વાર બદલી થાય છે. અને બંદાઓનો હાલ બે વાર અલ્લાહના દરબારમાં પેશ કરે છે. સુબ્હાનલ્લાહ જો હાકેમનો સિપાઇ કોઇ શખ્સ પર નિમાઇ

તો તેના ડરથી કોઇ કામ હાકેમની મરજી વિ-
રૂધ્ધ કરી શકતો નથી. અને અયાં અહકમુલ
હાકેમીન (અલ્લાહ) ના ચોકીદારોનો આદમીને
કંઇ ખ્યાલ આવતો નથી. ઇમાન નિર્બળ
હોવાનું આ કારણ છે જેથી ગફલત અને ચેહેનમાં
ઉમર ગુજરે છે.

**શેઅર.**

ગર વઝીર અઝ ખોદા બ તરસીદે
હમચોનાં કઝ મલિક મલક બુદે *

૧૫૯૦ બોખારી તથા મુસલિમમાં અબુ
હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)
ફરમાવ્યું કે ઝમાનો પાસે થશે અને ઇલમ ઘટી
જશે. અને બખીલાઇ નખાશે (એટલે જકાત
અને ખેરાતની રસમ જતી રહેશે.) અને ફિતના
જાહેર થશે અને હરજ ઘણી થશે. સહાબાએ
કહ્યું કે હરજ શી ચીજ છે? ઓ રસૂલુલ્લાહ!
હજરતે ફરમાવ્યું કે કતલ, કતલ. (એટલે ખૂન
રેઝી ઘણી થશે.

**ફાયદો** કેયામતની નિશાનીયો આ હદીસમાં
ફરમાવી. અને આ જે ફરમાવ્યું કે ઝમાનો પાસે
થશે એટલે કેયામતનો વખત લાગેલો થવાનો અ-
થવા રાત દિવસ નાના નાના જણાશે.

૧૫૯૧ બોખારી તથા મુસલિમમાં અનસ
(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમા-
વ્યું કે કેયામતને દિવસે અલ્લાહ લોકોને ભેગા
કરશે જેથી તેઓ એ માટે શોકાતુર (ગમગીન)
થશે. ફરી તેઓ કહેશે કે જો અમે અમારા
પરવરદિગારની પાસે (કોઈની) શફાઅત લઇ જ-
ઇએ જેથી આ જગ્યાથી અમને રાહત થાય તો
ઠીક થાય. ફરી તેઓ આદમ (અલે) પાસે આ-
વીને કહેશે તમો આદમ છો મખલુકના બાપ છો
ખોદાએ તમને પોતાના હાથથી બનાવ્યા અને
તમારામાં પોતાનો આત્મા ફૂંક્યો. અને ફિરસ્તા-
ઓને હુકમ કર્યો તેઓએ તમને સિજદો કર્યો
અમારી શફાઅત તમારા પરવારદિગાર આગળ
કરો કે આ જગ્યા અમને રાહત આપે. તો આ-
દમ કહેશે હું એ જગ્યાને લાએક નથી. ફરી તે
પોતાની ખતાને યાદ કરશે જે તેનાથી થઇ. ફરી
તેને લીધે પોતાના પરવરદિગારથી શરમાશે. પણ
તમો નૂહ (અલે) પાસે જાઓ તે પેહેલો રસૂલ
છે ખોદાએ મોકલેલો. ફરી તેઓ નૂહ (અલે)
પાસે આવશે. તે કહેશે કે હું એ જગ્યાને
લાએક નથી. ફરી તે પોતાની ખતાને યાદ ક-
રશે જે તેનાથી થઇ. ફરી તેને લીધે પોતાના
પરવરદિગારથી શરમાશે. પણ તમો ઇબરાહીમ
(અલે) પાસે જાઓ જેને અલ્લાહે ખલીલ બના-
વ્યો છે. તો તેઓ ઇબરાહીમ (અલે) પાસે આ-
વશે તો તે કહેશે કે હું એ જગ્યાને લાએક નથી
અને પોતાની ખતાને યાદ કરશે જે તેમનાથી
થઇ. ફરી તેને લીધે પોતાના પરવરદિગારથી
શરમાશે. પણ તમો મૂસા (અલે) ની પાસે જાઓ
જેની સાથે અલ્લાહે વાત કરી છે અને તેને
તોરાત આપી છે. ફરી તેઓ મૂસા (અલે) પા-
સે આવશે તો તે કહેશે કે હું તે જગ્યાને
લાએક નથી અને તે પોતાની ખતાને યાદ કરશે
જે તેનાથી થઇ. ફરી તેને લીધે તે પોતાના
પરવરદિગારથી શરમાશે પણ તમો ઇસા રૂહુલ્લાહ
પાસે જાઓ જે અલ્લાહના કલામ છે (એટલે
અલ્લાહનું કલામ માત્ર કુનથી ઉત્પન્ન થયા છે.)
ફરી તેઓ ઇસા (અલે) પાસે આવશે. તો તે
કહેશે કે હું એ જગ્યાને લાએક નથી પણ તમો
મોહમ્મદ (સલ) પાસે જાઓ જે ખાસ બંદા
છે તેમના આગળા પાછળા ગુનાહ માફ થયા છે.
ફરી તેઓ મારી પાસે આવશે. ફરી હું મારા
પરવરદિગાર પાસે હુકમ (ઇજન) માંગીશ ફરી
મને હુકમ મળશે ફરી હું મને જોઇશ કે હું
સિજદામાં છું. તો તે મને જેટલું રાખવા ચા-
હશે તેટલી વાર રહેવા દેશે. ફરી મને કહેવાશે કે
ઓ મોહમ્મદ તારા માથાને ઉપાડ તું કહે સાં-
ભળવામાં આવશે. માંગ આપવામાં આવશે શફા-
અત કર શફાઅત કબૂલ થશે. ફરી હું મારા
માથું ઉઠાવીશ અને જે હમ્દ મને તે શીખવ-
શે * તે હમ્દથી હું મારા પરવરદિગારની તારીફ
કરીશ. ફરી હું સિફારસ કરીશ તો મારે માટે

* અર્થ—જો વઝીર જેવી રીતે બાદશાહથી
ડરે છે તેવી રીતે અલ્લાહથી ડરે તો તે ફિરસ્તો
થતે. ગુ. મો.

* આથી જણાયું કે તે હમ્દના શબ્દો હ-
જરત (સલ) ની જાણમાં નથી. કેયામતમાં શીખ-
વવામાં આવશે. ગુ. મો.

એક હદ બંધાશે ફરી હું તેઓને અગ્નિમાંથી કાઢી જંનતમાં દાખલ કરીશ. ફરી હું પાછો ફરી સિજદામાં પડીશ. ફરી અલ્લાહ જેટલું રાખવા ચાહશે હું પડેલો રહીશ ફરી મને કહેવાશે કે ઓ મોહમ્મદ તારૂં માથું ઉપાડ અને કહે સાંભળવામાં આવશે અને માંગ અપાશે અને શફાઅત કર શફાઅત તારી કબૂલ થશે ફરી હું મારૂં માથું ઉઠાવીશ અને જે હમ્દ મને તે શીખવશે તે હમ્દથી હું મારા પરવરદિગારની સ્તુતી કરીશ. ફરી હું સિફારશ કરીશ તો મારે માટે એક હદ બંધાશે ફરી હું તેઓને અગ્નિથી કાઢીશ અને જંનતમાં દાખલ કરીશ. રાવી કહે છે કે ત્રીજી વારે અથવા ચોથી વારે હજરતે ફરમાવ્યું કે હું કહીશ, ઓ મારા પરવરદિગાર કુરાને જેને રોકયા તેની સિવાય હવે કોઇ અગ્નીમાં નથી (એટલે જેની બખશીશનો હુકમ કુરઆનમાં નથી એટલે મુશરેક તથા કાફર તે રહ્યા છે) અને એક રિવાયતમાં છે, હું અલ્લાહ પાસે ચોથી વાર આવીશ અથવા ચોથી વાર પાછો ફરીશ. અને મૂસાનું બયાન જે આગળ આવ્યું તે બોખારીની બાજે રિવાયતમાં છે.

**ફાયદો** આથી જણાયું કે હશરમાં સર્વે પેગમ્બર ના પાડશે અને પોતપોતાની ભૂલ ચૂક યાદ કરીને શરમાશે આખરે અમારા હજરત (સલ) લોકોની મદદ કરનાર થશે અને અમો ગુનેહગારોને તે કેહરની જગ્યાથી બચાવશે. તે વેળા શૌકતે મોહમ્મદી તમામ જહાન પર પ્રગટ થશે. એજ જગ્યાને મકામે મહમૂદ તથા શફાઅતે કુબરા કહે છે. આ અમારા હજરત (સલ) માટે ખાસ છે બીજા પેગમ્બરોનો એમાં કાંઈ દખલ નથી. પ્રથમ હજરત (સલ) થી શફાઅત એટલા માટે શરૂ નહીં થશે કે તમામ મખલૂકને પેગમ્બરોની જુબાની સિધ્ધ થાય કે હજરત (સલ) સિવાય કોઇને આ પદવી નથી. જો કે નબીયો વલીયો અને ઓલયાની પણ શફાઅત સિધ્ધ થઇ છે. પણ તે શફાઅત જુઝઇ છે કુલ્લી નથી. પ્રથમ આ મેદાનમાં અમારા હજરત [સલ] સિવાય કોઇ કદમ રાખી શકશે નહીં. ફરી જ્યારે શફાઅતનો માર્ગ ખુલશે અને અલ્લાહનો ગજબ મોહમ્મદી નજરને લીધે ઠંડો થશે તો બીજા પેગમ્બરો તથા ઇમામ પણ પોતાના મરતબાના પ્રમાણમાં શફાઅત કરવા તૈયાર થશે.

**શેઅર.**

ઉસ માહેરૂકા સબસે નેરાલા હી તોર હે.
દિલબર સભી હે પર મેરા દિલબર કુચ ઓર હે.
અલ્લાહુમ્મ સલ્લે વ સલ્લેમ અલા અમ્દેક વ હબીબેક સૈયેદીલ મુરસલીન વ શફીઇલ મુજનબીન.

૧૫૯૨ મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતમાં કેટલાક મુસલમાનો પહાડ બરાબર ગુનાહોને લઇને આવશે અલ્લાહ તેને માફ કરશે અને તેને યહુદીઓ તથા ખ્રિસ્તીઓ પર રાખશે. રાવી કહે છે કે મારી જાણમાં એ પ્રમાણે છે. અબુ રૌહ કહે છે કે હું જાણુ તો નથી કે આ શકક કોના તરફથી છે. (એટલે અબુ મૂસાને આ હદીસની યાદમાં શક પડયો અથવા બીજા કોઇને)

**ફાયદો** આ હદીસમાં તે મુસલમાનો મતલબ છે કે જેઓને યહુદ તથા નસારાથી ઘણી તકલીફો પોહોંચી, અને તેઓએ સબર કર્યો. વલ્લાહો આલમ.

૧૫૯૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજ નસબને લીધે હરામ થાય છે તે દૂધ પીવાથી હરામ થાય છે.

**ફાયદો** એટલે જેવી રીતે સગી મા બેહેન માસી અને ફોઇથી નિકાહ દુરૂસ્ત નથી તેવીજ રીતે દૂધની સગાઇથી નિકાહ દુરૂસ્ત નથી. એનો વધુ ખોલાસો ફિકહમાં જોવો જોઇએ.

૧૫૯૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કાબાને પાતળી પીન્ડલીઓવાળો હબશી વેરાન કરશે.

**ફાયદો** કેયામતને કરીબ જ્યારે ઇબાદત કરનાર બંદા નહીં રહેશે તો એવા નાપાક કમજોરને હાથે કાબા ખરાબ થશે. તેની હિકમત ખોદાજ સારી રીતે જાણે છે કે શું છે.

૧૫૯૫ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું. કે એક કોમ અગ્નિમાંથી શફાઅતને લીધે નીકળશે.

**ફાયદો** આ કામથી મતલબ ગુનેહગાર મુસલમાન છે જે ગુનાહોને લીધે દોજખમાં પડશે. ફરી ઈમાનને લીધે અમ્બિયા, શોહદા, અને ઓલમાની શફાઅતના કારણથી આખરે જંનતમાં જશે.

૧૫૯૬ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈએ લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું અને તેના દિલમાં જવ બરાબર ખૈર (નેકી) હશે તો તે અગ્નિથી નીકળશે. ફરી જે કોઈએ લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું અને તેના દિલમાં ઘઊં બરાબર ખૈર હશે તો તે અગ્નિથી નીકળશે. ફરી જે કોઈએ લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું અને તેના દિલમાં જર્રા (રજ) બરાબર ખૈર હશે તો તે અગ્નિથી નીકળશે" બોખારીએ (રહ) કતાદાની રિવાયતમાં અનસથી " ખૈર " ની જગ્યા "ઈમાન" ની રિવાયત કરી છે (એટલે જેણે લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું અને તેના દિલમાં જવ બરાબર કે ઘઊં બરાબર કે જર્રા બરાબર પણ ઈમાન હશે તો તે દોજખથી આખરે નીકળશે.)

**ફાયદો** ખૈરથી મતલબ ઉમદા ગુણો છે જેમકે અલ્લાહને માટે મોહબ્બત રાખવી તેનેજ માટે દ્વેષ રાખવો, અલ્લાહની યાદની મોહબ્બત, ઇલમની મોહબ્બત, શહીદ થવું સગાંઓથી ભલાઈ કરવી, અદેખાઈ તજવી, અહંકાર મગરૂરી તજવી વગેરે.

૧૫૯૭ બોખારીમાં અબુ સઈદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઈમાનવાળા અગ્નિથી છુટકારો પામશે ફરી તેઓ તે પુલ ઉપર રોકાશે કે જે જંનત અને જહંનમની વચ્ચે છે. ફરી એકનો બીજા સાથે દુન્યામાં જે જુલમ થયો હોય તેનો બદલો લેવાશે. તે એટલાં સુધી કે જ્યારે તેઓ પાક સાફ થશે તો તેઓને જંનતમા જવાનો હુકમ મળશે. તેની કસમ કે જેના હાથમાં મોહમ્મદનો જાન છે તેઓમાંનો કોઈ દુન્યામાં પોતાના ઘરનો માર્ગ જાણે છે તે કરતાં તે જંનતમાં પોનાના ઠેકાણાને વધારે જાણનાર છે.

**ફાયદો** આ હદીસમાં તે ઈમાનદાર મતલબ છે કે જે દોજખમાં થઈને નીકળ્યા પણ દોજખમાં પડ્યા નહીં અને લોકોના હકોને લીધે વચ્ચે રોકાયા. ફરી જ્યારે અજાબ અને ઠપકાથી કોઈનું હક નાશ કરવાનો જુલમનો બદલો પામશે અને હકદાર રાજી થશે ત્યારે તેઓ જંનતમાં જશે.

૧૫૯૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જંનતમાં એવા લોકો જશે કે જેઓના દિલ પક્ષીઓના દિલ સરખાં છે.

**ફાયદો** આથી મતલબ ડરનાર નરમ–દિલ લોક છે જેઓ ખોદાથી ડરે છે. જેવી રીતે ચલ્લાં માણસોથી ડરતાં રહે છે કે માત્ર અવાજ અને હાથના ઈશારાથી ભાગે છે. ¶

૧૫૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી એક ટોળું સિત્તેર હજારનું જંનતમાં જશે કે જેઓના મોં પૂનમના ચંદ્રની માફક પ્રકાશશે.

૧૬૦૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર ટોલાં જંનતમાં જશે જેમાંનું એક ટોળું ચંદ્રની સૂરત પર થશે

**ફાયદો** આથી મતલબ પરહેજગાર તવક્કોલ કરનાર લોક છે. જેઓ દરેક હાલતમાં ખોદા પર નજર રાખે છે. જાહેરના કારણો માં સપડાયલા નથી. જેમકે બીજી હદીસમાં આ મજમુન ખુલ્લી રીતે આવ્યું છે.

૧૬૦૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ જંનતવાળાઓને જંનતમાં દાખલ કરશે અને દોજખવાળાઓને દોજખમાં. ફરી તેઓમાં એક પુકારનાર ઉભો થશે ને કહેશે કે ઓ જંનતવાળાઓ (તમને) મોત નથી ઓ દોજખવાળાઓ (તમને) મોત નથી. દરેક જેમાં હોય તેમાં હમેશ રહેનાર છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જંનત-

¶ અથવા એથી મતલબ અલ્લાહ પર ભરોસો કરનાર છે. કારણ કે હદીસમાં છે કે જો તમો અલ્લાહ પર ખરેખરો ભરોસો કરો તો જેવી રીતે અલ્લાહ પક્ષીઓને ખોરાક આપે છે તેવી રીતે તમને આપશે. ફા. મો.

વાળા અને દોજખવાળા કદી ફના થશે નહીં. જે જ્યાં રહ્યા ત્યાં રહ્યા. પણ ગુનેહગાર મુસલમાનોના દોજખથી નીકળવા પછી આ પુકાર થશે કે જેથી જંનતવાળા વગર ખટકે ચેહેનથી રહે. અને દોજખવાળા પોતાની આશા છોડે. એ અલ્લાહ તારા ગજબની પનાહ.

૧૬૦૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર આદમી વગર હિસાબે જંનતમાં જશે.

**ફાયદો** એટલે તેઓના અમલનામા માત્ર તેઓને દેખાડવામાં આવશે વધુ કહેવું સાંભળવું થશે નહીં.

૧૬૦૩ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસમાઇલની મા પર અલ્લાહ રહમ કરે જો તે ઝમઝમને છોડતે અથવા આવી રીતે કહ્યું જો તે ઝમઝમથી ખોબલો નહીં ભરતે તો વેહતો ચશમો (નેહેર) થતે.

**ફાયદો** હજરત ઇબરાહીમ (અલે) હજરત હાજેર તથા હજરત ઇસમાઇલ (અલે) ને ખોદાની મરજીથી કાબાની પાસે છોડી ગયા. ત્યાં ન કંઇ આબાદી હતી અને ન દાણા પાણી. હજરત જીબરઇલે [અલે] ત્યાં જમીન પર પોતાનો પર માર્યો જેથી જમીનમાંથી ઝમઝમનું પાણી ફુટી નીકળ્યું. હજરત હાજેરે તે પાણીની આસપાસ પાલ બાંધી કે જેથી પાણી વહી જાય નહીં. અને ખોબેખોબે લેવા શરૂ કર્યું તો હજરતે (સલ) ફરમાવ્યું કે જો ઇસમાઇલ [અલે] ની મા તેને નહીં રોકતે તો ઝમઝમ એક નદી થતે. કારણ કે ગેબી ખજાનાથી વહેતું હતું.

૧૬૦૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ રહમ કરે મૂસા (અલે) પર આથી વધારે તેને ઇજા અપાઇ અને તેણે સબર કર્યો" જંગે હોનેનમાં એક પુરૂષે કહ્યું કે ખોદાની કસમ આ તો એવી વહેંચણી છે કે જેમાં અદલ થયો નથી. તથા તેથી ખોદાની રજામન્દી ઇચ્છાઇ નથી. આ સાંભળ્યું ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** જંગે હોનેનમાં ગનીમતનો ઘણો માલ આવ્યો હતો. હજરતે (સલ) મક્કાના નવા મુસલમાનોને ઘણો માલ આપ્યો કે જેથી દુન્યા લઇને ઇમાનની કદર બુજે. તો એક બેદીન પુરૂષે કે જેનો લકબ જુલ ખોવેસરા હતો તેણે હજરતને તાનો કર્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરત મૂસા (અલે) પર તોહમત મુકાયું હતું કે તેવણે પોતાના ભાઇ હારૂનને જખમી કરીને મારી નાખ્યા. તો ખોદાએ ફિરશતાઓને હુકમ કર્યો કે હારૂન (અલે) ની લાશ તેઓને દેખાડે. આખર વગર જખમની લાશ જોઇ તે નાપાક શરમિન્દા થયા. ખોદા બદગુમાનો પર લાનત કરે તેઓ ન તો પેગમ્બરને તોહમત મુકતાં છોડે છે અને ન તેમની આલ તથા અસહાબને.

* ૧૬૦૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તેના પર રહમ કરે ખચીત તેણે મને ફલાણી ફલાણી આયાત યાદ દેવડાવી. જેને હું ભૂલાવાયો હતો. અને એક રિવાયતમાં છે તેને મેં ફલાણી ફલાણી સૂરતથી ગેરવી નાખી હતી" અબ્દુલ્લાહ બીન યઝીદ ખતમી અનસારી રાતમાં કુરઆન પઢતા હતા જે સાંભળી હજરતે (સલ) આ ફરમાવ્યું.

૧૬૦૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્વાર ચાલનાર પર સલામ કરે અને ચાલનાર બેસનાર પર સલામ કરે અને થોડા ઘણા પર સલામ કરે.

૧૬૦૭ મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના દરેકના દરેક જોડ (સાંધા) પર સદકો છે. ફરી દરેક તસબીહ કહેવી સદકો છે અને દરેક તમીહદ કરવી (અલ હમ્દો લિલ્લાહ કહેવુ) સદકો છે. અને દરેક તહલીલ કરવી [લાએલાહ ઇલ્લ-લ્લાહ કહેવું] સદકો છે. અને દરેક તકબીર કહેવી (અલ્લાહો અકબર કહેવું) સદકો છે, ભલી આજ્ઞા કરવી સદકો છે. અને

બુરા કામથી રોકાણુ કરવી સદકો છે. અને ચાસ્ત (પોહોર દહાડો ચઢા) ની બે રકઅત નમાઝ પઢવી એના બદલામાં બસ થાય છે. *

**ફાયદો** એટલે સાજો સમો રાખવું દર રોજ ખોદાની તાજી નેઅમત છે તો માણસ પર તેનું શુકર કરવું પણુ અગત્યનું થયું. ફરી ફરમાવ્યું ખૈરાત કરવી માત્ર માલ ખરચ કરવા ઉપર અટકેલી નથી પણુ અલ્લાહની યાદનો સવાબ પણુ ખૈરાતના બરાબર છે. અને ચાસ્તની બે રકઅત તો આ શુકર ગુજારી માટે બસ થાય છે.

૧૬૦૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓ તમારે માટે નમાઝ પઢે છે ફરી જો તેઓએ ઠીક પઢી તો તમારે માટે (સવાબ) છે. અને જો તેઓએ ચૂક કરી તો તમારે માટે (સવાબ) છે. અને તેઓ ઉપર (નહીં સંભાળ રાખવાનો) અજાબ છે.

**ફાયદો** એટલે જમાઅત છોડવી કાઇ રીતે દુરૂસ્ત નથી. કારણુ કે જો ઇમામે નમાઝની સર્વ શરતો તથા રૂકનો અદા કર્યાં તો તમારી નમાઝ પૂરી થઈ, અને જો તેઓએ નમાઝની કોઇ શરત અને રૂકન છોડયું તો પણુ તમને સવાબ છે. કારણુ કે તમને તેની ખબર નથી પણુ તેઓ પર અજાબ છે. આ હદીસથી જણાયું કે જો ઇમામ નાપાક અથવા બેવોજુ નમાઝ પઢાવે અને મુકતદીયોને તેની ખબર નહીં હોય તો તેઓની નમાઝ થઇ ગઇ. અને ઇમામ ઉપર તેનો વબાલ પડશે.

૧૬૦૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ કેયામતને દિવસે આસમાનોને લપેટશે ફરી તેને પોતાના જમણા હાથમાં પકડશે ફરી કહેશે હું બાદશાહ છું. કયાં છે સરકશી કરનારા કયાં છે ગરૂરી કરનારા. ફરી જમીનોને ડાબા હાથમાં લપેટશે ફરી તે કહેશે કે હું બાદશાહ છું કયાં છે સરકશી કરનારા કયાં છે અહંકાર કરનારા.

**ફાયદો** અલ્લાહ તઆલા ડાબા જમણા હાથથી પવિત્ર છે. આ તેની કુદરતનો મિસાલ છે. આ હદીસમાં ઇશારો છે કે સરદારો અને બાદશાહોને ગરૂર કરવો યોગ્ય નથી. જેને પોતાના મરવા જીવવામાં કંઇ અખત્યાર નહોય તે બાપડો શું ઘુમન્ડ કરે? મોટાઇ તથા મગરૂરી ખોદાનેજ લાએક છે.

૧૬૧૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે લોકોને પરસેવો થશે તે એટલાં સુધી કે તેઓનો પરસેવો જમીનમાં સિત્તેર ગજ સુધી જશે અને તેઓના મોંમાં જશે તે એટલાં સુધી કે તેઓના કાનોએ પોહોંચશે.

**ફાયદો** સૂર્ય કયામતમાં ઘણો પાસે આવશે એક ગાવને છેટે. તેની ગરમીના સખતાઇથી કરનીના પ્રમાણુમાં કેટલાકને ઘુંટી સુધી અને કેટલાકને ઘુંટણુ સુધી અને કેટલાકને મોં સુધી પરસેવો પોહોંચશે.

૧૬૧૧ બોખારી તથા મુસલિમમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો એક આદમી પોતાના ભાઇનો હાથ જેમ ઊંટ કરડે છે તેવી રીતે કરડે છે. તને તેની દીયત (દંડ) મળશે નહીં.

**ફાયદો** એક શખ્સે બીજા શખ્સનો હાથ કરડયો તેણે પોતાનો હાથ તેના મોંમાંથી ખેંચ્યો જેથી કરડનારના દાંત પડી ગયા. તેણે પોતાના દાંત પાડવાની ફરયાદ કરી અને દીયત માંગી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરતે (સલ) તેને ઠપકો આપ્યો કે એક તો તેં તેનો હાથ ઊંટનો જેમ ભચરડીયો અને ફરી તેનાથી દીયત ચાહે છે. તેણે પોતાના બચાવ માટે પોતાનો હાથ ખેંચ્યો. તારો દાંત પડયો તેમાં તે શું કરે. સર્વ ઇમામોનો આજ મજહબ છે. કે એવી સૂરતમાં કંઈ બદલો નથી.

૧૬૧૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)†થી રિવાયત છે કે હજરતે (સલ)

* આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૪૫૫ માં છે. ગુ. મો.

† મશારેકુલ અનવારની શરહમાં છે કે આ હદીસ માત્ર મુસલિમની છે. અને તે પણુ અબુ હોરેરા (રદી) ની રિવાયત નહીં પણુ અબ્દુલ્લાહ બીન અબ્બાસની રિવાયત છે. ગુ. મો.

ફરમાવ્યું કે તમારામાંનો કોઈ અગ્નિનો અંગારો લેવા ધારે છે અને ફરી તેને પોતાના હાથમાં મુકે છે" હજરતે (સલ) એક પુરૂષના હાથમાં સોનાની વીટી જોઈ ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું. ફરી હજરતે તે વીટી કાઢીને ફેંકી. ફરી રસૂલુલ્લાહ (સલ)ના ગયા પછી તે પુરૂષને કહેવાયું કે તારી વીટી લે અને તેથી લાભ લે. તો તેણે કહ્યું કે નહીં. ખોદાની કસમ રસૂલુલ્લાહે જેને ફેંકી તેને કદી લઇશ નહીં.

**ફાયદો** આથી જણાયું કે સોનું પેહેરવું પુરૂષને હરામ છે. અને સિદ્ધ થયું કે હાકેમ તથા જેને શક્તિ હોય તે શરિઅત વિરૂધ્ધ કામ પોતાના હાથથી દૂર કરે.

૧૬૧૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક લશકર કાબા પર ચઢાઈ કરશે. ફરી જ્યારે તેઓ જમીનના મેદાનમાં આવશે તો તેઓના આગળા તથા પાછળા (સર્વે) જમીનમાં ધસાવાશે ફરી તેઓની નૈયત પ્રમાણે (કેયામતને દિવસે) ઉઠાવાશે.

**ફાયદો** હજરતે (સલ) ખબર આપી કે આખર જમાનામાં એક લશકરનો આ હાલ થશે. હજરત આએશા [રદી] એ પૂછ્યું કે એ હજરત લશકરમાં તો બજારના લોકો પણ હોય છે તેઓની શી કસૂર કે તેઓ પણ અજાબમાં શરીક થશે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે બુરાઓની સંગમાં નેકો પર પણ દુન્યાનો અજાબ થાય છે પણ આખેરતમાં જેવી નૈયત તેવો બદલો મળશે.

૧૬૧૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે અલ્લાહ જમીનને કબજે કરશે અને આસમાનને પોતાના જમણા હાથમાં લપેટશે ફરી કહેશે હું બાદશાહ છું. કયાં છે જમીનના બાદશાહો?

૧૬૧૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુતરૂં, સ્ત્રી, અને ગધેડું નમાઝને તોડે છે. અને કજાવાની પાછલી લાકડી જેવું એથી (નમાઝને) બચાવે છે. ‡

**ફાયદો** એટલે જો નમાઝીની સામે કુતરૂં સ્ત્રી અને ગધેડું આવે તો નમાઝ જતી રહે છે. અને હાથ બરાબર લાકડી આગળ ઉભી કરે તો તેઓના આગળ આવ્યાથી નમાઝમાં કંઇ નુકસાની આવતી નથી. ઓલમા કહે છે કે આ હદીસ મનસૂખ છે. કારણ કે બીજી હદીસમાં હજરત આએશા [રદી] થી રિવાયત છે કે હજરત [સલ] નમાઝ પઢતા હતા અને હું હજરતની આગળ પલંગ પર સૂઈ રહેતી હતી. તો જણાઇ આવ્યું કે સ્ત્રીના આગળ આવ્યાથી નમાઝ જતી નથી.

૧૬૧૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન શિખ્ખીર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે આદમી કહે છે મારો માલ મારો માલ. પણ તારો માલ તો તેજ કે જે તેં ખાધો અને ફના કર્યો, અથવા પેહેર્યો અને તેને પુરાનો કર્યો, અથવા સદકો કર્યો, અને તેને ચાલુ કર્યો [એટલે અલ્લાહને ત્યાં સંભાળ્યો આખેરતનો ખજાનો બનાવ્યો એજ કામ આવશે.]

**ફાયદો** એટલે તારો માલ ખરૂં જોતાં તેજ છે જે તારે કામ આવે. ફરી તે દુન્યામાં કે આખેરતમાં. પણ જે માલ દુન્યાના ખાવા પેહેરવામાં ખરચ થાય તે તો ફના થયો. ખૈરાતને માત્ર બકા છે, જે આખેરતમાં કામ આવશે. તો અકલવાળાને જરૂર છે કે ખૈરાતને શ્રેષ્ઠ રાખે. દુન્યામાં માલ જમા રાખવાની નૈયત રાખે નહીં. કેમકે તેને બીજા ઉડાવશે.

૧૬૧૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે બંદો કહે છે મારો માલ મારો માલ પણ તેના માલમાંથી તેને માટે તો ત્રણજ છે. જે તેણે ખાઇને ફના કર્યું અથવા પેહેરીને જુનું કર્યું અથવા આપીને સંભાળ્યો. અને એ સિવાય તો તે જનાર છે અને એને લોકો માટે છોડનાર છે (એટલે બાકી રહેલા માલથી એને કંઈ લાભ નથી)

૧૬૧૮ મુસલિમમાં અબુ જર્ર (રદી) થી

‡ આ હદીસનું વધુ બયાન હદીસ નાં૦ ૮૪૪ માં છે. ગુ. મો.

રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ અઝઝ વ જલ્લ ફરમાવે છે કે જે કોઇ એક નેકી લાવશે તેને માટે દસ ઘણું છે (દસ ઘણો સવાબ મળશે) અથવા [એથી] હું વધારીશ. અને જે કોઇ બદી લાવશે તો બદલો બદીનો એકજ બદી છે, અથવા હું તેને માફ કરીશ. અને જે કોઇ મારેથી એક વેંત પાસે થાય છે તો હું તેને એક હાથ પાસે થાઉં છું. અને જે કોઇ મારેથી એક હાથ પાસે થાય છે તો હું તેને એક વામ પાસે થાઉં છું. અને જે કોઇ મારી પાસે ચાલતો આવે છે તો હું તેની પાસે દોડતો આવું છું. અને જે કોઇ જમીન ભરીને ગુનાહોની સાથે મારી મુલાકાત લેશે અને તેણે કોઈ ચીજને મારે શરીક કરી નહીં હશે તો હું તેટલીજ મગફેરત [બખશીશ] ની સાથે તેની મોલાકાત કરીશ.

**ફાયદો** આ હદીસમાં અલ્લાહની પૂરતી રહમતનું બયાન છે જેનું કંઈ બયાન થઇ શકતું નથી. @

૧૬૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ કહેશે કે ઓ આદમ! તો તે કહેશે કે હું હાજર છું તારી ખીજમતમાં તથા તારી તાબેદારીમાં, અને સર્વ બેહતરી તારા હાથમાં છે. ફરી તે કહેશે કે અગ્નિમાં મોકલવાના તું કહાડ [એટલે જે દોજખમાં નાખવાના છે તેને તું જૂદા કર.] આદમ (અલે) કહેશે કે કેટલા દોજખમાં મોકલવાના છે? અલ્લાહ કહેશે કે દરેક હજારમાંથી નવ સો નવાણું. હજરતે કહ્યું કે આ તે વખત છે કે બાળક બુઢો થશે અને ગાભણી ગાભ મેલી દેશે અને લોકોને તું નીશાવાળા જોશે અને જુઓ તો તેઓ નીશાવાળા હશે નહીં. પણ અલ્લાહનો અજાબ સખ્ત છે. રાવી કહે છે કે આ વાત સહાબાને ઘણી ભારી લાગી ને કહ્યું ઓ રસૂલુલ્લાહ અમારામાં તે કયો પુરૂષ થશે? [એટલે જ્યારે હજારમાં એકજ શખ્સ જંનતી ઠર્યો તો અમને મુકિત મળવાની શી ઉમ્મેદ રહી] હજરતે (સલ) ફરમાવ્યું કે તમને બશારત થાઓ! કારણ કે યાજૂજ માજૂજ (ગોગ માગોગ) ના હજાર અને તમારામાંનો એક પુરૂષ [એટલે દોજખને ભરવા માટે યાજૂજ માજૂજ શું ઓછાં છે કે તમો ગભરાઓ છો] ફરી કહ્યું તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત હું આશા રાખું છું કે તમો જંનતવાળાઓમાં ચોથો ભાગ થશો. રાવી કહે છે કે અમે સહાબાએ અલ્લાહની હમ્દ કરી અને તકબીર કહી. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત હું આશા રાખું છું કે તમો તરતીયાંશ જંનતના થશો. રાવી કહે છે કે અમે અલ્લાહની હમ્દ કરી તથા તકબીર કહી. ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત હું આશા રાખું છું કે તમો અડધા જંનતવાળા થશો. ખચીત આગળી ઉમ્મતો સાથે તમારી મિસાલ જાણે કાળા બળદના ચામડામાં ઉજલા વાળ સરખી છે. અથવા ગધેડાના હાથમાં ડાગા જેવી મિસાલ છે. §

**ફાયદો** એટલે આગળી ઉમ્મતોના પ્રમાણમાં ઉમ્તે મોહમ્મદી ઘણીજ ઓછી છે. દોજખ માટે યાજૂજ માજૂજ તથા આગળી ઉમ્મતોના કાફિર કંઇ ઓછા નથી. આથી જણાયું કે અડધી જંનતમાં આ ઉમ્મતે મરહુમા (કૃપા પાત્ર) થશે અને અડધીમાં બીજા પેગમ્બરોની ઉમ્મતો થશે. આ ઉમ્મત પર આટલો કરમ માત્ર આ નબીયે કરીમની બદોલત છે. **અલ્લાહુમ્મ સલ્લે વ સલ્લેમ અલેહ.** આ હદીસનો આગળો મજમુન જીગરના તુકડે તુકડા કરે છે અને પાછળો મજમુન ઘણી ખુશી આપે છે. ઈમાનના બે પર છે ડર અને આશા. ન તદન ડર સારો કે અલ્લાહની રહમતથી નિરાશ કરે. ન વગર ખટકે આશાજ રાખવી જોઇએ કે શરીઅત વિરૂધ્ધ વગર બંધનનો રહે.

૧૬૨૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે

---

@ આ હદીસમાં સમ્પૂર્ણ રહમતનું બયાન છે એ ઉપરથી કોઇ ધોકામાં પડી બે પરવાઈથી ગુનાહ કરે નહીં. કારણ કે કેટલાક ગુનેહગારો માટે અલ્લાહનો અજાબ પણ સખત છે માટે તેથી ડરતો રહે, અને મગફેરતની આશા કરતો રહે. અને એ હદીસથી જણાયું કે મુશરેકની ઘણી ખરાબી છે માટે શિર્કથી બચતો રહે ગુ. મો.

§ આ હદીસનું કેટલુક બયાન હદીસ ના૦ ૧૩૭૪ માં તથા તેની નોટમાં છે. ગુ. મો.

હજરતે (સલ) ફરમાવ્યું કે તમામ જહાનના પરવરદિગારને માટે લોકો ખડા થશે. તે એટલાં સુધી કે તેઓમાંનો કોઈ પોતાના પરસેવામાં પોતાના અડધા કાન સુધી ડુબશે.

૧૬૨૧ બોખારી તથા મુસલિમમાં જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી પછી બાર અમીર થશે. જાબેર (રદી) કહે છે કે ફરી હજરતે કોઇ વાત કહી જે મેં સાંભળી નથી. ફરી મારા બાપે કહ્યું કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક તેઓમાંનો કોરૈશી છે.

**ફાયદો** જો કે હજરત (સલ) પછી ઘણા સરદાર થયા. પણ મતલબ આ છે કે બાર સરદાર ઘણાજ દીનદાર થશે. સુંનતે મોહમ્મદી ઉપર ચાલશે જેવી રીતે હજરત (સલ) ના ચાર ખલીફા, ઇમામ હસન, ઓમર બીન અબ્દુલ અઝીઝ, અને ઇમામ મહદી. બાકી તફસીલ ખોદાનેજ ખબર છે. અને શીઆ જે કહે છે કે આથી મતલબ બાર ઇમામ છે તે વગર આધારની વાત છે. કારણ કે અમીર સરદાર તથા હાકેમને કહે છે. તો (બારમાંથી) અલી મુરતજા તથા ઇમામ હસન (રદી) ની સિવાય કોઇ ઇમામને સલતનતની હકુમત મળી નથી. કમાલ અને બુજરૂગી (તેઓની) જૂદી વાત છે પણ અયાં તો હોકુમતનું બયાન છે.

૧૬૨૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારો ખજાનો કેયામતને દિવસે ગંજો અઝદહા (અજગર) થશે.

**ફાયદો** તે માલ અને ખજાનો મતલબ છે કે જેની જકાત અપાઇ નહોય.

૧૬૨૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં ખલીફો થશે જે ખોબા ભરી ભરીને માલ આપશે અને તેને ગણશે નહીં.

**ફાયદો** આ હદીસમાં ઇસ્લામની ફતેહ તથા માલ વધવાની ખબર છે. અથવા તો (ખલીફાથી) મતલબ ઓમર ફારૂક (રદી) છે કેમકે જ્યારે ઇરાનનો ખજાનો આવ્યો તો તેવણે હાથોથી ખોબા ભરી ભરીને અગણીત માલ વેહેંચ્યો. અથવા તો ઇમામ મહદી મતલબ છે. વલ્લાહો આલમ.

૧૬૨૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન સલામ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અબ્દુલ્લાહ બીન સલામ મજબૂત દોરડી પકડેલી હાલતમાં મરશે.

**ફાયદો** એટલે મુસલમાન મરશે. હજરતે (સલ) અબ્દુલ્લાહ બીન સલામ (રદી) ના ખ્વાબની આ મતલબ બયાન કરી. અને ખ્વાબનો વધુ કિસ્સો આગળ આવી ગયો.¶

૧૬૨૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુકારનારો પુકારશે કે ખચીત તમારે માટે તંદરૂસ્ત રહેવું છે જેથી તમો કદી બીમાર પડશો નહી. અને ખચીત તમારે માટે જીન્દા રહેવું છે માટે તમો કદી મરશો નહી. અને ખચીત તમારે માટે જુવાન રહેવું છે જેથી તમો કદી વૃધ્ધ થશો નહીં. અને ખચીત તમારે માટે એશમાં રહેવું છે માટે કદી તમો ગમગીન અને મોહતાજ થશો નહીં. આજ તેનું કહેવુ છે "અને તેઓને પુકારાશે કે આ તમારી જંનત છે જેના તમો માલિક બના છો એટલા માટે કે તમો અમલ કરતા હતા"

**ફાયદો** જંનતમાં ફિરશતો આ પુકાર કરીને જંનતવાળાઓને સંભળાવશે કે જેથી તેઓ વગર ખટકે રહે.

૧૬૨૬ બોખારી તથા મુસલિમમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુરૂષ એક ઊંઘ સુશે ફરી તેના દિલથી અમાનત તથા દિયાનતદારી ઉચકાઇ જશે અને તેની અસર (નિશાન) નુકતા જેવી રહેશે. ફરી તે એક ઊંઘ સુશે ફરી અમાનત તથા દીનદારી તેના દિલથી કબજે કરાશે અને તેની અસર ફફોલા જેવી રહેશે જાણે તે એક અંગારાને તારા પગ ઉપર નાખ્યો હોય અને ફફોલો પડે તો તું તેને ઉભરાઇલો જોશે અને જુઓ તો તેમાં કંઈ નથી. ફરી લોકો આપસમાં વેચ ખરીદ કરશે પણ કોઇ અમાનત અદા

¶ વાંચો હદીસ નાં૦ ૧૪૯૫. અને હદીસ નાં૦ ૨૦૩૪ માં પણ તે ખ્વાબનું બયાન આવશે. ગુ. મો.

કરવાને નજદીક જશે નહીં. તે એટલાં સુધી કે કહેવામાં આવશે કે ફલાણાની ઓલાદમાં એક પુરૂષ અમાનતદાર છે. અને એક પુરૂષ માટે કહેવામાં આવશે કેવો ચાલાક છે કેવો હુશયાર છે અને કેવો અકલવાળો છે અને જુઓ તો તેના દિલમાં રાયના દાણા બરાબર ઈમાન નથી.

**ફાયદો** હદીસનો સારાંશ આ છે કે અમાનતદારી દમપર દમ ઓછી થતી જશે. આખેર આ હાલ થશે કે નામીચા અને પ્રખ્યાત લોક જેની લોકો વખાણ કરશે તેઓની પણ નૈયત બદલાઇ જશે. તેઓના દિલમાં કંઇ અમાનતદારી રહેશે નહીં. હોઝેફા (રદી) થી રિવાયત છે કે મેં હજરત (સલ) થી બે વાત સાંભળી છે. તો એક તો હું જોઇ ચુકયો અને બીજીની વાટ જોઊં છું. પેહેલી વાત તો આ છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમાનતદારી પુરૂષોના દિલોમાં વચ્ચે ઉતરી છે તો તેઓએ કુરઆન તથા હદીસથી ઇલમ શીખ્યો. એટલે બાહારથી તેમ અંદરથી અમાનતદાર તથા દીનદાર થયા. અને બીજી વાત હજરતે અમને અમાનત જતી રહેવાની કહી છે. ફરી આ હદીસ ફરમાવી.

૧૬૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક રાત્રે પેહેલા આસમાન તરફ અમારો પરવરદિગાર ઉતરે છે જ્યારે ત્રીજો ભાગ પાછલી રાતનો રહે છે. તે કહે છે કોઇ મને પુકારે છે કે હું તેની દોઆ કબૂલ કરૂં. કોઇ મારેથી માંગનાર છે કે હું તેને આપું. કોઈ મારેથી બખશીશ માંગે છે કે હું તેની બખશીશ કરૂં.*

**ફાયદો** ખોદાના ઉતરવાથી મતલબ તેની રહેમતનું ઉતરવું છે. આ હદીસથી સાફ જણાયું કે આ વખત ઘણોજ મકબૂલ છે એ વખતની દોઆ કબૂલ થાય છે. પણ અફસોસ કે આવો સારો વખત ઊંઘ અને ગફલતમાં કપાય છે.

* આ હદીસનું વધુ બયાન હદીસ ના૦ ૮૬૨ માં છે. ગુ. મો.

## શેઅર.

હર શબે અઝ બહરે તો એ બુલ ફોઝૂલ
મી કોનદ અઝ ઓજે જબ્બારી નોઝૂલ
તો ઝે જાયે ખુદ ચો મરદે બે અદબ
બર નગીરી ગામ ને રોઝો ન શબ¶

૧૬૨૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કરીબ છે કે ફોરાત નદી સોનાની ખાણથી ખુલી જશે. તો જે કોઇ ત્યાં હાજર હોય ને તેથી કંઇ ચીજ લ્યે નહીં.

**ફાયદો** એટલે કેયામતની નજદીક ફોરાત નદીથી સોનાનો ખજાનો પ્રગટ થશે. તેને લેવાની એટલાં માટે મનાઇ કરી કે તે કેયામતની નિશાની છે. તે વખત મુસલમાનને પોતાની આકેબતની ફિકર લાજેમ છે દુન્યા લઇને શું કરશે.

૧૬૨૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તારી મુદ્દત (ઓમર) વધશે તો કરીબ છે કે તું એવા લોકોને જોશે કે તેઓના હાથમાં બળદના પુછડા જેવું (કોરડો) હશે. તેઓ સવાર અલ્લાહના ગજબમાં કરશે અને સાંઝ અલ્લાહના કહેરમાં કરશે.

**ફાયદો** આથી મતલબ કોરડાવાળા તથા ચોબદાર છે જેઓ હાકેમ પાસે દાદ માંગનારને જવા દેતા નથી અને મારે છે.

૧૬૩૦ બોખારીમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કરીબ છે (જલદી વખત આવે છે) કે મુસલમાનનો બેહતર માલ બકરાં થશે કે તેની પાછલ પર્વતોની ટેકરીએ અને વરસાદની જગ્યાએ (ચરાવવા માટે) જશે. પોતાનું દીન લઇને ફિતનાઓથી ભાગશે.

**ફાયદો** એટલે ફસાદના વખતમાં ખુણો પકડવો સારો છે. કારણ કે લોકોથી મીલાપ રાખવાથી એવા વખતમાં ઈમાન સલામત રહે-

¶ અર્થ—દરેક રાત્રે ઓ બેવકુફ તારે માટે જબ્બારીના ઉંચાણથી ઉતરવું [નોઝુલ] થાય છે તું તો પોતાની જગ્યાથી બેઅદબ મરદની જેમ રાતમાં કે દિવસમાં ડગલું ભરતો નથી. ગુ. મો.

તું નથી. તો બકરીઓને ચરાવી ખાવું બેહતર છે.

૧૬૩૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમ પુત્ર ઘરડો થાય છે અને બે વસ્તુ તેનાથી જુવાન થાય છે, માલનો લોભ અને ઉમરનો હિરસ.

**ફાયદો** એટલે વૃધ્ધ પણામાં માલ તથા જીન્દગીનો લોભ ઘણોજ વધી જાય છે.

૧૬૩૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ કોરેશનું ટોળું લોકોને હલાક કરશે. સહાબાએ કહ્યું તમો અમને શો હુકમ ફરમાવો છો? હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો તેઓથી અલાહેદા રહે તો બેહતર છે. અબુ હોરેરા (રદી) કહે છે કે જો હું ચાહું તો તેઓના નામ લઉં ફલાણાની ઓલાદ અને ફલાણાની ઓલાદ.

**ફાયદો** આ હદીસમાં બની ઓમૈયાની હોકુમતના ફસાદોની ખબર છે. જેમકે ઇમામ હોસેન (રદી) ની શહાદત પછી સેંકડો સહાબાને યઝીદના લશકરે શહીદ કર્યા,

૧૬૩૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીનાવાળા જુલ હોલેફાથી એહરામ બાંધે. અને શામવાળા જોહફાથી એહરામ બાંધે. અને નજદવાળા કરનથી એહરામ બાંધે.

**ફાયદો** એટલે જ્યારે હજ્જ તથા ઉમરાની નૈયતથી આ ત્રણે મુકામ પર પોહોંચે તો ત્યાંથી એહરામ બાંધે.

## ફસલ ૪ થી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **ઓજારા મજકુલ** છે.

૧૬૩૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને સ્વપ્નામાં દેખડાવ્યું કે હું દાતણ કરૂં છું ફરી મારી પાસે બે પુરૂષો આવ્યા તેમાંનો એક બીજાથી મોટો હતો. ફરી મેં તે દાતણ નાનાને આપ્યું. તો મને કહેવાયું કે મોટાને આપ, તો ફરી મેં તેને મોટાને આપ્યું.

**ફાયદો** આ હદીસથી મોટી ઉમરવાળાનું માન તથા શ્રેષ્ઠતા જણાઇ.

* ૧૬૩૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્વપ્નામાં હું મને કાબાની પાસે જોઇ રહ્યો છું. ફરી હું એક ઘઉંલા રંગના પુરૂષને જોઉં છું જે ઘઉંલા રંગના પુરૂષો તું જુએ તેથી તે સારો છે. જેને ખભા સુધીના વાળ છે જે ખભા સુધીના વાળવાળા તું જુએ તેથી તે સારો છે. તેણે તેમાં કાંસકી ફેરવી હતી તે વાળથી પાણી ટપકતું હતું. બે પુરૂષ ઉપર ટેકીને અથવા (રાવી ને શક છે) બે પુરૂષના ખભા પર ટેકીને બૈતુલ્લાહને તવાફ કરે છે, તો મેં પૂછ્યું કે આ કોણ છે? મને કહેવામાં આવ્યું કે આ મસીહ બીન મરયમ છે. ફરી મેં બીજા પુરૂષને જોયો તેના વાળ ઘુંઘરૂવાળા છે. જમણી આંખનો કાણો છે જાણે તે ટેટા જેવી દ્રાક્ષ છે. તો મેં પૂછ્યું આ કોણ છે? મને કહેવામાં આવ્યું કે આ મસીહે દજ્જાલ છે.

**ફાયદો** હજરત ઇસાનો લકબ, (અભિધાન) મસીહ એટલા માટે થયો કે તેવણે ઘર નહીં બનાવ્યું, ઘણું કરીને જંગલમાં ફર્યાં કરતા હતા. અને તેમના હાથ લગાડવાથી માંદાં સાજાં થતાં હતાં. અને દજ્જાલનો લકબ મસીહ એટલા માટે થયો કે તે ચાલીસ દિવસમાં સઘળા જહાનમાં ફરી વળશે. ઇસા (અલે) તથા દજ્જાલ કેયામતની નજદીક આવશે. હજરતે (સલ) તે બંને મસીહની નિશાનીયો બતાવી કે મુસલમાનો ઓળખે અને ધોકો ખાય નહીં.

૧૬૩૬ મુસલિમમાં મિકદાદ (રદી) થી રિ-

વાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતના દિવસે લોકોથી સૂર્ય નજદીક કરવામાં આવશે. તે એટલાં સુધી કે એક માઇલને છેટે થશે ફરી લોકો પોતાના અમલના પ્રમાણુમાં પરસેવામાં થશે. ફરી તેઓમાંના કેટલાકોને ઘુંટી સુધી થશે. અને કેટલાકોને ઘુંટણ સુધી થશે અને કેટલાકોને કમર સુધી થશે. અને કેટલાક તો એવા થશે કે તેઓને પસીનાની લગામ પેહેરાવશે. એટલે મોંમાં ઘુસી જશે.

**ફાયદો** મીલથી મતલબ કાંતો ગાવ છે અથવા કાંતો સુરમો લગાડવાની સલાઇ છે.

૧૬૩૭ મુસલિમમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દિલો ઉપર ફિતના સામે આવે છે જેમ ચટાઇની એક એક સલી.* ફરી જે દિલમાં તે ફિતના પીવડાવાયા (દાખલ થયા) તો તેમાં એક કાળો નુકતો પડે છે. અને જે દિલે તેનો નકાર કર્યો તેમાં ઉજળો નુકતો પડે છે. ફરી બે તરેહના દિલ થાય છે. એક સફેત સંગે મરમર સરખું તેને જ્યાં સુધી આકાશ અને પૃથ્વી છે કોઇ ફિતનો નુકસાની આપશે નહીં. અને બીજું કાળું માટીના રંગનું કુજાના જેવું ઉંધું પડેલું જે નેકીને પીછાને નહીં અને બદીનો નકાર કરે નહીં. પણ તેની ખાહેશે નફસાની વગર કંઇ જાણે નહીં." આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. પણ આ અનુક્રમે શબ્દો મુસલિમમાં છે.

**ફાયદો** ખોટી શ્રધા અને નકામા વસવસાઓનો દિલો ઉપર મોટો જથ્થો રહે છે. તો જેના દિલમાં વાહીયાત (ખોટું) જચ્યું તે કાળું થયું. તેને નેક બદની પીછાન રહેતી નથી. જેવી રીતે ઊંધા વાસણમાં પાણી રહેતું નથી. અને જે દિલે તેનું કંઇ ધ્યાન કર્યું નથી અને પોતાને ખોટા ખ્યાલથી બચાવ્યું તે દિલ પ્રકાશીત થાય છે તેને નેક બદની ઓલખ થાય છે જેથી તે ગુનાહોથી બચે છે.

૧૬૩૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જંનતના દરવાજા સોમ તથા ગુરૂવારે ખુલે છે. ફરી જે બંદાએ ખોદાની સાથે કોઇને ભેલ્યો નહીં (શિર્ક નહીં કર્યું હશે) તેવા દરેક બંદાની મગફેરત (માફી) થાય છે. પણ જે પુરૂષને તેના ભાઇ સાથે દુશમનાઇ અને કપટ હોય તેઓ માટે કહેવાય છે કે એ બંને જ્યાં સુધી પોતપોતામાં સલાહ કરે ત્યાં સુધી ઢીલ દો (રહેવાદો)

**ફાયદો** આથી જણાયું કે બુગજ તથા કીનો મુસલમાનોથી રાખવા એવા સખ્ત ગુનાહ છે જે મગફેરતને રોકે છે. ત્રણ દિવસથી વધુ મુસલમાનથી જુદાઇ રાખવી કદી દુરૂસ્ત નથી.

૧૬૩૯ બોખારી તથા મુસલિમમાં સુફયાન બીન અબુ જોહેર અઝદી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે યમન ફતેહ થશે ફરી એક કોમ ઉંટો હાંકતી આવશે (એટલે ઘણી જલદી આવશે) ફરી પોતાની અહલને તથા જે તેઓની તાબેદારી કરશે (કહ્યું માનશે) તેને (મદીનાથી) ઉઠાવી જશે. અને જુઓ તો મદીના તેઓ માટે બેહતર છે જો તેઓને જાણ હોત. અને શામ ફતેહ થશે. ફરી એક કોમ ઊંટો હાંકતી આવશે અને પોતાની અહલને તથા જે તેઓનું કહ્યું માનશે તેઓને (મદીનાથી) ઉપાડી જશે. અને જો તેઓ જાણતા હોય તો મદીના તેઓ માટે બેહતર છે. અને એરાક ફતેહ થશે ફરી એક કોમ ઊંટ દોડાવતી આવશે ને પોતાના બીબી બચ્ચાંઓને તથા જે તેઓનું કહ્યું માનશે તેને ઉપાડી જશે. અને જુઓ તો તેઓ માટે મદીના બેહતર છે. જો તેઓ જાણ રાખતા હોય.

**ફાયદો** એટલે ઇસ્લામની ફતેહ થયા પછી લોકો મદીનાનું રહેવું છોડી યમન, શામ અને એરાકમાં પોતાના ઘરબાર સહીત જઇ વસશે. અને જુઓ તો હજરતને છોડવું તથા મદીનાની બરકતથી અભાગ્ય રહેવું તેઓ માટે બેહેતર નથી.

૧૬૪૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બાયડી ચાર બાબતોને લીધે નિકાહ કરવામાં આવે છે. તેણીના માલને લીધે, તેણીના ખાનદાનને લીધે, તેણીની ખુબ સૂરતીને લીધે,

* એટલે જેવી રીતે ચટાઇ બનતી વેળા એક એક સલી આગળ આવે છે તેવી રીતે દિલો ઉપર ફિતના એક એક આવે છે. ગુ. મો.

અને તેણીની દીનદારીને લીધે. તો તું દીનવાળીની ઢુંઢ કર. તારા હાથ માટીમાં રોળાઇ (એટલે તું દીનદાર સ્ત્રીની ઢુંઢ કર. અને બીજો અર્થ આ છે જો તું દીનદાર સ્ત્રીને છોડશે તો તારા હાથમાં ખાક છે)

**ફાયદો** એટલે દસ્તુર છે કે સ્ત્રીના નિકાહની ખાહેશ ચાર ચીજોનેજ લીધે થાય છે. તો ફરમાવ્યું કે તું દિનદાર તથા નેક બખ્ત સ્ત્રીને સર્વથી શ્રેષ્ઠ જાણ. કે જીન્દગી આરામથી નીકળશે. અને માલ ખાનદાન અને ખુબસુરતીને નહીં જો, કે ઘણું કરીને ધોકો થાય છે. અને તેની બુરી ખો ને લીધે જીન્દગી કડવી પડે છે. અને જો દીનદારીની સાથે માલ, ખાનદાન, અને ખુબસુરતી પણ હોય તો સુબ્હાન-લ્લાહ નુરૂન અલાનુર (પ્રકાશ પર પ્રકાશ) છે

૧૬૪૧ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે એક પુરૂષ લાવવામાં આવશે ફરી તે અગ્નિમાં નખાશે તો તેના પેટની આંતરડીઓ નીકળી પડશે. ફરી જેવી રીતે ગધેડું ઘંટીમાં ફરે છે તેવી રીતે તે તે આંતરડીયો સાથે ફરશે. ફરી તેની પાસે દોજખવાળા ભેગા થશે અને કહેશે કે એ ફલાણા તને શું થયું? શું તું અમને ભલીવાતની આજ્ઞા કરતો નહોતો અને બુરી વાતથી રોકતો નહોતો? તો તે કહેશે હા, હું તમને ભલી વાતની આજ્ઞા કરતો હતો પણ હું તે કામ કરતો નહોતો. તથા બુરી વાતની મનાઇ કરતો હતો પણ હું પોતે તે કામ કરતો હતો.

**ફાયદો** આ હદીસમાં વાએજ બેઅમલની સઝાનું બયાન છે.

૧૬૪૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે દોજખીમાંનો દુન્યામાં ઘણી એશ તથા આરામ ભોગવનારો લાવવામાં આવશે ફરી તેને દોજખમાં એક ડુપકી મરાશે ફરી કહેવામાં આવશે, એ આદમ પુત્ર તેં કદી (દુન્યામાં) આરામ જોયું હતું કદી તને ઐશ મળી હતી? તો તે કહેશે કે એ પરવરદિગાર કદી નહીં. અને જંનતવાળાઓનો દુન્યામાં ઘણીજ સખતી ભોગવનાર લાવવામાં આવશે ફરી તેને કહેવામાં આવશે એ આદમ પુત્ર શું તેં કદી સખતી જોઇ છે. શું તારા પર કદી સખતી વીતી છે? તો તે કહેશે ખોદાની કસમ નહી. મારા પર કદી સખતી પડી નથી તથા કદી મેં સખતી જોઇ નથી.

**ફાયદો** દોજખની સખતાઇના મુકાબલામાં દુન્યાના આરામને ભૂલી જશે અગર જો તેણે દુન્યામાં રાજપાટ કર્યું હશે. અને જંનતના ચેહેન તથા આરામની આગળ દુન્યાની તકલીફ કદી યાદ આવશે નહી. અગર જો તેણે આખી ઉમર બીમારી તથા ભૂખમરામાં કાઢી હશે.

૧૬૪૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે દિવસે (એટલે કેયામતે) જહંનમ લાવવામાં આવશે તેની સિત્તેર હજાર રાશ હશે અને દરેક રાશ સાથે સિત્તેર હજાર ફિરસ્તા ખેંચશે.

**ફાયદો** આ હિસાબ પ્રમાણે દોજખના સર્વ ફિરસ્તા ચાર અબજ નેવુ કરોડ થાય છે. અને બાકી કારખાનાઓના ફિરસ્તાઓની ગણતરી માણસની ગણતરીથી બહાર છે અલ્લાહ ફરમાવે છે. "અને તારા પરવરદિગારના લશકરને તેના સિવાય કોઇ જાણતું નથી."

૧૬૪૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક બંદો જે હાલત ઉપર મર્યો હશે તે પર તે હશરમાં ઉઠાવાશે.

**ફાયદો** એટલે કુફર ઉપર અથવા ઇમાન ઉપર, ચોખા દિલ ઉપર અથવા નિફાક ઉપર.

૧૬૪૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે કાફિર લાવવામાં આવશે ફરી તેને કહેવાશે વારૂ તું કહે, જો તારી પાસે પૃથ્વી ભરીને સોનું હતે તો તું તેને (તારા જાન બચાવવામાં) ફિદયો આપતે? તે કહેશે કે હા, ફરી તેને કહેવામાં આવશે કે ખચીત તારી પાસે એથી સેહલું માંગવામાં આવ્યું હતું.

**ફાયદો** એટલે દુન્યામાં તો તારી પાસે માત્ર ઇમાનની ખાહેશ તથા શિર્ક નહીં કરવાની

ફરમાએશ હતી. તારેથી તો એટલું પણ બન્યું નથી. આજે દુન્યા ભરીને સોનું આપવા તૈયાર થયો.

૧૬૪૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ તરીકા (માર્ગ) ઉપર લોકોનું હશર થશે. (એટલે ત્રણ તરેહ પર લોકો ભેગા થશે) (૧) આશા રાખનાર લોકો (એટલે પોતાના નેક અમલોને લીધે હિસાબ અને સવાબની આશા કરનાર) (૨) ડરનાર લોકો (એટલે તકસીરવાર મુસલમાન.) બે માણસો એક ઊંટપર ત્રણ એક ઊંટ પર, ચાર એક ઊંટ પર અને દશ એક ઊંટ પર, અને (૩) બાકીનાઓને અગ્નિ હાંકી જશે, બપોરના જ્યાં તેઓ રહેશે ત્યાં અગ્નિ તેઓની સાથે રહેશે અને રાતના જ્યાં તેઓ રહેશે ત્યાં તે રાત રહેશે અને જ્યાં તેઓ સવાર કરશે ત્યાં તે સવાર કરશે. અને જ્યાં તેઓ સાંઝ કરશે ત્યાં તે સાંઝ કરશે.

**ફાયદો** આ હશર કેયામતથી પેહેલાં થશે કે સઘળા મુલકોના જીન્દા લોકોને શામના મુલકમાં અગ્નિ હાંકી લાવશે. પણ મુસલમાન સ્વાર થશે અને કાફેરો ચાલતા આવશે. અને કેયામતનું હશર તો કબરોથી થશે.

૧૬૪૭ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે લોકો સફેત જમીન ઉપર ભેગા થશે જેમાં જરા લાલી હશે જાણે મેદાની રોટલી, જેમાં કોઈની નિશાની રહેશે નહી. (એટલે કોઇ મકાન મિનારો રહેશે નહીં. સાફ મેદાન થશે)" અને કેટલાકોએ કહ્યું કે "જેમાં નિશાની રહેશે નહી" એ હદીસમાંથી નથી પણ સહલના શબ્દો છે અથવા બીજા કોઇના.

૧૬૪૮ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અગ્નિમાંથી ચાર શખ્સો નીકાળાશે. ફરી તેઓ અલ્લાહની આગળ લવાશે. ફરી તેમાંનો એક શખ્સ મોં ફેરવીને કહેશે આ મારા પરવરદિગાર જ્યારે તેં મને અગ્નિથી કાઢયો તો પાછો તેમાં નહીં ફેરવ. ફરી અલ્લાહ તેને અગ્નિથી મુક્તિ આપશે.

૧૬૪૯ બોખારીમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસે નૂહ (અલે) બુલાવાશે તો તે કહેશે આ મારા પરવરદિગાર હું હાજર છું તારી ખીજમતમાં તથા તારી તાબેદારીમાં. ફરી તે કહેશે શું તેં તારી ઉમ્મતને કેણ પુગાવી? (એટલે અજાબથી તેઓને ડરાવ્યા.) નૂહ કહેશે કે હા, ફરી તેની ઉમ્મતને કહેવાશે શું તમને તેણે પુગાવી છે? તો તેઓ કહેશે અમારી પાસે કોઇ ડરાવનાર આવ્યો નથી. ફરી અલ્લાહ (નૂહને) કહેશે તારો કોણ સાક્ષી છે? તો તે કહેશે કે મોહમ્મદ તથા તેની ઉમ્મત. ફરી તમો સાક્ષી આપશો કે તેણે પોહોંચવી છે. આજ મતલબ છે તેના કહેવાની "અને એવીજ રીતે અમે તમને દરમિયાની (એટલે શ્રેષ્ઠ) ઉમ્મત બનાવી કે જેથી તમો લોકો પર સાક્ષી આપનાર થાઓ અને હજરત તમારા પર સાક્ષી થાએ."*

* કેટલાક કહે છે કે રસૂલુલ્લાહ જ્યારે શાહાદત આપનાર (સાક્ષી) પોતાની ઉમ્મતના થયા તો જરૂર તેમના હાલને જાણનાર થયા. તેનો જવાબ કે ભાયો તમો જો એજ આયતને ઊંડા ઉતરી જોશો તો એનો જવાબ એજ આયતથી મળશે. એ આયતમાં ઉમ્મત વિષે પણ કહેવાયું છે કે તમો લોકો ઉપર સાક્ષી થશો. તો તમારા માનવા પ્રમાણે એમ થવું જોઇએ કે નૂહ મૂસા ઇસા વગેરેની જે ઉમ્મતો તે પેગમ્બરોના વખતમાં હતી તે દરેકનો હાલ આ ઉમ્મત જાણનાર થવી જોઇએ પણ એ તો કોઇનું માનેલું નથી. તો એ શાહેદી માત્ર આજ વાતની છે કે નૂહ વગેરે પેગમ્બરોએ પોતાની ઉમ્મતને પેગમ્બરી પોહોંચવી હતી અને એ કુરઆનથી તેઓએ જાણ્યું એથી એઓ ગેબ જાણનાર નથી તેવીજ રીતે હજરતના સહાબા કુરઆનને સારી રીતે જાણનાર હતા તેઓની એ સાક્ષી ઉપર હજરતની સાક્ષી થશે. એમાં ગેબ કયા છે. કેયામતમાં કેટલાક માણસોને આપ સારા જાણશે અને તેઓ તેવા નહીં હશે અને હજરતને કહેવામાં આવશે કે તારી પછી એઓએ શું કર્યું તેની તને ખબર નથી. અને હજરત જવાબમાં કહેશે જ્યાં સુધી હું તેમાં રહ્યો ત્યાં સુધી તેઓથી ખબરદાર હતો. બોખારી કિતાબુલ અંબીયા

**ફાયદો** આ હદીસમાં તથા આ આયતમાં ઉમ્મતે મોહમ્મદીની ફજીલત સર્વ ઉમ્મતો ઉપર સારી રીતે સિધ્ધ થઇ. કારણ કે ગવાહીની લીયાકત દરેક શખ્સને હોતી નથી, સાક્ષી થવા માટે પ્રમાણિકપણું અને સાચા થવું શરત છે. એક રિવાયતમાં છે કે નૂહની ઉમ્મત કહેશે અમારા વખતમાં ઉમ્મતે મોહમ્મદી કયાં હતી વગર જોએ તેઓની શાહેદી કેમ કરીને સનદ થાય? તો ઉમ્મતે મોહમ્મદી ઉત્તર આપશે કે અગર જો અમો તમારા વખતમાં નહોતા પણ અમને આ હાલ કુરઆનથી જણાયો છે. ખોદાના કલામથી વધુ કોઇના કલામનો આધાર નથી.

૧૬૫૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેકની દોઆ કબૂલ થાય છે જ્યાં સુધી તે આવી રીતે જલદી કરે નહીં, કે મેં મારા પરવરદિગારથી દોઆ કરી પણ તેણે કબૂલ કરી નહીં.

**ફાયદો** દોઆમાં આવી રીતે જલદી કરવી તે એવી બેઅદબી છે કે તેનું પરિણામ અભાગ્ય રહેલું છે. માણસને ખોદાના કારખાનાનો ભેદ શી ખબર કે જલદી કરે છે? ખોદાજ સારી રીતે જાણે છે કે દોઆ નહીં કબૂલ થવામાં શી હિકમત છે. બીજી હદીસમાં છે કે મુસલમાનની દોઆ ના મકબૂલ થતી નથી, કાંતો તેની અસર દુન્યામાં પ્રગટ થાય છે કાંતો આખેરતમાં. ઘણી ચીજોની આશા માણસ દુન્યામાં કરે છે અને જુઓ તો તે તેને માટે બેહતર નથી માટે અલ્લાહ તેના બદલામાં આખેરતમાં સવાબ આપશે. કારણ કે કરીમ પોતાના દરવાજાથી કોઇ ને મહરૂમ (અભાગ્ય) ફેરવતો નથી.

૧૬૫૧ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દેણુ સિવાય શહીદના દરેક ગુનાહની બખશીશ થાય છે.

**ફાયદો** એટલે કરજ વિષેની પકડ શહીદથી પણ બાકી રહે છે. આ હદીસમાં ઇશારો છે કે કરજ અદા કરવામાં સુસ્તી કરે નહીં. ઓલમાઓએ કહ્યું છે કે કરજથી મતલબ બંદાઓના સઘળા હક છે. એટલે શહીદથી ખોદાના સર્વ ગુનાહ માફ થાય છે પણ બંદાના ગુનાહોની પકડ રહે છે.

૧૬૫૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જંનતવાળાઓ માટે કહેવાશે, ઓ જંનતવાળાઓ હમેશ રહેવું છે મોત નથી. અને દોઝખવાળાઓને કહેવાશે ઓ દોઝખવાળાઓ હમેશ રહેવું છે મોત નથી.

**ફાયદો** આથી જણાયું કે જંનત તથા દોઝખનો નાશ નથી.

---

તથા કિતાબુત તફસીર. તથા તફસીર દુર્રે મનસૂર. તફસીરે અઝીઝીથી એ આયતની તફસીર લાવી લોકોને ધોકો આપનારે આ મજમુનને વિચારવાનું છે. વળી તફસીરે અઝીઝીની સૂરા મોઝઝમ્મેલની તફસીરમાં "વ તબત્તલ એલૈહે તબતીલા"ની તફસીરમાં ખુલ્લું કહેવાયું છે કે કોઇ પણ શખ્સની તમામ હાલતોનો એહાતો કરનાર [ઘેરનાર] ખોદા સિવાય કોઇ નથી. ગુ. મો.



# અધ્યાય નવમો

આ અધ્યાયમાં પાંચ ફસલો છે.

## ફસલ પેહેલી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **ફેઅલે માઝી** છે.

૧૬૫૨ બોખારીમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી પાસે આજ રાત્રે અલ્લાહ તરફથી એક આવનાર આવ્યો. ને કહ્યું તું આ મુબારક નાલામાં નમાઝ પઢ અને કહે ઉમરો હજ્જમાં દાખલ થયો.

**ફાયદો** નવમી સાલે હજરત (સલ) મદીનાથી હજ્જ માટે ચાલ્યા. જ્યારે તે નાલે પોહોંચ્યા કે જેનું નામ વાદીએ અકીક છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હજ્જ તથા ઉમરો એક એહરામથી અદા કર.† એને કેરાન કહે છે. આ હદીસ ઇમામ આઝમ (રહ) ની દલીલ છે કે કેરાન અફજલ છે ફકત હજ્જ (ઇફરાદ) થી તથા તમ-તોથી. તમ-તો આ કે ઉમરો કરીને એહરામ ઉતારે ફરી હજ્જની મોસમમાં બીજું એહરામ બાંધીને હજ્જ અદા કરે.

૧૬૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી પાસે જીબરઇલ આવ્યો ને મને બિશારત આપી કે તારી ઉમ્મતથી જે કોઇ એવી હાલતમાં મરશે કે તે ખોદાની સાથે શિર્ક કરતો નહોતો તો તે જંનતમાં દાખલ થશે. અબુ જર્ર કહે છે કે મેં કહ્યું અગર જો તેણે ઝીના કરી હશે અને ચોરી કરી હશે તોએ? હજરતે (સલ) ફરમાવ્યું કે અગર જો ઝીના કરી હશે અને ચોરી કરી હશે તોએ.

**ફાયદો** એટલે ઇમાન આખર જંનતમાં લઇ જશે અગર જો ગુનાહોને લીધે સઝા ભોગવે અથવા વગર સઝાએ માફી થાય.

૧૬૫૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આદમ તથા મૂસાએ (અલે) બાહસ કરી તો મૂસાએ કહ્યું ઓ આદમ તું અમારો બાપ છે તેં અમને અભાગ્યા કર્યા અને જંનતથી કાઢયા (એટલે જો તું ધર્ગ નહીં ખાતે તો તું અને તારી ઓલાદ જંનતથી કઢાતે નહી). ત્યારે આદમે કહ્યું તું મૂસા છે અલ્લાહે તને પોતાના કલામથી બરગુઝીદા કર્યો અને તારે માટે તૌરાતને પોતાને હાથે લખી. તો શું જે વાતને અલ્લાહે મારે માટે મારા ઉત્પન્ન થવા પેહેલાં ચાલીસ વર્ષથી ઠેરવી રાખી હોય તેના વિષે મને તું ઠપકો આપે છે? તો આદમે મૂસા પર જીત મેળવી.

**ફાયદો** પૂરી રિવાયત મસાબીહમાં આવી રીતે છે કે આદમ તથા મૂસાએ પોતાના પરવરદિગારની પાસે વાતચીત કરી તો આદમે મૂસા પર જીત મેળવી. મૂસાએ કહ્યું તું આદમ છે. તને ખોદાએ પોતાના કુદરતના હાથથી બનાવ્યો અને પોતાની રૂહ તારમાં ફુંકી હતી. ફરી ફિરસ્તાઓથી તને સિજદો કરાવ્યો અને તને પોતાની જંનતમાં રાખ્યો ફરી તેં પોતાના ગુનાહ-

† આથી જણાયું કે હજરતે [સલ] હજ્જે કેરાન કરેલી. હજરતે હજ્જે કેરાન કરેલી એ વિષે ઘણી દલીલો છે તે સર્વનો સંગ્રહ ઝાદુલ મઆદમાં છે. ગુ. મો.

થી લોકોને જમીન ઉપર નાખ્યા. તો આદમે કહ્યું તુંજ મૂસા છે તને ખોદાએ પોતાની પેગમ્બરી તથા પોતાના કલામથી માનવંત કર્યો, અને તને તૌરાત આપી જેમાં દરેક ચીજનું વિસ્તારથી બયાન છે. અને તને વાત કરવા (મોનાજાત) માટે પાસે કર્યો. તો બતાવ તો ખોદાએ તૌરાતને કેટલાં વર્ષ આગળ મારા પેદા કરવાથી લખી હતી? મૂસાએ કહ્યું ચાલીસ વર્ષ. આદમે કહ્યું શું તેં (તેનાં) આ મતલબ પણ જોઇ કે આદમે નાફરમાની કરી? મૂસાએ કહ્યું હા, આદમે કહ્યું તો તું શા માટે મને ઠપકો આપે છે તે કામના કરવામાં કે જે મારી તકદીરમાં મારી પેદાએશથી ચાલીસ વર્ષ પેહેલાં ઠરી ચુકયું છે?* હજરત (સલ) ફરમાવે છે કે આદમે મૂસા પર જીત મેળવી. આ વાત ચીત મૂસા (અલે) ની વફાત બાદ આલમે અરવાહમાં થઇ. અને જ્યાં સુધી હજરત આદમ (અલે) આ દુન્યામાં જીવતા રહ્યા કસૂરને પોતાની તરફ લગાડતા રહ્યા. આ હદીસથી આ સિધ્ધ થતું નથી કે માણુસ પોતાના ગુનાહને તકદીર તરફ ફેરવા કરે, પોતાને બિન કસૂર સમજે. કારણુ કે આલમે અજસામ ને આલમે અરવાહ સાથે તોલ કરવું દુરૂસ્ત નથી. શૈતાને પોતાના ગુનાહને આ જહાનમાં તકદીર તરફ લગાડયો અને પોતાને બેકસૂર જાણ્યો જેથી તે શ્રાપીત તથા મરદૂદ થયો. અને હજરત આદમે (અલે) કસૂરને પોતાની તરફ લગાડી જેથી તેવણુ મકબૂલ તથા મહબૂબ થયા. માણુસાઈ તથા સેવક પણુ અદબનું નામ છે અને બેઅદબી શૈતાની કામ છે.

## શેઅર.

બંદગી ન ઓવદ બજુઝ ઇન્જો અદબ
બે અદબ મહરૂમ શુદ અઝ ફજલે રબ્બ ‡

૧૬૫૬ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમે આ ઘણું સારૂં કર્યું અને ઘણું ઠીક કર્યું માટે તમો કર્યા કરો." જ્યારે અબ્દુલ મુત્તલિબ પુત્રોએ હજરતને ઝમઝમ ઉપર ખજૂર ઘોલીને (નબીજનું) પાણી પાયું ત્યારે હજરતે (સલ) તેઓને આ ફરમાવ્યું.

**ફાયદો.** અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) હજ્જતુલ વિદાઅમાં ઝમઝમ પાસે ઊંટ ઉપર સ્વાર થઈને આવ્યા. અને હજરત (સલ)ની પાછળ ઓસામા બીન ઝૈદ (રદી) સ્વાર હતા. હજરતે અમારેથી પાણી માંગ્યું અમે હજરતને ખજૂરનું ભીગવેલું પાણી પાયું. હજરતે (સલ) પોતે પીધું અને બચેલું ઓસામાને આપ્યું. ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી.† આથી જણાયું કે નેક કામની તારીફ કરવી અને તે વિષે ઉત્તેજન (તરગીબ) આપવું મુસ્તહબ છે.

૧૬૫૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇબરાહીમ નબી (અલે) એ કદૂમમાં સુનતા (ખતના) કરી.

**ફાયદો.** કદૂમ શામના મુલકમાં એક જગ્યાનું નામ છે. અને આ જે પ્રખ્યાત છે કે હજરત ઇબરાહીમે (અલે) પોતાની ખતના વાંસલાથી કરી તે ગલત છે. કદૂમથી મતલબ વાંસલો નથી પણ એક જગ્યા છે. રિવાયત છે કે હજરત ઇબરાહીમે નવાણું વર્ષની ઉમરમાં પોતાની ખતના કરી અને આ સુંનત પ્રથમ તેમનાથીજ ચાલુ થઇ. તૌરાતની ઉત્પત્તી અધ્યાય ૧૭માં લખાયું છે કે ખોદાએ ઇબરાહીમ (અલે) ને ફરમાવ્યું કે મારા અહદને કેયામત સુધી તું યાદ રાખ અને તારી નસલ (વંશ) યાદ રાખે. એટલે દરેક પુરૂષની ખતના થયા કરે એજ મા-

---

* આદમે મૂસા (અલે) ના ઠપકાનો નકાર કર્યો કારણુ કે એ ભૂલ ચૂકના માફ થવા પછી હતો. અને માફ થયા પછી ઠપકો આપવો ઠીક નથી. વળી ગુનાહ ઉપર ઠપકો આપવાનો દુન્યામાં આ લાભ થાય છે કે માણુસ ગુનોહ કરતો અટકે પણ બીજા જહાનમાં લાભ કારક નથી. ગુ. મો.

‡ અર્થ—સેવક પણુ તે આજીઝ થવું તથા અદબજ છે. અને બેઅદબ પરવરદિગારના ફજલથી મહરૂમ થાય છે. ગુ. મો.

† આ હદીસ સારા કામ કરનારને શાબાશી આપવી કે માનપત્ર આપવું દુરૂસ્ત જણાવે છે. પણ તે હદ બહાર નહીં હોવા જોઇએ. ગુ. મો.

રા અહદની નિશાની છે. તમારા દેહમાં હમેશનો સર્વ કાલનો અહદ. જે સુનતા નહીં કરશે તે ઇબરાહીમના લોકમાંથી જુદો થયો. તેણે ખોદાનો અહદ તોડયો" અલ હમ્દો લિલ્લાહ ઇસ્લામવાળા એ કરાર પર કાએમ છે. અને ખ્રીસ્તીઓએ ખતના કરવી તદન છોડી દીધી. અને જુઓ તો તેઓ તૌરાતને સત્ય જાણે છે, અને મનસૂખ થવાને માનતા નથી. જેમકે માથાની ઇનજીલમાં ઇસા (અલે) સાફ રીતે ફરમાવે છે કે હું તૌરાતના હુકમને મનસૂખ કરવા આવ્યો નથી. એટલુંજ નહીં પણ પોતે હજરત ઇસા (અલે) ની પણ ખતના થઇ હતી. તો તૌરાતના હુકમ પ્રમાણે ખુલ્લી રીતે સિદ્ધ થયું કે ખ્રિસ્તીઓ ઇબરાહીમ (અલે) ના લોકોથી બાહાર છે. તેઓએ ખોદાના દાએમી (હમેશના) કરારને તોડયો.‡

૧૬૫૮ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઝણ્ડાને ઝૈદે લીધો અને તે શહીદ થયો ફરી તેને જાફરે લીધો અને તે શહીદ થયો. ફરી તેને અબ્દુલ્લાહ બીન રવાહાએ લીધો અને તે શહીદ થયો. ફરી તેને ખાલિદ બીન વલીદે વગર સરદારીએ લીધો ફરી તેને હાથે ફતેહ થઇ.

**ફાયદો** હજરતે (સલ) જંગે મુતામાં લશકર મોકલ્યું તેના ત્રણ સરદાર નિમ્યા અને ફરમાવ્યું કે જો ઝૈદ શહીદ થાય તો જાફર તૈયાર સરદાર છે. અને જાફર પણ શહીદ થાય તો અબ્દુલ્લાહ બીન રવાહા સરદાર છે. ફરી જ્યારે જંગ થયો તો ત્રણે સરદાર શહીદ થયા. ફરી સહાબાએ સલાહ મશવરો કરીને ખાલિદ બીન વલીદને પોતાનો સરદાર બનાવ્યો તો ફતેહ થઇ. હજરત (સલ) ને તેજ દિવસે વહીને માર્ગે ખબર થઇ. લોકોને મદીનામાં ફરમાવ્યું ફરી તેજ માફક ખબર પણ આવી. અને આ જે ફરમાવ્યું કે ખાલિદે વગર સરદારીએ ફતેહ કરી એટલે હજરતે (સલે) તેમને સરદાર બનાવ્યા નહોતા પણ સહાબાએ તેમને બનાવ્યા હતા. આથી જણાયું કે સહાબાનું એકમતે થવું (ઇજમા) એ દલીલ છે. સિદ્દીકે અકબર (રદી) ની ખિલાફત પણ સહાબાના ઇજમાથી થઇ તો બેશક દુરસ્ત થઇ.

૧૬૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક બંદાએ ગુનોહ કર્યો ફરી કહ્યું ઓ મારા અલ્લાહ તું મારા પાપને માફ કર. તો અલ્લાહ તઆલા કહે છે મારા બંદાએ ગુનોહ કર્યો તે જાણે છે કે તેનો પરવરદિગાર છે જે ગુનાહને માફ કરે છે અને ગુનાહને પકડે છે. ફરી તે બંદાએ બીજીવાર ગુનોહ કર્યો ને કહ્યું ઓ મારા પરવરદિગાર તું મારા પાપને માફ કર. ફરી અલ્લાહ તઆલાએ કહ્યું મારા બંદાએ ગુનોહ કર્યો તે જાણે છે કે તેનો પરવરદિગાર છે જે ગુનાહને માફ કરે છે અને તે પર પકડ કરે છે. ફરી તેણે તોબાને તોડી ને ગુનોહ કર્યો. ફરી કહ્યું ઓ મારા પરવરદિગાર મારા ગુનાહને બખશ. ફરી અલ્લાહ તઆલા કહે છે મારા બંદાએ ગુનોહ કર્યો તેણે જાણ્યું છે કે તેનો પરવરદિગાર છે જે ગુનાહને માફ કરે છે અને ગુનાહ પર પકડ કરે છે. તું જે ચાહે તે કર મેં તારે માટે બખશીશ કરી છે" આ હદીસનો એક રાવી અબ્દુલ આલા કહે છે કે હું જાણતો નથી કે "તું જે ચાહે તે કર" એ ત્રીજીવાર કહ્યું છે અથવા ચોથી વાર.

**ફાયદો** એટલે જેટલી વાર માણસ ગુનોહ કરી તોબા કરે છે તેની તોબા કબૂલ થાય છે. આદમીની કસૂર જો કરીએ તો તે બે ત્રણ વારમાં તંગ થાય છે. અયાં અલ્લાહની કરીમી છે અયાં તંગી કેવી?

### નઝમ.

બાઝ આ બાઝ આ હરઆંચે હસ્તિ બાઝ આ.
ગર કાફિરો ગિન્દો બુત પરસ્તી બાઝ આ.
ઈં દરગહે મા દરગહે નો મેદી નેસ્ત.
સદ બાર અગર તોબા શિકસ્તી બાઝ આ.*

‡ એ વિષે તોહફતુલ હિન્દ ગુજરાતી પુષ્ટ ૨૪૯ માં વિસ્તારથી લખાયલું છે. ગુ. મો.

* અર્થ—પાછો ફર પાછો આવ જેવો તું હોય પાછો આવ. જો કાફિર કે હિન્દુ કે દારૂડયા હોય તોએ પાછો ફર (તોબા કર) આ મારો દરબાર નિરાશીનો દરબાર નથી. સો વાર જો તોબા તોડી હોય તોએ પાછો ફર ને તોબા કર. ગુ. મો.

પણ શરત આ છે કે તોબા કરતી વેળા પશ્ચાત્તાપ (પસ્તાવો) હોય અને તે ગુનાહના કરવાનો ઇરાદો ન હોય. પણ જો તે ગુનાહના કરવાનો ઇરાદો દિલમાં હોય તો માત્ર જબાનથી પશ્ચાત્તાપ (તોબા) કરવો મસખરી સરખું છે. અને આ જે ફરમાવ્યું કે "તું જે ચાહે તે કર" એટલે જે ગુનાહ પછી તોબા પણ હોય તો એવો ગુનાહ મારીને રોકતો નથી. એની આ મતલબ નથી કે તોબા કર્યા પછી માણસ છૂટો થાય છે, જીવ જે ચાહે તે કરે.

૧૬૬૦ મુસલિમમાં અમર બીન અબસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાએ મને સગાંઓ સાથે ભલાઇ કરવા બુતોને તોડવા અને અમે અલ્લાહને એક જાણીએ તેની સાથે કોઇને ભેળીએ નહીં એ માટે મોકલ્યો છે" હજરત (સલ) ને અમર બીન અબસાએ પૂછ્યું કે અલ્લાહે તમને શા કામ માટે મોકલ્યા છે. ત્યારે હજરતે (સલ) આ તેને ફરમાવ્યું.

**ફાયદો** શરૂ ઇસ્લામમાં જ્યારે ઇસ્લામ ઘણું નિર્બળ હતું ત્યારે આ શખ્સ એટલે અમર બીન અબસા મક્કામાં આવ્યો. હજરત (સલ) ને તેણે પૂછ્યું કે તમો કોણ છો? હજરતે (સલ) ફરમાવ્યું કે પેગમ્બર છું. તેણે પૂછ્યું પેગમ્બર તે શું? હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાએ મને મોકલ્યો છે! તેણે કહ્યું શા માટે મોકલ્યા છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી તેણે કહ્યું કોણુ કોણુ તમારી સાથે થયા છે? હજરતે (સલ) ફરમાવ્યું કે એક આઝાદ અને એક ગુલામ. એટલે અબુ બકર સિદ્દીક તથા બિલાલ. ફરી તેણે કહ્યું હું તમારી સાથ થાઊં છું. હજરતે (સલ) ફરમાવ્યું કે હમણા તું મારી સાથે રહી શકતો નથી. મારા નિર્બળ પણાને તથા કાફરોના ગલબાને તું જોતો નથી? હમણા તું પોતાને ઘેર પાછો જા. જ્યારે તું અમારી ફતેહ સાંભળે ત્યારે આવજે.

૧૬૬૧ બોખારી તથા મુસલિમમાં હકીમ બીન હેઝામ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે નેકી તારેથી પ્રથમ થઇ હતી તે પર તું ઇસ્લામ લાવ્યો છે" આ હજરતે હકીમ બીન હેઝામને કહ્યું.

**ફાયદો** હકીમ બીન હેઝામ (રદી) થી રિવાયત છે કે મેં મુસલમાન થતી વેળા અરજ કરી કે ઓ રસૂલુલ્લાહ કુફરની હાલતમાં જે મેં નેકીયો કરી છે જેવી રીતે સગાંઓ સાથે ભલાઇ, ગુલામ આઝાદ કરવો તો તેનો પણ સવાબ મને મળશે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઇસ્લામની બરકતથી આગળી નેકીયોનો સવાબ નિરર્થક જશે નહીં.

૧૬૬૨ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું મારા દિલડોલને અને મારા સ્વભાવને મળતો છે" આ હજરતે જાફર બીન અબુ તાલિબને ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જાફર તૈયારની મોટી ફઝીલત સિધ્ધ થઇ. હજરત [સલ] ના જાહેર બાતેન સાથે મલતા થવું ઘણો ઉમદા કમાલ છે.

૧૬૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] પોતાના ચાર દાં.. તરફ ઇશારો કરીને ફરમાવ્યું જે કોમે આ કર્યું તે ઉપર અલ્લાહનો ગજબ સખ્ત થયો છે. જે શખ્સને રસૂલુલ્લાહે અલ્લાહના માર્ગમાં કતલ કર્યો તે પર અલ્લાહનો ગજબ સખ્ત થયો છે.

**ફાયદો** જંગે ઓહોદમાં કાફરોએ પત્થર માર્યા હજરત (સલ) ના દાંત શહીદ થયા અને મુખ મુબારક સોરાઇ ગયું. અને ઓઠ ઉપર જખમ થયો. અલી મુરતજા પાણીથી હજરત (સલ) નું ખૂન ધોતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. તેજ લડાઇમાં હજરતે (સલ) ઓબૈ બીન ખલફને બરછીથી જખમી કર્યો તો તે મલઊન તેજ જખમથી મક્કામાં જઇને મર્યો.

૧૬૬૪ બોખારી તથા [illegible]લિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુરૂષે એક પુરૂષથી તેની સ્થાવર મિલકત ખરીદી. ફરી સ્થાવર ખરીદનારને તેમાંથી એક ઘડો મળ્યો જેમાં સોનું હતું. તો જેણે સ્થાવર મિલકત ખરીદી તેણે તેને કહ્યું તું તારૂં સોનું મારાથી લે મેં તો તારેથી જમીન ખરીદી છે

કાંઇ સોનું ખરીદયું નથી. ત્યારે વેચનારે જમીન ખરીદનારને કહ્યું મેં તો તને જમીન તથા જે તેમાં છે તે વેચ્યા છે. ફરી તે બંનેએ એક પુરૂષને હુકમ (લવાદ) નિમ્યો. તો તે લવાદે કહ્યું શું તમારી ઓલાદ છે? તો તેમાંના એકે કહ્યું કે મારે છોકરો છે અને બીજાએ કહ્યું મારે છોકરી છે. તેણે કહ્યું તે છોકરાના તે છોકરીથી નિકાહ કરો. અને તે બંને પર તમો તેથી ખરચ કરો અને સદકો કરો.

**ફાયદો.** આ હદીસમાં સારી નૈયત તથા દિયાનતદારીનું બયાન છે. હાકેમે જ્યારે તેઓની સારી નૈયત જોઇ તો તેઓમાં સગાઇ કરવી યોગ્ય જાણી, અને તે માલ વાપરવાનો કેવો ઉમદા માર્ગ કાઢયો!

૧૬૬૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેટલાકમાં તેં ઠીક કહ્યું અને કેટલાકમાં તેં ભૂલ કરી છે" હજરતે આ અબુ બકર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો.** એક શખ્સ હજરત (સલ) પાસે આવ્યો તેણે કહ્યું એ રસૂલુલ્લાહ મેં ખ્વાબમાં જોયું કે વાદળીથી ઘી તથા મધ ટપકે છે અને લોક તેને પોતાના ખોબામાં ભરે છે. કોઇ વધારે લે છે અને કોઇ થોડું. અને મેં આસમાનથી એક રસી લટકેલી જોઇ. હજરત (સલ) તેને પકડીને ચઢી ગયા. ફરી હજરત પછી બીજો એક પુરૂષ તેને પકડીને ચઢી ગયો. ફરી બીજો પુરૂષ ચઢી ગયો. ફરી બીજા એક પુરૂષે તેને પકડી તો રસી તુટી ગઇ. ફરી તે સાંધાઇ તો તે પણ ચઢી ગયો. સિદ્દીકે અકબરે (રદી) કહ્યું મારા મા બાપ હજરત (સલ) પર કુરબાન! જો હુકમ હોય તો હું એ સ્વપ્નાની મતલબ બયાન કરૂં. હજરતે (સલ) ફરમાવ્યું કે તુંજ એની મતલબ બયાન કર. સિદ્દીકે અકબરે (રદી) કહ્યું. તે વાદળી તો ઇસ્લામની વાદળી છે. અને ઘી તથા મધ જે ટપકે છે તે કુરઆન તથા તેની મીઠાશ છે. અને જેઓ ખોબામાં ભરે છે તેઓ કુરઆન પઢનાર છે. કોઇને ઘણું કુરઆન યાદ છે અને કોઇને થોડું. અને જે રસી આસમાનથી લટકતી હતી તે સત્યદીન છે જે પર તમો છો તો ખોદા તેને આધારે પોતાની તરફ ચઢાવશે. ફરી આપના પછી આપનો ખલીફો તેવીજ તરેહ ચઢશે ફરી બીજો ખલીફો ચઢશે ફરી ત્રીજો ખલીફો ચઢવા ચાહશે તો કંઇક અડચણ પડશે. આખર તે અડચણ મટી જશે અને તે પણ ચઢશે. હવે એ હજરત (સલ) આપ ફરમાવો મેં ઠીક મતલબ કહી અથવા ભૂલ કરી? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી.

**ફાયદો.** કેટલાક ઓલમાએ કહ્યું છે કે મતલબ જો કે સર્વ ઠીક હતી પણ ચૂક આ થઇ કે હજરતથી મતલબ બયાન કરવાનો હુકમ માંગ્યો. જો સિદ્દીકે અકબર સબર કરતે અને હજરત પોતે બયાન કરતે તો ઠીક થાત. અને કોઈ આલિમ આવી રીતે કહે છે કે કોઇક ઇબારતની મતલબ બયાન કરવામાં ચૂક થઇ છે. મધની મતલબ કુરઆન એ તો ઠીક પણ ઘીની મતલબ હદીસ કહેવું જોઇતું હતું. વલ્લાહો આલમ.

૧૬૬૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે અમારાથી પ્રથમ હતા તેઓને અલ્લાહે જુમઆથી ભટકેલા રાખ્યા. યહુદીઓ માટે સનીવાર હતો અને નસારા માટે રવીવાર હતો. ફરી અલ્લાહ અમને લાવ્યો અને જુમઆના દિવસની અમને હિદાયત આપી. તો અલ્લાહે જુમઆ સનીવાર અને રવીવાર બનાવ્યા.(એટલે સની તથા રવી પર જુમઆને આગળ કર્યો.) અને એવીજ રીતે કેયામતને દિવસે તેઓ અમારે તાબે થશે. અમો દુન્યામાં છેલ્લા છીએ પણ કેયામતમાં પેહેલા છીએ જેનો ફેસલો તેઓ માટે આગળથી થશે" અને એક રિવાયતમાં આવી રીતે છે. "તેઓનો ફેસલો મખલુકથી પ્રથમ થશે."

**ફાયદો.** માણસ માટે ખોદાની નજદીક જુમઆનો દિવસ તાજીમ કરવા તથા ઇબાદતને લાએક ઘણોજ મુનાસેબ હતો. કારણ કે હજરત આદમ (અલે) એજ દિવસે ઉત્પન્ન થયા, અને કેયામત પણ એજ દિવસે થશે. તો માણસથી આજ દિવસને સાથ વધુ મલતા પણું ઠર્યું. પણ યહુદ તથા નસારાની સમજમાં એ વાત નહીં આવી. યહુદે સનીવારને માન આપ્યું એવા ખ્યાલથી કે ખોદા એજ દિવસે ઉત્પન્ન કરવાથી પરાજો થયો. અને

નસારાએ શનીવારને માન આપ્યું એવા વિચારથી કે ઈસા (અલે) તેઓના માનવા પ્રમાણે સૂળી ચઢયા પછી કબરથી એજ દિવસે નીકળ્યા, અને આસમાન પર ગયા. હજરતે (સલ) ફરમાવ્યું કે જેવી રીતે અમારો દિવસ તેઓના દિવસ ઉપર દુન્યામાં આગળ છે તેવીજ તરેહ કેયામતમાં ઉમ્મતે મોહમ્મદી તેઓ કરતાં આગળ થશે. પ્રથમ એજ ઉમ્મત હિસાબ કિતાબથી ફરાગત થશે. એવીજ રીતે એને માફક માથી અધ્યાય વીશમામાં ઉમ્મતે મોહમ્મદીની સિફત મોજુદ છે કે પાછલી ઉમ્મત આગળ થશે અને આગળી ઉમ્મત પાછલી થશે *

૧૬૬૭ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે અને માત્ર મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સઅદ બીન મોઆજ (રદી) ની મોતને લીધે રહમાનનો અરશ જુન્બેશમા આવ્યો.

**ફાયદો** સઅદ બીન મોઆજ (રદી) મદીનાના સરદાર હતા. જંગે ઓહોદમાં શહીદ થયા. તેમની ફજીલતમાં હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અરશને જુન્બેશ સઅદ (રદી) ની રૂહને લીધે થઈ. કારણ કે કામેલોની રૂહો મોત પછી અરશને નીચે જઈને ઠરે છે.

૧૬૬૮ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તમો બંનેની રાતમાં બરકત આપો" આ દોઆ હજરતે અબુ તલહા તથા ઉમ્મે સોલૈમ (રદી) ને માટે કરી.

**ફાયદો** ઉમ્મે સોલૈમ અબુ તલહાની બીબીનું નામ હતું. અબુ તલહા (રદી) નો છોકરો મરી ગયો હતો અને અબુ તલહા ઘરમાં નહોતા. જ્યારે અબુ તલહા ઘરમાં આવ્યા તો ઉમ્મે સોલૈમે છોકરાના મરવાની ખબર કરી નહીં, અને અબૂ તલહાની આગળ ખાણું પીરસ્યું. તેવણે સારી રીતે જમ્યું પાણી પીધું ફરી સમ્ભોગ કર્યો. ફજર થતાં ઉમ્મે સોલૈમે કહ્યું ઓ અબુ તલહા જો એક કોમ બીજી કોમથી કોઇ ચીજ વાપરવા (આરીઅત) લાવે ફરી તે લોક જો પોતાની ચીજ માંગે તો તે આપે અથવા નહીં આપે? અબુ તલહા (રદી) એ કહ્યું કે પારકી ચીજ આપવામાં કંઇ બહાનું કરવું નજ જોઇએ. ત્યારે ઉમ્મે સોલૈમે (રદી) કહ્યું તમારો છોકરો મરી ગયો. સબર કરો કે સવાબ મળે. અબુ તલહાએ આ હકીકત હજરત (સલ) ને કહી ત્યારે હજરતે (સલ) તેમને માટે દોઆ કરી. એટલે ખોદા તમને ઓલાદ આપો. એક રિવાયતમાં આવ્યું છે કે તેજ રાત ઉમ્મે સોલૈમ (રદી) ને હમલ રહ્યો ફરી છોકરો થયો જેનું નામ હજરતે અબ્દુલ્લાહ રાખ્યું. હજરત (સલ) ને ઉમ્મે સોલૈમની મજબૂતી તથા એવા ગમમાં પતીને શુખ પોહોંચાવવું પસંદ આવ્યું.

૧૬૬૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દોઝખ અને બેહેસ્તે આપસમાં તકરાર કરી. ફરી દોઝખે કહ્યું મારામાં તકબ્બોરીવાળા તથા મગરૂરીવાળા દાખલ થશે. અને જંનતે કહ્યું કે મારામાં નિર્બળ તથા બાપડાં દાખલ થશે. તો અલ્લાહે દોઝખને કહ્યું તું મારો અજાબ છે. જેને ચાહું તેને તારાથી અજાબ કરૂં. અને જંનત માટે કહ્યું તું મારી રહમત છે જેને ચાહું તેને તારાથી રહમ કરૂં. અને તમો દરેકને માટે ભરતી છે.

**ફાયદો** દોઝખ અને જંનતમાં શ્રેષ્ઠાનો વાદવિવાદ થયો. દોઝખે પોતાને જંનતથી અફજલ જાણી. આ આધારે કે ખોદાના નાફરમાનોને તે સજા કરશે. અને જંનતે પોતાને શ્રેષ્ઠ જાણી આ પ્રમાણથી કે ખોદાના તાબેદાર તથા કહ્યાસર ને તે સવાબ તથા બદલો આપશે. અલ્લાહ તઆલાએ ચુકાદો આપ્યો કે તમો બંને બરાબર છો. દોઝખ અલ્લાહના કોપનો પ્રકાશ છે અને જંનત અલ્લાહની મેહેરનું જાહેર થવું છે.

૧૬૭૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારા હાથ માટીમાં રોળાઈ શું તું સાક્ષી આપે છે કે હું અલ્લાહનો રસૂલ છું?" આ હજરતે (સલ) ઇબને સૈયાદને કહ્યું.

**ફાયદો** એનો કિસ્સો આવી ગયો છે¶ કે

* એ પેશીન ગોઈનો વધુ ખોલાસો ઇજહારૂલ હક ભા. ૨. પૃષ્ઠ ૧૫૨માં જુઓ. ગુ. મો.

¶ જુઓ હદીસ નં. ૧૧૭૮. ગુ. મો.

ઇબને સૈયાદ મદીનાના યહુદીનો છોકરો હતો. જી-ન્નાતથી તેને કંઇક હાલ જણાતો હતો. જ્યારે હજરતે (સલ) તેને આ હદીસ ફરમાવી તો તેણે કહ્યું હા, હું જાણું છું કે તમો અરબના ર-સૂલ છો.

૧૬૭૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઉંધે મોં પડયો દીનારનો બંદો, દિરહમનો બંદો, અને કાળી ધારીદાર કામળનો બંદો, જો તેને અપાય તો ખુશી થાય, અને જો તેને નહીં અપાય તો નાખુશ થાય. તે ઉંધો પડયો અને ઉલટો થયો અને જ્યારે તેને કાંટો લાગે તે કાઢી શકે નહીં. અલ્લાહના માર્ગમાં પોતાના ઘોડાની રેન પકડનાર વીખરાયલાં વાળ વાળા બંને પગ ધૂળમાં રોલાઇલા સેવક માટે ખુશી થાઓ. જો તે ચોકીમાં રખાય તો ચોકી આપતો રહે. અને જો તે લશ્કરની પાછલ ચોકીમાં રખાય તો ત્યાં રહે. જો તે છુટી માંગે તો તેને છુટી અપાઇ નહીં, અને જો તે કોઇની સિફારશ કરે તો સિફારશ કબૂલ થાય નહીં.

**ફાયદો** આ હદીસમાં લાલચીની ઘણી નિન્દા છે અને ગુમનામ ગાઝીની સમ્પૂર્ણ ફઝીલતનું બયાન છે. લોભીને દીનારનો બંદો દિરહમનો બંદો અને પોશાકનો બંદો એટલાં માટે ફરમાવ્યો કે લોભને લીધે તેનાથી દીનદારી તથા ખોદાની બંદગી થઇ શકતી નથી. રાત દિવસ તેની ઉમર દુન્યા કમાવામાં પૂરી થાય છે. તો ખરૂં જોતાં તે ખોદાનો બંદો નહીં રહ્યો દુન્યાનો બંદો થયો. અરબ લોક કાળી ધારીવાળી કામળને ઘણી પસંદ કરે છે માટે હજરતે (સલ) તેની જીકર કરી. પણ મતલબ એથી દરેક તરેહનો ઉમદા પોશાક છે. આ હદીસથી જણાયું કે દીનદારીની સાથે ગુમનામ થવું અને લોકોમાં બેકદરી એ ખોદાને ઘણું પસંદ છે.

૧૬૭૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સે અલ્લાહના માર્ગમાં જેહાદ કરી, તેના ઘરથી જેહાદ સિવાય તથા તેના કલેમાની તસદીક ([illegible]) સિવાય કોઇએ તેને કાઢીઓ નથી તે શખ્સ માટે અલ્લાહ જામીન છે કે તેને જંનતમાં દાખલ કરે અથવા સવાબ અને લુટ જે તેણે મેળવી તેની સાથે તેને ઘેર લાવે.

**ફાયદો** ચોખ્ખી નૈયતવાળા ગાઝીનો ખોદા જામીન છે જો તે શહીદ થયો તો જંનતમાં ગયો, અને જો તે જીવતો રહ્યો તો સવાબ તથા ગનીમતનો માલ લઇને પોતાને ઘેર આવ્યો. બંને રીતે તેનું ભલું છે.

૧૬૭૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મલકુલ મોત મૂસા (અલે) પાસે આવ્યો અને કહ્યું કે પોતાના પરવરદિગારનો હુકમ માન. (એટલે મોતને કબૂલ કર) તો મૂસાએ (અલે) મલકુલ મોતની આંખ પર તમાચો માર્યો જેથી તેની આંખ ફોડી. તો ફિરસ્તો અલ્લાહની પાસે પાછો ફર્યો ને કહ્યું ખચીત તેં મને તારા બંદા તરફ મોકલ્યો જે મોતને ચાહતો નથી અને જુઓ તો તેણે મારી આંખ ફોડી. તો અલ્લાહે તેની આંખ પાછી આપી ને કહ્યું કે મારા બંદા પાસે જા ને કહે જીન્દગી ચાહે છે? જો જીન્દગી ચાહતો હોય તો બળદની પીઠ પર હાથ રાખ ફરી તારો હાથ તેના જેટલાં વાળને ઢાંકશે ખચીત તું તેટલાં વર્ષ જીવશે. મૂસાએ (અલે) કહ્યું ફરી શું? ફિરસ્તાએ કહ્યું ફરી મોત છે. મૂસાએ (અલે) કહ્યું તો હમણાજ સહી. (ફરી આ દોઆ કરી) ઓ મારા પરવરદિગાર તું મને પવિત્ર જમીન (બૈતુલ મોકદસ) ની નજદીક કર. પથ્થર ફેકવા જેટલી દૂરીએ. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ જો હું તેની નજદીક હોત તો તમને તેની કબર બતાવત રસતાની બાજુએ લાલ ટેકરાની પાસે.

**ફાયદો** આ હદીસમાં બેદીન લોકો શંકા કરે છે કે ફિરસ્તાની આંખ ફોડવી માણસથી બની શકતી નથી. અને મલકુલ મોત તો ખોદાના હુકમ પ્રમાણે આવ્યો હતો મૂસાએ શા માટે માર્યો. તેનું કહ્યું શા માટે નહીં માન્યું. આથી જણાયું કે મૂસા (અલે) ને દુન્યાની જીન્દગી ઘણી પ્યારી હતી. તેનો જવાબ આ છે કે ફિરસ્તો માણસની સૂરત ઉપર આવ્યો હતો તો માણસાઇ સ્વભાવ તેના ઉપર જાહેર થવા જોઇએ તો આ રૂપમાં ફકતથી આંખનું ફૂટવું

કાંઇ આશ્ચર્ય નથી. અને હજરત મૂસાએ (અલે) મલકુલ મોતને ઓલખ્યો નહોતો. પણ કોઈ આદમી છે જે રૂહ કાઢવાનો જૂઠો દાવો કરે છે એમ જાણ્યું હતું. કારણ કે રૂહ કાઢવી ફિરસ્તા સિવાય માણસનું કામ નથી. માટે તેને પોતાની પાસેથી હડસેલ્યો તો ભોગજોગે (ઇન્તેફાકથી) તેની આંખ ઉપર હાથ પડયો આંખ ફૂટી ગઇ. અને આ ખોટી ધારના છે કે હજરત મૂસા (અલે) ને જીન્દગી ઘણી પ્યારી હતી. કારણ કે બીજી વાર ઉમર વધારવાનો ખોદાએ પેગામ મોકલ્યો. અને હજરત મૂસાએ (અલે) કબૂલ કર્યો નહીં.

૧૬૭૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે રહમતના સો ભાગ કર્યા. ફરી પોતાની પાસે નવાણું ભાગ રાખ્યા અને એક ભાગ જમીન ઉપર ઉતાર્યો. તો આજ ભાગને લીધે સર્વ મખલૂક આપસમાં મેહેર (કૃપા) રાખે છે. તે એટલાં સુધી કે ઢોર પોતાના બચ્ચાથી તેને લાગી જવાના ડરથી પોતાની લાત ખસેડે છે.*

**ફાયદો** આ હદીસથી જણાયું કે અલ્લાહની રહમત (મેહેર) લોકો ઉપર અગણીત છે. એજ માટે તે કાફેરોને જલદી પકડતો નથી અને આખેરતમાં અમારા હજરત (સલ) ની શફાઅતથી અમો ગુનેહગારોની બખશીશ થશે. એટલુંજ નહીં પણ હજરત (સલ) ને પણ જે પોતાની ઉમ્મત ઉપર અપાર કૃપા છે તે પણ ખરૂં જોતાં અરહમુર રાહેમીન [અલ્લાહ] ની રહમતનો અસર છે.

૧૬૭૫ બોખારીમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેને તું મલનાર છે તે પર કલમ સુકાયું છે" આ હદીસનું છેવટ આ છે "તો તું એ વાત માટે ખસ્સી થા અથવા છોડ. (એટલે ખસ્સી નહીં થા.)

**ફાયદો** અબુ હોરૈરા (રદી) એ કહ્યું કે ઓ હજરત હું જુવાન છું અને મોજર્રદ (વગર સ્ત્રીનો) છું. જો હુકમ હોય તો ખસ્સી થાઉં કે જેથી વ્યભિચાર તથા હરામથી બચું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જે તારી કિસમતમાં થનાર છે તેને તકદીરના કલમે લખ્યું છે. આ તારો વિચાર નિર્લાભ છે. તકદીર આગળ કંઇ તદબીર ચાલતી નથી.

૧૬૭૬ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહના નબીને તેં સંભાળ્યા તેને બદલે તે તને સંભાળે" જ્યારે અબુ કતાદાએ હજરત (સલ) ને લૈલતુત તારીસની સવારમાં ત્રીજી વાર ટેકો આપીને સંભાળ્યા ત્યારે હજરતે તેમને આ કહ્યું. †

**ફાયદો** હજરતે ખૈબર ફતેહ કરીને રાતના કુચ કરી. સવાર થતાં હજરત (સલ) ઉંપર ઊંઘનો ગલબો થયો. હજરત સ્વાર હતા. ઉંઘને લીધે ઝુકી ઝુકી જતા હતા. અને અબૂ કતાદા અનસારી હજરતને થોભાવી લેતા હતા. ત્રીજી વાર હજરત જાગ્યા જણાયું કે અબુ કતાદા થોભાવતા આવતા હતા. ત્યારે હજરતે (સલ) તેમને માટે આ દોઆ કરી.

૧૬૭૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે આદમને ઉત્પન્ન કર્યા. અને તેમનું કદ સાઠ હાથ હતું. ફરી અલ્લાહે કહ્યું, જા આ ફિરસ્તાઓને સલામ કર. ફરી સલામનો જે ઉત્તર તેઓ આપે તે સાંભળ. કારણ કે તેજ સલામ તથા જવાબ તારે માટે તથા તારી ઓલાદ માટે છે. ફરી આદમે (અલે) કહ્યું અસ્સલામો અલૈકુમ, તો તેઓએ કહ્યું અસ્સલામો અલૈક વ રહમતુલ્લાહ. અને તેઓએ (ઉત્તરમાં) વરહમતુલ્લાહનો શબ્દ વધાર્યો. અને જે કોઇ જંનતમાં જશે તે આદમની સૂરત ઉપર થશે (એટલે સાઠ હાથનો થશે) હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો અત્યાર સુધી હમેશ ઘટતા રહ્યા છે.‡

* આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૩૦૮ માં છે. ગુ. મો.

† આ હદીસથી જણાયું કે ભલાઇ કરનાર માટે દોઆ કરવી મુસ્તહબ છે. ગુ. મો.

‡ કેટલાક કિસ્સા બયાન કરનાર વાએઝો બયાન કરે છે કે ઓજ બીન એક એટલો ઊંચો હતો કે તે સૂર્યમાં માછલી ભુંજતો. તેની પીન્ડલીથી નીલ નંદીની પુલ થઇ. નૂહના તોફાનમાં તેને ઘુંટણ સુધી પાણી આવેલું. આ સર્વ વાતોમે આ હ-

**ફાયદો** હજરત આદમ (અલે) થી જેટલો વખત દૂર થતો ગયો માણસનું કદ પણ ઘટતું ગયું. જંનતમાં સર્વ બરાબર થશે. જો કે સાઠ હાથનું કદ આ વખતમાં દેખામણું લાગતું નથી. કેમકે અમારાં કદ નાનાં છે પણ જંનતમાં દીપશે. કારણ કે સર્વ બરાબર થશે. આ હદીસથી જણાયું કે અસ્સલામો અલૈક કહેવું અને જવાબમાં વ અલૈકસ્સલામ વ રહમતુલ્લાહ કહેવું હજરત આદમ (અલે) ની સુંનત છે. જે લોકો સલામ અલૈક છોડી બંદગી, મુજરા, આદાબ, અને કોરનશ કરે છે તેઓ ખરૂં જોતાં કપુત છે. તેઓએ પોતાના કદીમ ખાનદાનની રાહ છોડી. એટલુંજ નહીં પણ જેણે આદમનો તરીકો (વિધી) છોડયો તે માણસ નથી. *

૧૬૭૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે માટીને સનીવારે ઉત્પન્ન કરી અને રવીવારે તેમાં પર્વતો બનાવ્યા. અને સોમવારે ઝાડ પેદા કર્યાં. અને મંગલવારે દુઃખ મુસીબત પેદા કરી. અને બુધવારે નૂર પ્રકાશ કર્યું. અને ગુરૂવારે તેમાં જાનવર ફેલાવ્યાં. અને જુમઆને દિવસે અસર પછી આદમ (અલે) ને ઉત્પન્ન કર્યાં. છેલ્લી ઘડીમાં અસર અને રાતની વચ્ચે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે માણસ અશરફુલ મખલુકાત (ઉત્તમ પ્રાણી) છે. કારણ કે સર્વ ઉત્પન્ન પછી માણસ ઉત્પન્ન થયું. અને દસ્તૂર છે કે પ્રથમ તમ્બુ બીછાણા નોકર ચાકર હાજર થાય છે પાછલથી બાદશાહની સ્વારી આવે છે. અને જુમઆની પાછલી ઘડી જેમાં હજરત આદમ (અલે) પેદા થયા એ ખોદાને એવી પ્યારી છે કે તે વખત જે દોઆ કરો તે મકબૂલ થાય છે. જેમકે આ મજમુન બીજી હદીસોમાં સિદ્ધ છે.

૧૬૭૯ મુસલિમમાં અબ્બાસ બીન અબ્દુલ મોત્તલિબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ અલ્લાહના રબ્બ (પરવરદિગાર) થવા પર તથા ઇસ્લામના દીન થવા પર તથા મોહમ્મદના રસૂલ થવા પર રાજી થયો@ તેણે ઇમાનની મઝા (લેહેજત) ચાખી.

**ફાયદો** ખોદાની ખોદાઇ પર રાજી થવાની આ નિશાની છે કે તેની કજા કદર (તકદીર) પર રાજી રહે. દુઃખ મોસીબતમાં તેનો ગિલ્લો શિકવો નહીં કરે. અને દીન ઇસ્લામ પર રાજી થવાની આ નિશાની છે કે ઇસ્લામના હુકમો પર મજબૂત થાય. કુફરની રસમો પાસે ફટકે પણ નહીં. અને હજરત (સલ) ની પેગમ્બરી પર ખુશી થવાની પેહેચાન આ છે કે હજરતની સુંનત ઉપર ચાલે. અને બિદઅતથી દુશમનાઈ રાખે. અને જેને એ ખબર નથી તેને ઈમાનના મઝાની ખબર નથી.

૧૬૮૦ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રોઝો ખોલનાર (નહીં રાખનાર) આજે સવાબ લઈ ગયા.

**ફાયદો** મસાબીહમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતની સાથે અમો સફરમાં હતા.

---

દીસ રદ કરે છે. કારણ કે આદમ (અલે) ની ઓલાદ હમેશ આદમ [અલ] ના કદથી ઘટતી રહી છે. ગુા. મો.

* કર્ત્તા એ આ સાર "તેજ સલામ તથા જવાબ તારે માટે તથા તારી ઓલાદ માટે છે" ના શબ્દોથી કાઢયો છે. આ શબ્દોથી જણાય છે કે એ રસમ કેયામત સુધી ઠેરવી છે, કોઇ પેગમ્બરે એને મનસૂખ કરી નથી. આ વાંચી સૂરતના કેટલાક અભણ મૌલવીઓએ શરમાવું જોઈએ. તેઓ કહે છે કે આદાબ, બંદગી એ સુંનત વિરૂધ્ધ નથી તથા એ કહેવું દુરૂસ્ત છે. સલામને ઠેકાણે છે વગેરે અને એ હું સિધ્ધ કરીશ. તે આજ સુધી સિધ્ધ કર્યા કરે છે. એવા નામના મૌલવીઓથી અભણોને ઘણું નુકસાન થાય છે. અસ્સલામો અલેકુમ એ તો પેગમ્બરોની સુંનત થઇ આદાબ બંદગી એ કોની સુંનત છે ? અસ્સલો અલેકમાં તો ખોદાની જીકર છે તથા સુંનતની તાબેદારી છે માટે કેહેનારને સવાબ થાય છે, તેમ એમાં દોઆ છે જેથી સામેવાળાને લાભ થાય છે. પણ આદાબ બંદગીમાં તો એમાંનું કંઇ નથી. પણ જાહેલને એટલી બુદ્ધિ કયાં ? ગુા. મો.

@ હજરત મોહમ્મદ (સલ) ની રિસાલત પર રાજી થવું એમાં અલ્લાહના રબ્બ થવાની તથા ઈસ્લામના દીન થવાની રજામન્દી આવી જાય છે છતાં દરેકને જુદા જુદા બયાન કર્યાં જેમાં ઇશારો છે કે દરેકથી રાજી રહેવું અગત્યનું છે. અને ખોદાને છોડી પીર પેગમ્બરોથી પોતાની હાજત ચાહનાર ખોદાના રબ્બ પણાથી રાજી નથી. ગુા. મો.

તો કેટલાક સહાબા રોઝદાર હતા. અને કેટલાક બેરોઝા હતા. અને ગરમીની ૠતુ હતી. જયારે મંજલે પોહોંચ્યા તો રોજદાર લોકો પડી ગયા. અને વગર રોઝા વાળાઓએ તમ્બુ ઉભાં કર્યાં. અને ઊંટોને પાણી પાયું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ખીજમતનો સવાબ આજે માત્ર નહીં રોઝો રાખનારાઓને મળ્યો.

૧૬૮૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઈસા બીન મરયમે (અલ) એક પુરૂષને ચોરી કરતાં જોયો તેને કહ્યું તેં ચોરી કરી. તો તેણે કહ્યું કદી નહીં. તેની કસમ કે જેના સિવાય કોઇ પૂજય નથી (એટલે અલ્લાહની) તો ઈસાએ (અલે) કહ્યું હું અલ્લાહ પર ઈમાન લાવ્યો અને મારી આંખને મેં જૂઠવી.

**ફાયદો** એટલે ખરી વાત છે કે ઈમાનદાર ચોરી કરતો નથી મારી આંખે ભૂલ કરી છે. સુબ્હાન-લ્લાહ સારી ધારનાના અર્થ આજ છે. એક એવા લોક છે કે જેઓ વગર જુએ તોહમત લગાડે છે અને તુફાન મચાવે છે અને એક આ પાક લોક છે કે આંખથી જોઈને પણ ખોટી ધારના કરતા નથી. જ્યારે તેણે ખોદાની કસમ ખાઇ ચોરીનો નકાર કર્યો તો હજરત ઈસા (અલે) આ સમજ્યા હશે કે કદાપી આ માલમાં એનું કંઈ હક્ક હશે, અથવા તો એણે હાસી માટે લીધો હશે આખરે આ માલ માલિકને આપશે, અથવા કરજની નૈયતથી લીધો હશે કરજને અદા કરશે. મતલબ કે સારી ધારના કરવા માટે ઘણા કારણો બની શકે છે. એવીજ રીતે બુરી ધારના માટે પણ ઘણા કારણો બની શકે છે. મુસલમાનને આજ યોગ્ય છે કે સારી ધારના કરે ખોટી ધારનાથી બચે.

૧૬૮૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે માટીમાં રોળાઇ નાક, ફરી માટીમાં રોળાઈ નાક, ફરી માટીમાં રોળાઈ નાક તે શખ્સનું કે જેને મા બાપ બંને અથવા બેમાંનું એક મળ્યું હોય ને ફરી તે જંનતમાં નહીં જાય.

**ફાયદો** એટલે તે શખ્સ ઘણો બેનસીબ છે જે વૃદ્ધ મા બાપની ખીજમત કરી જંનત નહીં મેળવે. આ હદીસથી જણાયું કે મા બાપની ખીજમત કરવી જંનતનું સારૂં સાધન છે. અને તેમને તકલીફ પુગાવવી તથા ખીજમત નહીં કરવી દોઝખનું કારણ છે.

૧૬૮૩ બોખારીમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તારા લોભને વધારો. અને બીજી વાર તું નહીં કરતો." આ હજરતે (સલ) અબુ બકરા (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) રોકુમાં હતા. અબુ બકરાએ આવા ખ્યાલથી કે રોકુનો સવાબ જતો રહે નહી જલદીથી સફની પાછલ નૈયત કરીને રોકુમાં મળી ગયા. જયારે હજરત [સલ] ને આ હાલ જણાયો ત્યારે આ હદીસ ફરમાવી. એટલે ઇબાદતનો લોભ સારી વાત છે ખોદા વધારો કરે પણ ફરી એવી જલદી કરવી નહીં. કેમકે સફમાં મળી જવું અફજલ છે અને સફની પાછલ ઉભા રહેવું મકરૂહ છે. અને ઇમામ આજમ, ઇમામ શાફેઈ અને ઇમામ માલિક (રહ) નો આજ મજહબ છે કે સફની પાછલ નમાઝ પઢવી મકરૂહ છે. પણ નમાઝ બાતેલ થતી નથી. જો નમાઝ બાતેલ થતે તો હજરત (સલ) ફરી પઢવાનું ફરમાવતે.

૧૬૮૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમે એક શેહેરને સાંભળ્યું છે કે જેની એક તરફ ખુશકીમાં છે અને બીજી તરફ દરયામાં છે. સહાબાએ કહ્યું કે હા, ઓ રસૂલુલ્લાહ. (એટલે કુસટોન્ટોનીયા) હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી ઇસહાકની ઓલાદમાંના સિત્તેર હજાર તેના પર જંગ કરશે નહીં ત્યાં સુધી કેયામત થશે નહીં. ફરી જયારે તેઓ ત્યાં આવશે તો ઉતરશે. ફરી તેઓ હથિયારથી લડશે નહીં અને તીર મારશે નહીં. તેઓ કહેશે લાએલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર તો તેની એક બાજુ દરયા તરફની પડી જશે. ફરી તેઓ બીજી વાર લાએલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર કહેશે તો તેની બીજી તરફ પડી જશે. ફરી તેઓ ત્રીજીવાર કહેશે લાએલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર તો તેઓની માટે ખુલી જશે. ફરી તેઓ

તેમાં દાખલ થશે ને લૂટ ચલાવશે. તેઓ એવી હાલતમાં હશે કે ગનીમતનો માલ વેહેંચતા હશે કે એકાએક તેઓની પાસે પુકારનાર આવશે અને કહેશે કે દજ્જાલ નીકળ્યો છે. ફરી તેઓ દરેક ચીજને છોડશે અને પાછા ફરશે.

**ફાયદો** આ હદીસમાં કુસ્ટન્ટોનીયાના ફતેહની ખબર છે કે કેયામતની નજદીક ઇમામ મહદી (રદી) ના વખતમાં થશે. આ હદીસથી જણાયું કે વગર હથિયાર ચાલે માત્ર કલેમાની બરકતથી ફતેહ થશે. અને ત્રીજા અધ્યાયમાં હદીસ આવી છે કે હથિયાર પણ ત્યાં ચાલશે.* તો મતલબ આ છે કે પ્રથમ કંઇક હથિયાર ચાલશે પણ આખર કલેમાની બરકતથી ફતેહ થશે.

૧૬૮૫ બોખારી તથા મુસલિમમાં અલી [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વચલી નમાઝ એટલે અસરની નમાઝથી અમને તેઓએ (કાફેરોએ) રોક્યા. અલ્લાહ તેઓની કબરોને અને ઘરોને અગ્નિથી ભરો" આ હજરતે ખન્દકને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** જંગે ખન્દકમાં કાફેરોએ ઘણી ભીડ કરી અને મોટી દુશમની લડાઇ થઇ. હજરત (સલ) ને ફુરસત મળી નહીં અસરની નમાઝ કજા થઇ ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે સલાતે વુસતા (વચલી નમાઝ) જેની સંભાળની કુરઆનમાં ઘણી તાકીદ છે તે અસરની નમાઝ છે. કારણ કે તે ફજર જોહેર અને મગરેબ ઇશાની વચ્ચે છે.

૧૬૮૬ બોખારીમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇબને મસઊદે સાચું કહ્યું જેઓ પર તું ખેરાત કરે તેઓમાં તારો ધણી તથા તારો છોકરો વધારે હકદાર છે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) ની બીબીએ હજરત (સલ) ને કહ્યું ઓ હજરત! આજ આપે ખેરાત કરવાનું ફરમાવ્યું તો હું ચાહું છું કે પોતાનું ઘરેણું મોહતાજોને ખેરાત કરૂં તો અબ્દુલ્લાહ બીન મસઊદ આવી રીતે કહે છે કે હું તથા મારો છોકરો બીજા મોહતાજોથી વધુ હકદાર છીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે જો બાયડી માલદાર હોય અને ખાવિન્દ મોહતાજ હોય તો ખાવિન્દનેજ ખેરાત આપવી અફજલ છે.

૧૬૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે સાચું કહ્યું અને ત.રા ભાઇના પેટે જૂઠ કહ્યું છે.

**ફાયદો** એક શખ્સ હજરત (સલ) ની પાસે આવ્યો. તેણે કહ્યું કે મારા ભાઇનું પેટ ચાલે છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તેને મધ (શેહેદ) પા. તેણે મધ પાયું. પેટ બંધ થયું નહીં. ફરી તેણે પેટ ચાલવાની રાવ કરી. હજરતે (સલ) ફરી મધ પાવાનું ફરમાવ્યું. એવીજ રીતે ત્રણ વાર ફરમાવ્યું ચોથી વાર તેણે કહ્યું ઓ હજરત! મધથી બીજું વધારે પેટ ચાલે છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને ચોથી વાર પણ મધ પાવાને ફરમાવ્યું. જેમકે ચોથી વાર પેટ બંધ થયું. આ જે ફરમાવ્યું કે ખોદા સાચો છે એટલે ખોદાએ જે કુરઆનમાં ખબર આપી છે કે મધમાં સાજા પણું તથા શિફા છે તે સાચું છે. અથવા તે શખ્સની શિફા મધથી હજરત (સલ) ને વહીની રૂએ જણાઇ હશે. આ શખ્સનું પેટ ચાલવું મવાદના વધારાને લીધે હશે માટે હજરતે (સલ) શેહેદને યોગ્ય જાણ્યું કે જેથી તે મવાદને કાઢે. જ્યારે મવાદ નીકળી ગયો તો પેટ બંધ થયું. આ ડહાપણને તેનો ભાઇ જાણતો નહોતો જેથી તે દસ્ત આવ્યાથી ગભરાતો હતો.

૧૬૮૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓને સ્ત્રીએ સાચું કહ્યું ખચીત તેઓને અજાબ થાય છે જેને સઘળાં ઢોરો સાંભળે છે" એટલે મદીનાના યહુદીઓની બે ડોશીઓએ. જેઓ હજરત આએશા (રદી) પાસે આવી અને કહ્યું કે ખચીત કબર વાળાઓને તેઓની કબ[illegible]માં અજાબ થાય છે.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મારી પાસે યહુદની બે ડોસીયો આવી. તેઓએ મને કબરના અજાબની ખબર કરી. મેં તેઓની વાત માની નહીં. જ્યારે તેઓ ચાલી

* વાંચો હદીસ ના૦ ૬૦૧ ગ્રા. મો.

ગયું ત્યારે મેં એ બાબત હજરત (સલ) ને કહી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને હજરત (સલ) કોઇ પણ નમાઝ પઢતા તો તેમાં કબરના અઝાબથી પનાહ માંગતા.

૧૬૮૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહે તાજ્જુબ કર્યું (ખુશ થયો) તે લોકોથી કે જેઓ જંનતમાં સાંકળોમાં (જકડાઇને) જશે.

**ફાયદો** એટલે ઘણા કાફેરો બેડીયોમાં પકડાઇ આવે છે ફરી ઇસ્લામની હિદાયત પામીને જંનતમાં દાખલ થાય છે. અને કેટલાક કહે છે કે સાંકળોની મતલબ ખોદાનું આકર્ષણ છે. એટલે જેને પોતાની તરફ ખેંચીયો તે જંનતમાં દાખલ થયો.

૧૬૯૦ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝિબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આણે સેહલું કામ કર્યું અને એક રિવાયતમાં છે કે થોડું કામ કર્યું અને સવાબ મળ્યો." બની નબીતના એક પુરૂષે કહ્યું હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને ખચીત તું તેનો બંદો છે અને તેનો રસુલ છે. ફરી તે આગળ વધ્યો અને કતલ ચલાવી, તે એટલાં સુધી કે તે મરાયો. તે પુરૂષ માટે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** બની નબીત નસારાની એક કોમ છે તે કોમનો એક પુરૂષ હજરત (સલ) પાસે આવ્યો. તેણે કહ્યું હું પ્રથમ કાફિરોથી લડું ફરી મુસલમાન થાઉં અથવા જે હુકમ હોય? હજરતે (સલ) ફરમાવ્યું, પણ તું પ્રથમ મુસલમાન થા. ફરી લડાઇમાં ઉતર. તો તે શખ્સ મુસલમાન થઇને લડવા લાગ્યો આખરે તે શહીદ થયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઇસ્લામ પછી નમાઝ રોઝો ઝકાત હજ્જ કંઇ કર્યું નથી માત્ર જરા વારના જેહાદથી જંનતમાં દાખલ થયો. આ હદીસથી જણાયું કે ઇસ્લામ સર્વ ઇબાદતોમાં શ્રેષ્ઠ છે વગર ઇસ્લામે કોઇ ઇબાદત તથા નેકી કબુલ નથી.

૧૬૯૧ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારી માએ ખાર (રશક) કર્યો.

**ફાયદો** હજરત (સલ) પોતાની કોઇ બીબીના ઘરમાં હતા. બીજી બીબીએ એક પ્યાલામાં ખાણું મોકલ્યું ઘરવાળી બીબીએ પોતાનો હાથ મારી પ્યાલું પાડયું અને તે તુટયું. હજરત (સલ) તે ખાણાને સાંભરી મુકતા જતા હતા અને આ હદીસ ફરમાવતા હતા. ફરી હજરતે (સલ) તેના બદલામાં બીજું આખું પ્યાલું આપ્યું. એક રિવાયતમાં છે કે હજરત આએશા (રદી) ના ઘરમાં હજરત (સલ) હતા. અને હજરત ઝૈનબે (રદી) હજરત (સલ) માટે ખાણું મોકલ્યું હતું. ખાર કરવો સ્ત્રીઓમાં પેદાએશી વસ્તુ છે વિશેષ કરી સોકોમાં. શરીઅતમાં એ પર પકડ નથી. એજ માટે હજરતે (સલ) પણ તે પર ગુસ્સો કર્યો નથી.

૧૬૯૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નબીઓમાંના એક નબીએ જેહાદ કરી ફરી પોતાની કોમને કહ્યું જે પુરૂષે કોઇ સ્ત્રીથી નિકાહ કર્યો હોય અને તે તેણીથી ઘર કરવા ચાહતો હોય અને હજુ સુધી ઘર કર્યું નહોય તે, તથા જે પુરૂષે ઘર બાંધવા શરૂ કર્યું હોય અને હજુ સુધી છત નખાઈ નહોય તે, તથા જેણે બકરીઓ કે ઊંટડીઓ ગાભણી ખરીદી હોય અને તેઓના વિયાવાની વાટ જોતો હોય તે મારી સાથે આવે નહીં. ફરી તેણે જેહાદ કર્યો તો અસરની નમાઝને વખતે અથવા તેને લગભગ એક ગામે પોહોંચ્યો. ફરી સુર્યને કહ્યું તું પણ હુકમને માનનાર છે અને હું પણ હુકમને માન આપનાર છું. ઓ અલ્લાહ! તું એને મારે માટે જરા રોક. તો તે તેને માટે રોકાયો તે એટલાં સુધી કે અલ્લાહે તેમને ફતેહ આપી. હજરતે (સલ) ફરમાવ્યું કે જે તેઓએ લુટયુ હતું તેને ભેગું કર્યું. ફરી અગ્નિ તેને બાળવા ઉતરી પણ તેને બાળુ નહીં. તો તે નબીએ કહ્યું તમારામાંથી કોઇએ લુટમાંથી ખ્યાનત કરી છે. માટે દરેક કબીલાનો એક પુરૂષ મારાથી બૈઅત કરે. ફરી તેઓએ બૈઅત કરી તો એક પુરૂષનો હાથ પેગમ્બરના હાથથી ચોંટી ગયો. ત્યારે નબીએ કહ્યું કે તમારામાં ખ્યાનત થઇ છે માટે તારા કબીલાએ મારેથી બૈઅત કરવી જોઇએ. ફરી તે કબીલાએ બૈઅત કરી તો તેના હાથથી બે પુરૂષના અથવા ત્રણ

પુરૂષના હાથ વળગી ગયા. તો પેગમ્બરે કહ્યું તમારામાં ખ્યાનત થઇ છે તમે ખ્યાનત કરી છે. ફરી તેઓએ ગાયના માથા જેટલું સોનું કાઢયું તેને માલમાં મુકયું અને તે માલ ટેકરી ઉપર હતો. ફરી અગ્નિ આવી ને તેને બાળ્યો. (હજરત ફરમાવે છે) અમારી આગળ કોઈને માટે ગનીમતનો માલ (લુટ) હલાલ નહોતો (અમારે માટે હલાલ થયો) આ આટલાં માટે કે અલ્લાહે અમારી કમજોરી તથા અમને અશકત જોયા તો તેને અમારે માટે પવિત્ર કરી.

**ફાયદો** આ પેગમ્બર હજરત યુશા બીન નૂન(અલે) હતા. હજરત મૂસા (અલે)ના ખલીફા. શામના મુલકમાં અરીહા શેહેરમાં જુમઆને દિવસે લડાઇ થઇ હતી. ખોદાએ તેમની દોઆથી સૂર્યને લડાઇના ફતેહ થવા સુધી રોકી રાખ્યો હતો. હજરત યુશાએ (અલે) નવા વિવાહવાળાને તથા નવું ઘર બાંધનારને તથા વિયાનારાં જાનવરોના માલિકોને એટલાં માટે લીધા નથી કે તેઓનું દિલ ત્યાં લાગેલું રહેશે જેથી તેઓ સારી રીતે જેહાદ કરી શકશે નહીં. આથી જણાયું કે જેહાદ કરવો ખુલ્લા દિલવાળા, વગર વલગણ રાખનાર લોકોથી સારી રીતે થઇ શકે છે. આગળી ઉમ્મતોમાં ચલણ હતું કે કુરબાની તથા ગનીમતના માલને આસમાની આગ બાળતી અને કબૂલ થવાની આજ નિશાની હતી. ગનીમતનો માલ લેવો તેઓને હલાલ નહોતો, ઉમ્મતે મોહમ્મદી માટે હલાલ થયો છે.

૧૬૯૩ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ યહુદો પર લાનત કરો. તેઓએ પોતાના પેગમ્બરોની કબરોને મસજીદ બનાવી. (સિજદાની જગ્યા બનાવી)¶

૧૬૯૪ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તેઓ પર લાનત કરો. તમો જાણો, ખોદાની કસમ તેઓએ જાણ્યું છે કે તેઓએ (ઇબરાહીમ તથા ઇસમાઇલે) કદી તે તીરોથી ફાલ જોઇ નથી.

**ફાયદો** મક્કાના મુશરેકો પાસે ત્રણ તીર હતા. એક પર લખાયું હતું ખોદાએ હુકમ આપ્યો બીજા પર લખાયું હતું ખોદાએ મનાઈ કરી ત્રીજો ખાલી હતો. તો જ્યારે તેઓની આગળ કોઈ કામ આવતું જેમકે સફર કરવી અથવા નિકાહ કરવો તો તે તીરોથી ફાલ લેતા હતા. જો હુકમનો તીર પ્રથમ હાથમાં આવતો તો તે કામ કરતા. અને જો મનાઇનો તીર નીકળતો તો તે કામથી દૂર રહેતા. પણ જો ખાલી તીર નીકળતો તો કેટલાક દિવસ થોભી જતા. ફરી એવીજ રીતે ફાલ જોતા. જ્યારે મક્કા ફતેહ થયું તો હજરતે (સલ) જોયું કે હજરત ઇબરાહીમ તથા હજરત ઇસમાઇલ (અલે) ની બે તસવીરો છે અને તેમના હાથમાં પણ ફાલના તીર છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મુશરેકોને સારી રીતે જણાયું છે કે આ બુજુરગો આ કામ કદી કરતા નહોતા તો પણ એ લોકો પોતાના કુફરથી તથા ખોદા તરફ જુઠી વાત લગાડવાથી અટકતા નથી. એવીજ તરેહ આ ઉમ્મતના જાહેલ લોક અલી મુરતજા (રદી) ની તસવીર વગર દાઢીની બનાવે છે. અને ઇમામ કાસિમની સાચક (બરી) અને ગોસુલ આજમની મેંધી કાઢે છે. અને જુઓ તો તેઓ સારી રીતે જાણે છે કે આ ખુલ્લી બનાવટ છે તે બુજુરગો આ બેહુદા વાતોથી પાક છે.

૧૬૯૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુરૂષે કહ્યું કે જરૂર હું આજ રાત્રે સદકો કરીશ. ફરી તેણે પોતાનો સદકો કાઢયો અને તેને એક વેસ્યાના હાથમાં મુકયો. ફરી સવારના લોકો વાત કરવા લાગ્યા કે "વેસ્યાને આજ રાત્રે સદકો મળ્યો. ફરી તેણે કહ્યું ઓ અલ્લાહ તારેજ માટે સ્તુતી છે વેસ્યાને સદકો કરવા પર. જરૂર હું સદકો કરીશ. ફરી તેણે સદકાને કાઢયો અને તેને તવંગરના હાથમાં મુકયો.

---

¶ જ્યારે પેગમ્બરોની કબરોને સિજદાની જગ્યા બનાવવું લાનતનું કારણ થયું તો વલીયોની કબરોને સિજદાની જગ્યા બનાવવી વધારે લાનતનું કારણ થશે. અને જ્યારે સિજદાની જગ્યા કે મસજીદ બનાવ્યાથી લાનત થાય તો સિજદો કરનાર પર કેટલી લાનત થવી જોઇએ. અલ્લાહ મુસલમાનોને શિર્કના કામોથી બચાવો. આમીન. મુ. મો.

તો સવારના લોક વાત ચીત કરવા લાગ્યા કે દોલતવાળા પર સદકો થયો. ફરી તેણે કહ્યું એ અલ્લાહ તારેજ માટે સર્વ તારીફ છે તાલેવાનને સદકો આપવા પર. જરૂર હું સદકો કરીશ. ફરી તેણે સદકો કાઢયો ને એક ચોરના હાથમાં મુકયો. તો લોકો સવારના બોલવા લાગ્યા કે ચોરને સદકો મળ્યો. ત્યારે તેણે કહ્યું એ અલ્લાહ તારેજ માટે સર્વ હમ્દ છે જાનીયાને તવંગરને અને ચોરને સદકો આપવા ઉપર. ફરી તેની પાસે આવીને કહેવાયું * તું જાણ તારી ખૈરાત કબૂલ થઈ છે. વેશ્યાની ખૈરાત તે એટલાં માટે કે કદાપી તે તે સદકાનો માલ લઈને હરામ કારીથી રોકાશે. અને તાલેવાનની ખૈરાત તે કદાપી એથી ધડો લેશે, અને ખોદાએ જે તેને આપ્યું છે તેને તે ખરચ કરશે. અને ચોરની ખૈરાત તે એટલાં માટે કે કદાપી એ ખૈરાતને લીધે ચોરી કરવાથી રોકાશે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે ખૈરાત સદકાનો સવાબ નિરર્થક (નકામો) જતો નથી. અગર જો અજાણ પણે બેમોકા ખરચાયો હોય પણ નૈયત ચોખ્ખી જોઇએ.

૧૬૯૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુરૂષે કદી કોઈ નેકી કરી નહોતી તેણે પોતાની અહલ (પોતાના લોકો) ને કહ્યું જ્યારે તે મરે તો તેને બાળશો. ફરી તેની અડધી રાખ ખુશકીમાં અને અડધી દરયામાં ઉડાવશો ખોદાની કસમ જો અલ્લાહે તેના પર તંગી કરો તો તે એવો અજાબ કરશે કે તેવો અજાબ તમામ જહાનમાંથી કોઇને કરશે નહીં. ફરી જ્યારે તે મર્યો તો તેઓએ તેના કહેવા પ્રમાણે કર્યું. તો અલ્લાહે ખુશકીને હુકમ કર્યો તો તેણે જે તેમાં હતું તે ભેગું કર્યું અને દરયાને હુકમ કર્યો તો તેણે જે તેમાં હતું તે ભેગું કર્યું. ફરી અલ્લાહે કહ્યું તેં શા માટે આ કર્યું? તેણે કહ્યું એ મારા પરવરદિગાર તારા ડરને લીધે. અને તું ઘણું જાણનાર છે. તો અલ્લાહે તેને બખશયો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે અલ્લાહનો ભય તથા પોતાની કસુરનો ઇકરાર એ ગુનાહ માફ થવાનું કારણ છે.

૧૬૯૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સોલેમાન બીન દાઊદે કહ્યું આજ રાત્રે જરૂર હું સો સ્ત્રીઓ પાસે ફરીશ (એટલે તેઓથી સમ્ભોગ કરીશ) તેમાંની દરેક સ્ત્રી એક છોકરો જણશે જે અલ્લાહના માર્ગમાં જેહાદ કરશે. તો ફિરસ્તાએ તેને કહ્યું તું ઇનશાઅલ્લાહ કહે. પણ તેણે કહ્યું નહીં અને ભૂલી ગયો. ફરી તે સો સ્ત્રી પાસે ફર્યો પણ તેમાંની માત્ર એકજ સ્ત્રી અડધું માણસ જણી. હજરત (સલ) ફરમાવે છે કે જો તે "ઇનશા અલ્લાહ" કહેતે તો કસમ પૂરી થતે તથા તેની ગરજ પૂરી પડવાની વધુ આશા થતે. એક રિવાયતમાં (સો સ્ત્રીને બદલે) નેવું છે અને એક રિવાયતમાં સિત્તેર છે.

**ફાયદો** જ્યારે લોકોએ જેહાદમાં સુસ્તી કરી ત્યારે હજરત સોલેમાને ઘણી ઓલાદની આશા કરી કે જેહાદ માટે બીજાઓની ગરજ રહે નહીં. પણ ઇનશાઅલ્લાહ કહેવાનું ભૂલી ગયા. મુરાદ પૂરી પડી નહીં. આથી જણાયું કે જ્યારે કોઇ કામનો ઇરાદો કરે તો ઇનશાઅલ્લાહ જરૂર કહેવું જોઇએ. કારણ કે ખોદાની મદદ વગર આદમીથી કોઇ કામ થઇ શકતું નથી. ફરી તે પેગમ્બર હોય, વલી હોય હકીમ હોય કે બાદશાહ હોય.

૧૬૯૮ બોખારી તથા મુસલિમમાં અબુ બરઝા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જોલેબીબે સાતને કતલ કર્યા ફરી કાફેરોએ તેને કતલ કર્યો. આ મારો છે અને હું તેનો છું. આ મારો છે અને હું તેનો છું.

**ફાયદો** જોલેબીબ એક સહાબીનું નામ હતું. હજરતે (સલ) કોઇ લડાઇમાં જોયું કે કાફેરોની સાત લાસોની પાસે તેની લાસ પડી છે ત્યારે હજરતે (સલ) તેમની ફજીલતમાં આ હદીસ ફરમાવી ફરી હજરતે (સલ) પૂર પ્યારથી તેમના માથાને પોતાની ગોદ (ખોળા)માં લીધું તે પછી કબરમાં દફન કર્યા.

૧૬૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પેગમ્બરોમાંથી કોઇ પેગમ્બરને એક કીડીએ ચટકા દીધા તો તેણે હુકમ કર્યો જેથી

* આ આવનાર કાંતો તે વખતના પેગમ્બર હોય અથવા ખ્વાબમાં ફિરસ્તો હોય. ગુ. મો.

કીડીયોનું ઘર બળાયું. તો અલ્લાહે તેના તરફ વહી મોકલી કે તને એક કીડીએ ચટકો આપ્યો અને તસ્બીહ કરનાર એક ટોલાને તેં બાળ્યું.

**ફાયદો** હજરત મૂસાએ (અલે) અલ્લાહની જનાબમાં અરજ કરી એ અલ્લાહ તું ગુનેહગારોની વસ્તીયોને હલાક કરે છે અને જુઓ તો તેઓમાં નેક લોક પણ હોય છે. ખોદાએ હજરત મૂસા (અલે) ની સમજુતી ચાહી. હજરત મૂસા (અલે) ને ગરમી ઘણી જણાઇ જેથી એક ઝાડના છાયામાં જઇ સુતા. ત્યાં એક કીડીએ ચટકો આપ્યો, હજરત મૂસાએ કીડીનું ઘર (દર) બળાવ્યું. ત્યારે ખોદાએ ફરમાવ્યું તેં એક કીડીની કસૂરમાં સર્વ કીડીયોને જેઓ અલ્લાહની યાદ કરતી હતી શા માટે બળાવી ?

૧૭૦૦ બોખારીમાં ઇમરાન બીન હોસૈન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ હતો અને તેના સિવાય કોઇ ચીજ નહોતી. અને તેનું અરશ પાણી પર હતું. અને તેણે લોહ મહફુજમાં દરેક ચીજને લખી ફરી તેણે આસમાનો અને ઝમીનને બનાવ્યાં.

**ફાયદો** ઇમરાન બીન હોસૈન (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની પાસે હું હતો. એટલામાં યમનના લોક આવ્યા. તેઓએ કહ્યું એ હજરત ! (સલ) અમો દીનને પૂછવા આવ્યા છીએ. અને અમે આ વાત પૂછીએ છીએ કે આ જહાનથી પ્રથમ શું હતું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલામાં કોઇએ મને કહ્યું કે તારૂં ઊંટ છૂટી ગયું. હું ઊંટની પાછળ ગયો તે મજલીસ બરખાસ્ત થઈ. જો હું ત્યાં રહેતે તો આથી ઘણો હાલ જણાતે. આ હદીસથી જણાયું કે એક વખત એવો હતો કે ખોદાની પાક જાત સિવાય કોઇ ચીજ નહોતી ન અરશ હતું ન પાણી ન લોહે મહફુજ ન આસમાન અને ન ઝમીન. તે પછી ખોદાએ અરશને પાણી પર રાખ્યું અને જે જે આ જહાનમાં કરવાનું ધારેલું હતું તે લોહે મહફુજમાં લખ્યું. તે પછી આસમાન ઝમીન બનાવ્યાં. આ હદીસથી સાફ જણાયું કે યુનાની હકીમો જે કહે છે કે આસમાન ઝમીન અનાદી (કદીમ) છે તે ખોટું છે. માણસની અલ્પ બુદ્ધિ એને સમજી શકતી નથી. નબી માસૂમની વાત પર અકીદો રાખવો જોઇએ.

૧૭૦૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે સ્ત્રી હતી તેઓની સાથે તેઓના બે છોકરા હતા. વરૂ આવીને બેમાંની એક સ્ત્રીના છોકરાને લઇ ગયું. તો તેણીએ પોતાની સાથવાળીને કહ્યું તારાજ છોકરાને વરૂ લઇ ગયું છે. અને બીજીએ કહ્યું તારાજ છોકરાને વરૂ લઇ ગયું છે. ફરી તે બંને દાઊદ (અલે) પાસે ફરીયાદ લાવી. તો દાઊદે મોટીના લાભમાં ચુકાદો આપ્યો. ફરી તે બંને સોલૈમાન બીન દાઊદ (અલે) ની પાસે આવી અને તેમને આ હાલ બયાન કર્યો. તો સોલૈમાને કહ્યું મને છરી આપો હું એના બે તુકડા કરૂં છું. ત્યારે નાનીએ કહ્યું તું કતલ નહીં કર અલ્લાહ તારા પર રહમ કરો એ છોકરો મોટીનો છે (એટલે હવે હું દાવો કરતી નથી બીજીને આપો) ત્યારે તેમણે તે નાનીને અપાવ્યો.

**ફાયદો** હજરત સોલૈમાને (અલે) નાનીને એટલાં માટે અપાવ્યો કે તેણીને દુઃખ થયું, તેણીએ છોકરાને કાપવું પસંદ કર્યું નહીં. તો જણાયું કે તે છોકરો તેનોજ હતો. અને જો મોટી સ્ત્રીનો હોતે તો તે તેના કાપવા પર રાજી થતે નહીં. આ હદીસથી જણાયું કે જયારે ગવાહ નહોય તો હાકેમને લાજમ છે કે કરીના તથા કિયાસ (અનુમાન) ઉપર અમલ કરે.

૧૭૦૨ મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલમાં એક સ્ત્રી ઠીંગણી હતી. તે બે લાંબી સ્ત્રીઓ સાથે ચાલતી હતી. તેણીએ લાકડાના બે પગ (પાવડી) બનાવી પેહેર્યા અને એક પોલ સોનાની વીંટી બનાવી તેમાં કસ્તુરી ભરી અને તે તો ઘણી ઉમદા ખુશબો છે. ફરી તે બંને સ્ત્રીઓ સાથે ચાલી તો લોકોએ તેણીને ઓળખી નહીં. ફરી તેણીએ પોતાના હાથથી આવી રીતે ઇશારો કર્યો." આ હદીસના રાવી શોબાએ પોતાનો હાથ ઝાડયો (એટલે તે સ્ત્રીના ઇશારો કરવાની મીસાલ બયાન કરી.)

**ફાયદો** તે સ્ત્રીએ પાવડી એટલાં માટે પેહે-

રી કે લાંબી જણાય. અને કસ્તુરીને લોકો તરફ એટલાં માટે મેહકાવી કે ખુશબોને લીધે લોક તેની તરફ ધ્યાન આપે. આ હદીસમાં ઇશારો છે કે જ્યારે ભીતર બગડેલું હોય તો જાહેરની બનાવટ કંઇ વિસાતની નથી.

૧૭૦૩ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલમાં પેગમ્બરો સરદાર તથા હાકેમ બન્યા કરતા હતા. જ્યારે કોઇ નબી ફોત થતો તો તેની જગ્યા બીજો નબી થતો. અને ખચીત મારી પછી કોઇ નબી નથી પણ મારી પછી ખલીફા થશે અને તે ઘણા થશે. સહાબાએ કહ્યું તો આપ અમને શો હુકમ ફરમાવો છો? હજરતે (સલ) ફરમાવ્યું કે પ્રથમ હાકેમની બેઅત (કરાર) પૂરી કરો ફરી બીજાની. તેઓના હકને અદા કરો. કારણ કે અલ્લાહ તેઓને રઇયત રાખવાનો હાલ પુછનાર છે.

ફાયદો એટલે જગતનો બંદોબસ્ત તથા સુધારો હાકિમ વગર થઇ શકતો નથી. આગળી ઉમ્મતોમાં તો પેગમ્બરોથી બંદોબસ્ત થતો હતો. આ ઉમ્મતમાં ખલીફાઓથી થશે. માટે તેઓની તાબેદારી સર્વ મુસલમાન ઉપર વાજેબ છે. જો હાકેમ રાયતના હકમાં કસૂર કરે તો તેથી ખોદા સમજી લેશે.

૧૭૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલ નાગા ગોસલ કરતા હતા અને એક બીજાની નગ્નતાને જોતા હતા. અને મૂસા (અલે) એકલા ગોસલ કરતા હતા. તેઓએ કહ્યું ખોદાની કસમ મૂસા અમારી સાથે નહાતા નથી તેમને બાદ ખાય (ખુસિયો મોટા થવા) ની બીમારીજ રોકે છે. હજરત (સલ) ફરમાવે છે કે મૂસા (અલે) એક વાર ગોસલ કરવા ગયા ફરી પોતાના કપડાને એક પત્થર પર મુક્યું. તો તે પત્થર તેમનું કપડું લઇને ભાગ્યો. હજરત ફરમાવે છે કે મૂસા તેની પાછળ આવી રીતે કહેતા દોડયા, ઓ પત્થર મારૂં કપડું, ઓ પત્થર મારૂં કપડું તે એટલાં સુધી કે બની ઇસ્રાઇલીઓએ તેમની નગ્નતા તરફ નજર કરી ને કહ્યું ખોદાની કસમ મૂસાને કોઇ બીમારી નથી. ફરી તે પત્થર ઊભો રહ્યો તે એટલાં સુધી કે સારી રીતે તેમના તરફ નજર થઇ. હજરત (સલ) ફરમાવે છે કે મૂસાએ (અલે) પોતાનું કપડું લીધું અને પત્થરને મારવા લાગ્યા.

ફાયદો આ હદીસથી જણાયું કે જે કોઇ અહલે હક પર તોહમત મુકે છે ખોદા તેને શરમિન્દો કરે છે. અને જણાયું કે તનહાઇમાં એકલાં નાગા નહાવું દુરસ્ત છે.

૧૭૦૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જોરેજ એક પુરૂષ ભગત (આબેદ) હતો. તેણે એક ઇબાદત ખાનું બનાવ્યું તેમાં તે હતો. ફરી તે નમાઝ પઢતો હતો એવામાં તેની મા આવી ને કહ્યું ઓ જોરેજ? તો તેણે કહ્યું ઓ મારા પરવરદિગાર મારીમાં પૂકારે છે અને હું નમાઝમાં છું. ફરી તે નમાઝમાં લાગેલો રહ્યો. તો તે ચાલી ગઇ. ફરી બીજે દિવસે તે નમાઝ પઢતો હતો અને તેની મા આવી ને કહ્યું ઓ જોરેજ? તો તેણે કહ્યું ઓ મારા પરવરદિગાર મારી મા પુકારે છે અને હું નમાઝમાં છું. ફરી તે નમાઝમાં લાગેલો રહ્યો તો તે ચાલી ગઇ. ફરી જ્યારે કાલ થઇ તો તે તેની પાસે આવી ને કહ્યું ઓ જોરેજ? તો તેણે કહ્યું ઓ મારા પરવરદિગાર મારી મા પોકારે છે અને હું નમાઝમાં છું. ફરી તે નમાઝમાં લાગેલો રહ્યો. તો તેણીએ કહ્યું ઓ અલ્લાહ જ્યાં સુધી એ વેસ્યાનું મોં નહીં જુએ તું એને મોત નહીં આપતો. ફરી બની ઇસ્રાઇલમાં જોરેજની તથા તેની બંદગીની ચરચા થઇ. અને એક સ્ત્રી વેસ્યા હતી જેની ખુબસૂરતી જરબુલ મસલ હતી (દાખલો આપવામાં આવતી હતી) તેણીએ કહ્યું જો તમો ચાહો તો હું તેને ફન્દામાં લઊં. હજરત (સલ) ફરમાવે છે કે ફરી તે તેની આગળ આવી તો તેણે તેની તરફ કંઇ નજર કરી નહીં. ફરી એક ચરાવનાર જે તેના બંદગી ખાનામાં આવ્યા કરતો હતો તેની પાસે તે આવી ને તેને પોતા પર શક્તિમાન કર્યો ને તે તેણી પર ચઢ્યો જેથી તે ગર્ભવતી થઇ. ફરી જ્યારે તે જણી તો તેણીએ કહ્યું આ જોરેજનું છે. ફરી લોકો તેની પાસે આવ્યા. તેને ઇબાદત ખાનાથી ઉતાર્યો. તેના ઇબાદત ખાનાને પાડયું અને તેને મારવા લાગ્યા.

તેણે કહ્યું તમને શું થયું? તેઓએ કહ્યું તેં આ વેશ્યા સાથે વ્યભિચાર કર્યો છે. અને તે તારાથી બાળક જણી. જોરેજે કહ્યું તે બાળક કયાં છે? ફરી તેઓ તે બાળકને લાવ્યા. જોરેજે કહ્યું મને તમો છોડો હું નમાઝ પઢું. ફરી તેણે નમાઝ પઢી. જ્યારે તે નમાઝ પઢી રહ્યો તો તે બાળક લવાયું તેણે તેનું પેટ ઠોકીને કહ્યું એ બાળક તારો બાપ કોણ છે? બાળક બોલ્યું ફલાણો ભરવાડ. હજરત (સલ) ફરમાવે છે ફરી તો તે સઘળા જોરેજ પાસે આવ્યા અને તેને ચુમ્બન કરવા લાગ્યા, તેને પંપાળવા લાગ્યા. અને કહ્યું અમો તારૂં બંદગીખાનું સોનાનું બાંધી આપીએ? તેણે કહ્યું ના, જેવું હતું તેવું માટીનું બાંધી આપો. અને એક છોકરો પોતાની માનું દૂધ પીતો હતો. એટલામાં એક સારાં કપડાંવાળો મજબુત પુરૂષ સ્વારી પર સ્વાર થઇને આવ્યો, ત્યારે તેની માએ કહ્યું એ અલ્લાહ તું મારા દીકરાને એવો કર. ફરી તે છોકરાએ છાતી છોડી અને તે પુરૂષ તરફ ફર્યો. ફરી તેની તરફ નજર કરીને કહ્યું એ અલ્લાહ તું મને એવો નહીં બનાવ. ફરી તે છાતી તરફ ઝુકયો અને ધાવવા લાગ્યો. અબુ હોરેરા કહે છે કે હું હજરત (સલ) તરફ જોતો હતો તેવણ તે ધાવવાની તરેહ બતાવતા હતા. પોતાની આંગળી મોંમાં નાંખી ચૂસતા હતા. હજરતે (સલ) ફરમાવ્યું કે લોકો એક લોંડીને લઇને નીકળ્યા અને તેઓ તેણીને મારતા હતા અને કહેતા હતા તેં ઝીના કરી છે ચોરી કરી છે. અને તે કહેતી હતી, અલ્લાહ મને બસ છે અને તે મારૂં કામ બજાવનાર (વકીલ) છે. ત્યારે તે છોકરાની મા બોલી એ અલ્લાહ મારા દીકરાને એના જેવો નહીં કર. ત્યારે તે છોકરાએ ધાવવું છોડી તેણીના તરફ નજર કરીને કહ્યું, એ અલ્લાહ તું મને એના જેવો કર. ફરી આ જગ્યા બંને મા દીકરામાં વાતચીત થઈ. તેની બોડકી * માએ કહ્યું સારી હાલતવાળો પુરૂષ આવ્યો ને મેં કહ્યું એ અલ્લાહ તું મારા દીકરાને એના જેવો કર. તો તેં કહ્યું એ અલ્લાહ તું એના જેવો મને નહીં કર. અને આ લોંડીને લઇને તેઓ આવ્યા તેઓ તેને મારતા હતા અને કહેતા હતા તેં ઝીના કરી ચોરી કરી તો મેં કહ્યું એ અલ્લાહ તું મારા દીકરાને એના જેવો નહીં કર તો તેં કહ્યું એ અલ્લાહ તું મને એના જેવો કર. તે છોકરાએ કહ્યું ખચીત તે પુરૂષ જાલેમ હતો જેથી મેં કહ્યું એ અલ્લાહ તું મને એના જેવો નહીં કર. અને ખચીત આ લોંડી માટે તેઓ કહે છે તેં ઝિના કરી પણ તેણીએ ઝિના કરી નથી અને તેં ચોરી કરી પણ તેણીએ ચોરી કરી નથી. માટે મેં કહ્યું એ અલ્લાહ તું મને એના જેવો કર.

**ફાયદો** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ બાળકો સિવાય કોઇ બાળક ખોળામાં બોલ્યું નથી. એક ઇસા બીન મરયમ ફરી આ હદીસ ફરમાવી અને એ બાળકોના બોલવાને વર્ણવ્યું તો ત્રણ છોકરાઓનું બોલવું સિધ્ધ થયું.

૧૭૦૬ બોખારી તથા મુસલિમમાં સલમા બીન અકવા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આજને દિવસે અમારા સ્વારોમાં બેહતર અબુ કતાદા છે, અને અમારા પેદલ ચાલનારાઓમાં બેહતર સલમા છે" જીકેરદથી પાછા ફરતી વેળા હજરતે (સલ) આ ફરમાવ્યુ.

**ફાયદો** જીકેરદ એક નેહેરનું અથવા એક ગામનું નામ છે. અબુ કતાદા તથા સલમા અનસારી સહાબા છે. હજરતે (સલ) તેઓની સીપાઇગીરી તથા ઉસ્તાદીની તારીફ કરી.

૧૭૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક પુરૂષ હતો જે લોકોને કરજ આપતો હતો. અને પોતાના ગુલામને કહેતો હતો કે જ્યારે તું નાદાર પાસે જાય તો દરગુજર કર્યા કર. (એટલે સખતીથી માંગણી કરવી નહીં) કદાપી ખોદા પણ અમારેથી દરગુજર કરે. હજરતે (સલ) ફરમાવ્યું કે તેણે અલ્લાહની મુલાકાત કરી (મર્યો) તો અલ્લાહે તેનાથી દરગુજર કરી.

**ફાયદો** એટલે મરવા પછી તેના પર અજાબ કર્યો નહીં. આ હદીસથી જણાયું કે જે

* બોડકી એ "હલકા" શબ્દ નો તરજુમો છે. પણ શરહ મશારેકમાં એ શબ્દનો તરજુમો કંઠમાળા વાળી કર્યો છે. ગુ. સો.

મમલૂક ઉપર સખ્તી કરતો નથી તે પર ખોદા સખ્તી કરતો નથી.

૧૭૦૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જકરીયા સુથાર હતા.

**ફાયદો** આ હદીસથી જણાયું કે ધંધો અને પેશો કરવો કંઇ એબની વાત નથી. એટલુંજ નહીં પણ ધંધામાં રહેલું મરદ માટે હુનર છે. કે જેથી પોતાનાં બાળ બચ્ચાંઓની ખબર લઇ શકે. અને માંગવાની ઝીલ્લત (ધિક્કાર) થી બચે.

૧૭૦૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પલેગ અજાબ હતી, અલ્લાહ પોતાના બંદાઓમાંથી જે પર ચાહે તે પર મોકલે છે. ફરી અલ્લાહે તેને ઇમાનવાળાઓ માટે રહમત કરી છે. કોઈ પણ બંદો જે ગામમાં પલેગ (તાઊન) હોય ત્યાં હોય અને તેમાં સબર કરીને થોભી રહે (ધીરજ રાખીને) સવાબની આશા કરીને ત્યાંથી નીકળે નહીં, તે જાણે છે કે અલ્લાહે જે લખ્યું છે તે સિવાય કંઇ તેને લાગતું નથી તો તેને માટે શહીદનો સવાબ છે." હજરત આએશા (રદી) એ જ્યારે તાઊન (પલેગ) વિષે હજરત (સલ) ને પૂછ કરી ત્યારે તેમણે આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે તાઊન આગળી ઉમ્મત ઉપર અજાબ હતી અને ઉમ્મતે મોહમ્મદી માટે રહમત છે. જે કોઇ તાઊનમાં ધીરજ રાખે શેહેરથી નહીં નીકળે તકદીરનો એતેકાદ રાખે અને તાઊનના દુઃખથી મરશે તો તે શહીદોમાં લખાશે. જે શેહેરમાં પલેગ થાય ત્યાંના લોકોને ત્યાંથી નીકળવું દુરસ્ત નથી. અને બીજા શેહેરવાળાઓને તે શેહેરમાં આવવું જોઇએ નહીં.

૧૭૧૦ બોખારી તથા મુસલિમમાં જુન્દોબ બીન અબ્દુલ્લાહ (રદી) થા રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારેથી આગળ એક પુરૂષ હતો તેને જખમ હતો જેથી તે ગભરાયો ને છરી લઇને પોતાનો હાથ કાપ્યો જેથી તેનું ખૂન બંધ પડયું નહીં તે એટલાં સુધી કે તે મરી ગયો. તો અલ્લાહ તાલાએ ફરમાવ્યું મારા બંદાએ પોતાનો જાન આપવામાં જલદી કરી માટે મેં તેના પર જંનત હરામ કરી છે.*

૧૭૧૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારાથી પ્રથમ એક પુરૂષ હતો જેણે નવાણું જાન માર્યા ફરી જમીન ઉપરના ઘણા વિદ્વાનની પૂછ કરી તો લોકોએ એક રાહેબ (દરવેશ) ને બતાવ્યો. તો તેણે તેની પાસે આવીને કહ્યું કે તેણે નવાણું જાન કતલ કર્યા છે તો શું તેને માટે તોબા છે? તેણે કહ્યું કે નહીં. ત્યારે તેને કતલ કરીને પૂરા સો કર્યા. ફરી તેણે જમીન ઉપરના ઘણા વિદ્વાનની પૂછ કરી. તો લોકોએ એક વિદ્વાન પુરૂષને બતાવ્યો તો (તે આલિમ પાસે આવીને) તેણે કહ્યું કે તેણે સો જાન કતલ કર્યા છે, શું તેને માટે તોબા છે? તે આલિમે કહ્યું તે પુરૂષ વચ્ચે અને તોબા વચ્ચે કોણ આડે આવે છે? (એટલે તોબાને કોઇ રોકનાર નથી) ફલાણી ફલાણી જમીન તરફ તું જા તેમાં કેટલાક લોકો અલ્લાહની બંદગી કરે છે તું પણ તેઓની સાથે અલ્લાહની બંદગી કર, અને તારી જમીન તરફ પાછો નહીં ફર. કેમકે એ ખરાબ જમીન છે. ફરી તે ચાલ્યો, જ્યારે તે અડધે રસતે પોહોંચ્યો તો તેનું મોત આવી લાગ્યું. તો તેના વિષે રહમતના ફિરસ્તા તથા અજાબના ફિરસ્તા ઝઘડવા લાગ્યા. રહમતના ફિરસ્તાઓએ કહ્યું એ તોબા કરીને દિલથી ખોદા તરફ લાગીને આવ્યો છે. અને અજાબના ફિરસ્તાઓએ કહ્યું ખચીત એણે કદી કોઈ ભલું કામ કર્યું નથી. ફરી તેઓ પાસે એક ફિરસ્તો માણસની શિકલમાં આવ્યો. ફિરસ્તાઓએ તેને પંચ બનાવ્યો. તેણે કહ્યું બંને જમીનોની વચ્ચે માપણી કરો, ફરી બેમાંથી જેની તરફ પાસે હોય તેને તે લાએક છે. ફરી તેઓએ માપણી કરી તો જે જમીનનો તેણે વિચાર કર્યો હતો તેને તે પાસે થયો જેથી તેને રહમતના ફિરસ્તાઓએ કબજે કર્યો" અને એક રિવાયતમાં છે કે "અલ્લાહે આ જમીનને વહી કરી કે તું દૂર થા. અને આ જમીનને કે તું પાસે થા." બોખારીની રિવાયતમાં

* આથી જણાયું કે આપ ઘાત કરવો મોટું પાપ છે. ઇમામ અબુ હનીફા તેના જનાઝા પર નમાઝ પઢવી દુરસ્ત જાણતા નથી. ગુ. મો.

છે " તે છાતીના બલે તોબાની જમીન તરફ સરક્યો (એટલે મરતી વેળા બંને જમીનની વચ્ચે હતો છાતીથી સરકીને તે તરફ પાસે થયો)

**ફાયદો** આ હદીસથી કેટલાક ઉમદા ફાયદા સિધ્ધ થાય છે (૧) મોટા ગુનાહથી તોબા કરવી મકબૂલ છે (૨) જયાં ગુનોહ કર્યો હોય ત્યાંથી હિજરત કરવી મુસ્તહબ છે. કે જેથી બુરા સાથીઓની સંગ ફરીથીને તેને બલામાં નાખે નહીં (૩) ફિરસ્તાઓને ઇલમે ગેબ નથી. જો તેઓને ગેબ હતે તો અજાબના ફિરસ્તા તકરાર કરતે નહીં (તથા લવાદ કરી જમીન માપવાની જરૂરત પડતે નહીં.) (૪) વાદી પરતિવાદીએ લવાદ (હકમ) ઠેરવવો દુરૂસ્ત છે (૫) અલ્લાહની રહમતની કંઇ હદ નથી. અયાં બંદાએ ચોખ્ખા દિલથી તોબા કરી ત્યાં રહમત અને બખશીશનો દરયો જોશમાં આવ્યો.

૧૭૧૨ મુસલિમમાં સોહેબ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારેથી આગળ એક રાજા હતો અને તેનો એક જાદુગર હતો. જ્યારે તે ઘરડો થયો તો તેણે રાજાને કહ્યું હું બુઢ્ઢો થયો છું. માટે મારી પાસે એક છોકરો મોકલ જેને હું જાદુ શીખવું. ફરી તેણે તેની પાસે એક છોકરો મોકલ્યો જેને તે જાદુ શીખવતો હતો. જ્યારે તે છોકરો જતો તો તેના માર્ગમાં એક દરવેશ હતો તેની પાસે બેસતો અને તેની વાતો સાંભળતો જે તેને પસન્દ પડતી હતી. જયારે જાદુગર પાસે આવતો તો દરવેશ પાસે જવું થતું અને તેની પાસે બેસતો. ફરી જયારે તે જાદુગર પાસે આવતો તો તે તેને મારતો જેની શિકાયત (ફરયાદ) દરવેશ પાસે એણે કરી. દરવેશે કહ્યું જયારે તું જાદુગરથી ડરે તો તેને કહે મારા ઘરવાળાએ મને રોકયો. અને જયારે તું તારા ઘરવાળાથી ડરે તો કહે મને જાદુગરે રોકયો. તો તે એવીજ રીતે રહેતો હતો. એવામાં એક કદાવર પ્રાણી ઉપર તેનું જવું થયું જેણે લોકોને (આવ જા કરતાં) રોકયા હતા. તે છોકરાએ કહ્યું આજને દિવસે હું જાણીશ કે જાદુગર શ્રેષ્ઠ છે અથવા દરવેશ શ્રેષ્ઠ છે. ફરી. તેણે પત્થર લીધો અને કહ્યું ઓ અલ્લાહ દરવેશનું કામ જાદુગરના કામથી તારી નજદીક પ્યારૂં છે તો આ પ્રાણીને કતલ કર કે લોકો ચાલુ થાય. ફરી તે જાનવરને પત્થર માર્યો. અને તેને મારી નાખ્યું ને લોક ગયા. ફરી તે છોકરો દરવેશની પાસે આવ્યો અને તેને કિસ્સો બયાન કર્યો. દરવેશે કહ્યું ઓ મારા પ્યારા દીકરા ! આજને દિવસે તું મારેથી અફજલ (શ્રેષ્ઠ) છે. તારી પદવી એટલે પોહોંચી છે જેને હું જોઇ રહો છું. અને ખચીત હવે તું ફસાશે (પરીક્ષામાં પડશે) પણ જ્યારે તું ફસાશે તો તારે મારૂં નામ બતાવવું નહીં. અને તે છોકરો આંધળાઓને કોઢીઓને સાજા કરતો હતો. અને લોકોની સર્વ બીમારીનો ઇલાજ કરતો હતો. ફરી રાજાને સાથે બેસનાર જે આંધળો થયો હતો તેણે એ હાલ સાંભળ્યો તે તે છોકરા પાસે ઘણી ભેટો (હદયા) લઇને આવ્યો. અને કહ્યું જો તું મને સાજો કરે (શિફા આપે) તો આ સઘળુ તારૂં છે. તે છોકરાએ કહ્યું ખચીત હું કોઇને શિફા આપતો નથી, શિફા તો અલ્લાહજ આપે છે. જો તું અલ્લાહ પર ઇમાન લાવે તો અલ્લાહ પાસે હું દોઆ કરીશ તે તને સાજો કરશે. ફરી તે અલ્લાહ પર ઇમાન લાવ્યો અલ્લાહે તેને સાજો કર્યો. ફરી તે રાજાની પાસે આવ્યો અને જેવી રીતે તે બેસતો હતો તેવી રીતે બેઠો. રાજાએ તેને કહ્યું તારી આંખ કોણે ફરી આપી ? તેણે કહ્યું મારા પરવરદિગારે. રાજાએ કહ્યું શું મારા વગર તારો બીજો પરવરદિગાર છે ? તેણે કહ્યું મારો અને તારો પરવરદિગાર અલ્લાહ છે. ત્યારે રાજાએ તેને પકડયો અને દુઃખ દેવા લાગ્યો, તે એટલાં સુધી કે તેણે છોકરાનું નામ બતાવ્યું. ફરી તે છોકરો બુલાવાયો. અને રાજાએ તેને કહ્યું ઓ મારા પ્રિય પુત્ર તારૂં જાદુ એટલે દરજે પુગ્યું છે કે તું આંધળાઓને કોઢીઓને સાજા કરે છે અને તું આ કરે છે અને આ કરે છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તે છોકરો બોલ્યો ખચીત હું કોઇને સાજો કરતો નથી સાજો તો અલ્લાહજ કરે છે. ફરી તેને પકડયો અને તેને દુઃખ દેવ લાગ્યો. તે એટલાં સુધી કે તેણે દરવેશને બતાવ્યો. ફરી દરવેશ લવાયો તેને કહ્યું તું તારા દીનથી ફરી જા. તેણે નકાર કર્યો. ફરી કરવત મંગાવી અને દરવેશના માથાના સેંતા

પર રાખી તેને ચાર્યો. તે એટલાં સુધી કે તેના બે ફાડચા પડી ગયાં. ફરી છોકરો લવાયો તેને કહેવાયું કે તું તારા દીનથી પાછો ફર. તેણે નકાર કર્યો, તો રાજાએ તેને પોતાના સાથીઓ કેટલાક પુરૂષોને સોંપ્યો, અને કહ્યું કે એને ફલાણા ફલાણા પર્વત તરફ લઇ જાઓ અને એને તે પર્વત ઉપર ચઢાઓ. ફરી જયારે તમો પર્વતની ટોચ (શિખર) પર જાઓ તો જો તે પોતાના દીનથી ફરે તો ઠીક, નહીં તો એને ફેંકો. ફરી તેઓ એને લઈ ગયા. અને પહાડ પર ચઢાવ્યો. તો તે છોકરાએ કહ્યું ઓ અલ્લાહ જેવી રીતે તું ચાહે તેમ તું મને એઓથી બસથા (એટલે એઓના શરથી બચાવ.) તે પહાડે તેઓને ઘણા હલાવ્યા જેથી તેઓ પડી ગયા. અને તે છોકરો રાજા પાસે ચાલતો આવ્યો. રાજાએ તેને કહ્યું તારા સાથીઓનો શો હાલ છે ? અણે કહ્યું મારા તરફથી અલ્લાહ તેઓને બસ પડયો. ફરી તેણે તે છોકરાને પોતાના સંગવાળા પુરૂષોને આપ્યો અને કહ્યું કે એને લઇ જાઓ. ફરી એને એક નાવડીમાં બેસડાવો અને જયારે સમુદ્રની વચ્ચે જાઓ તો જો એ પોતાના દીનથી ફરે તો ઠીક, નહીં તો એને દરયામાં નાંખો. ફરી તેઓ તેને લઇ ગયા. તે છોકરાએ કહ્યું ઓ અલ્લાહ તું જેવી રીતે ચાહે મારા તરફથી તું તેઓને બસ થા. ફરી તે નાવડી તેઓને લઇને ઉંધી થઇ જેથી તેઓ ડુબ્યા અને એ ચાલતો રાજા પાસે આવ્યો. રાજાએ તેને કહ્યું તારા સાથીઓ શું કરે છે (એટલે તેઓનો શોહાલ છે) ? છોકરાએ કહ્યું અલ્લાહે મને તેઓની બુરાઈથી બચાવ્યો. ફરી તેણે રાજાને કહ્યું હું તને જે કહું તે પ્રમાણે જયાં સુધી કરશે નહીં ત્યાં સુધી તું મને મારનાર નથી. રાજાએ કહ્યું તે શું છે ? તેણે કહ્યું તું લોકોને એક મેદાનમાં ભેગા કરશે અને મને થામલા પર સુલી દેશે. ફરી તું મારી તીરની થેલીથી એક તીર લેશે અને તે તીરને કામઠીની વચ્ચે રાખશે અને કહેશે **બિસ્મિ-લ્લાહે રબ્બિલ ગોલામ** ફરી તું મને મારશે. જો તું એવી રીતે કરશે તો મને મારશે. ફરી તે રાજાએ લોકોને એક મેદાનમાં ભેગા કર્યા. અને તેને એક થમ્ભ પર સુલીએ ચઢાવ્યો અને તેની તીરની થેલીથી તીર લઇ કામઠીની વચ્ચે રાખીને કહ્યું બિસ્મિ-લ્લાહે રબ્બિલ ગોલામ. ફરી તેને તીર માર્યો તો તે તીર નામણામાં લાગ્યો. છોકરાએ પોતાના હાથને તીર લાગેલી જગ્યા નામણામાં રાખ્યો અને મરી ગયો. ત્યારે લોકોએ કહ્યું **આમન્ના બે રબ્બિલ ગોલામ ૩** ફરી રાજા પાસે કોઇએ આવીને કહ્યું તને શી ખબર છે? જેની તું ભય રાખતો હતો ખોદાની કસમ તે તારી ભય તો તારા પર ઉતરી છે. લોકો ઇમાન લાવ્યા છે. રાજાએ માર્ગોને માથે ખાડા ખોદવાનો હુકમ કર્યો. ફરી ખાડા ખોદાયા અને તેમાં એહ સળગાવી અને કહ્યું જે કોઇ પોતાના દીનથી નહીં ફરશે તેને એમાં નાંખો અથવા તેને કહો કે પડ (તે એહમાં પડ) તો લોકોએ તેમ કર્યું. તે એટલાં સુધી કે એક સ્ત્રી આવી તેની સાથે બાળક હતું તે સ્ત્રી તેમાં પડવાથી પાછી હઠી તો તે છોકરાએ કહ્યું ઓ મા ! તું સબર કર કારણ કે તું સત્યપર છે.

**ફાયદો** આ હદીસમાં હકવાળા, બાતેલવાળા, સબરની ફઝીલત, અને અલ્લાહની હિદાયતનું બયાન છે. આ કિસ્સાને મુજમલ રીતે (સામટી રીતે) અલ્લાહ તઆલાએ સૂરા વસ્સમાએ જાતીલ બોરૂજમાં વર્ણવ્યો છે.

૧૭૧૩ મુસલિમમાં મોઆવિયા બીન હકમ સોલમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પેગમ્બરોમાંથી એક પેગમ્બર લીટીયો દોરતા હતા. તો જેની લીટીયો તેમની માફક ફડે તો ઠીક છે.

**ફાયદો** મોઆવિયા બીન હકમ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ને પૂછ્યું કે અમો કુફરની હાલતમાં ઇલમે ગેબ બતાવનાર પાસે જતા હતા. હજરતે (સલ) ફરમાવ્યું કે હવે તેઓની પાસે જયા નહીં કરો. ફરી મેં કહ્યું કેટલાક લોકો લકીરો પાડીને કંઇક હાલ બતાવે છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે અરબના કાફેરોની દસ્તુર હતી કે જયારે તેઓને કંઇ કામ કરવું હોય તો જલદી જલદી ઘણી લકીરો પાડતા. ફરી એએ લકીરો મેળવીને કાપતા જતા. છેવટે જો બે લકીરો રહી જતી તો તે

કામને સારૂં જાણતા હતા. હદીસના આલેમોએ કહ્યું છે કે આ હદીસથી સિધ્ધ થયું કે (તેવી) લકીરો કાઢવી દુરૂસ્ત નથી. કારણ કે લકીરો ખેંચવી તે પેગમ્બરનો મોજેઝો હતો તો તેને માફક બીજા લોકોથી થવું અશકય છે. કેટલાક નાદાન આ હદીસને ઇલમે રમલનો આધાર જાણે છે. એ ખોટી વાત છે. કારણ કે તે પેગમ્બરનું લીટી દોરવું ખાતરી પૂર્વક જણાઇ શકતું નથી કે જેથી આ લીટીમાં અને તે લીટીમાં મળતા પણું કે નહીં મળતા પણું જણાય. (અને જ્યારે તેને મળતા પણું જણાય નહીં તો દુરૂસ્ત નથી) અને ઘણી હદીસો તથા આયતોથી સિધ્ધ થાય છે કે ભવિષ્યની વાત ખાતરી પૂર્વક કોઇ જાણી શકતું નથી. અને તેને જાણવાનો કોઇ કાયદો ઠેરવાયો નથી. તો ખુલ્લી રીતે જણાયું કે ઇલમે રમલ જફર અને નજુમ શરીઅતમાં કદી દુરૂસ્ત નથી.

૧૭૧૪ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આસમાનો અને જમીનના પૈદા કરવા પૂર્વે પચાસ હજાર વર્ષે અલ્લાહે મખલૂકની તકદીરો લખી. હજરત (સલ) ફરમાવે છે અને તેનું અરશ પાણી પર હતું.

**ફાયદો** જે કંઇ ખોદાએ બનાવવું હતું તેને પ્રથમ લોહે મહફુજમાં લખ્યું ફરી તેની માફક જહાન ઉત્પન્ન કર્યું. આથી જણાયું કે પાણીની હસ્તિ આસમાન જમીનથી પ્રથમ છે.

૧૭૧૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેં જૂઠ કહ્યું તે અગ્નિમાં જશે નહીં. કેમકે તે બદર તથા હોદેબીયામાં હાજર થયો છે" હાતેબ બીન અબી બલતઆ (રદી) નો ગુલામ હજરત (સલ) પાસે શિકાયત કરતો આવ્યો ને કહ્યું કે એ રસુલુલ્લાહ હાતેબ જરૂર દોઝખમાં જશે. ત્યારે હજરતે (સલ) તેને આ કહ્યું. આ હદીસથી સાફ સિધ્ધ થયું કે હજરત (સલ) ના જે સહાબા જંગે બદરમાં તથા જંગે હોદેબીયામાં હાજર હતા તેઓ માટે દોઝખ હરામ છે. તેઓ ખચીત જંનતીજ છે. જંગે બદરમાં ત્રણસો તેર સહાબા હતા. અને જંગે હોદેબીયામાં પંદર સો હતા.

૧૭૧૬ બોખારીમાં ઉરવા બીન ઝોબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સઅદે જૂઠ કહ્યું. પણ આ એક એવો દિવસ છે કે અલ્લાહ તેમાં કાબાને માન આપે છે. અને આ દિવસમાં કાબાને ગીલાફ પેહેરાવાય છે." એટલે સઅદ બીન ઓબાદાએ (રદી). જ્યારે તેણે અબુ સુફયાન (રદી) ને કહ્યું આજનો દિવસ તે લડાઇનો દિવસ છે આજે કાબામાં લડવું હલાલ થશે. એ વાતની ખબર અબુ સુફયાને રસુલુલ્લાહ (સલ) ને કરી. આ હદીસ મુરસલ છે (એટલે તાબેઇને સહાબીનું નામ રિવાયતમાં વર્ણવ્યું નહીં.) અને આ હદીસ હજરત આએશા (રદી) થી રિવાયત થઇ છે તેવણે નબી (સલ) થી રિવાયત કરી છે.

**ફાયદો** બોખારીમાં પૂરો કિસ્સો આવી રીતે છે કે જ્યારે હજરત (સલ) મક્કાને ફતેહ કરવા મદીનાથી ચાલ્યા તો આ ખબર કોરેશને પોહોંચી તો અબુ સુફયાન, હકીમ, અને બોદેલ હજરત (સલ) ની ભાલ કાઢવા નીકળ્યા. હજરતના જાસૂસ તેઓને પકડી લઇ ગયા. અબુ સુફયાન મુસલમાન થયા. જ્યારે હજરતે (સલ) કુચ કરી તો અબ્બાસ (રદી) ને ફરમાવ્યું કે તમો એક જગ્યા ઉપર અબુ સુફયાનને લઇને ઉભા રહો કે તે મુસલમાનોની ફોજને જુએ. તો અબ્બાસ તેમને લઇને ઉભા રહ્યા. અને હજરત (સલ) નું લશકર નીકળવા લાગ્યું. અબુ સુફયાન દરેક ટોલાનું નામ પૂછતા જતા હતા, અબ્બાસ બતલાવતા જતા હતા. અબુ સુફયાન કહેતા હતા મને આ લોકોથી શું કામ? જ્યારે એક મોટું ટોલું આવ્યું અબુ સુફયાને પૂછયું આ કોણ લોક છે? અબ્બાસે કહ્યું આ અનસારી લોક છે તેઓના સરદાર તથા ઝણ્ડાવાળા સઅદ બીન ઓબાદા હતા. સઅદે અબુ સુફયાનને કહ્યું આજ રકત વેહવાનો દહાડો છે. આજે કાબામાં લડવું હલાલ થશે. ફરી હજરત (સલ) નું ટોલું આવ્યું અને હજરત (સલ) નો ઝણ્ડો ઝોબેર (રદી) પાસે હતો. અબુ સુફયાને હજરત (સલ) ને કહ્યું તમે સઅદની વાત સાંભળી નથી? હજરતે (સલ) ફરમાવ્યું તેણે શું કહ્યું.? અબુ સુફયાને તે વાત બયાન કરી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. અને નવા મુસલમાનોને દિલાસો આપ્યો.

૧૭૧૭ બોખારી તથા મુસલિમમાં સલમા બીન અકવા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે તે વાત કહી તેણે જૂઠ કહ્યું ખચીત તેને માટે બે સવાબ છે. અને હજરતે (સલ) બે આંગળીયો ભેગી કરી. ખચીત તે જેહાદ કરનાર છે મેહનતી માણુસ છે અરબનો કોઇ આદમી ભાયગે તેના જેવી ચાલ ચાલ્યો હશે." એટલે આમિર બીન અકવા સલમાના ભાઇ માટે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને તેમના ઘુંટણને તેમની તલવારની નોક લાગી હતી જેથી તે મર્યા હતા.

**ફાયદો** જંગે ખૈબરમાં આમેરે કોઇ કાફેર ઉપર તલવાર મારી તો તે તલવારની નોક તેમનાજ ઘુંટણ ઉપર પડી તેજ દુ:ખથી તેવણ મરણ પામ્યા. કેટલાક લોકોએ કહ્યું આમિર હરામ મોત પોતાના હાથથી (આપઘાતથી) મર્યા તેમને જેહાદનો સવાબ મળશે નહીં. જ્યારે હજરતે (સલ) આ વાત સાંભળી ત્યારે આ હદીસ ફરમાવી. આમિર માટે બે સવાબ ફરમાવ્યા એક જેહાદનો સવાબ બીજો ઝખમની તકલીફનો. આ હદીસથી જણાયું કે જો અવિચારે પોતાના હાથથી પોતાના દેહ પર ઝખમ લાગે અને તેથી માણુસ મરે તો તેનું મોત હરામ નથી.

૧૭૧૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પુરૂષને જૂઠો થવા માટે આટલું બસ છે કે તે જે સાંભળે તે બયાન કરે" અને કોજાઇની રિવાયતમાં જૂઠાની જગ્યા ગુનેહગાર (ઇસમ) શબ્દ છે.

**ફાયદો** એટલે ઘણી ખરી ખબરો અને હિકાયતો જૂઠથી કોરી નથી તો જો દરેક વાત બયાન કર્યા કરશે તો આ શખ્સ પણ જરૂર જૂઠો ઠર્યો. એટલે જૂઠનો મદદગાર ઠર્યો. આ હદીસથી સાફ જણાયું કે જ્યાં સુધી વાતની સારી રીતે જાંચ નહીં કરે ત્યાં સુધી જબાન પર લાવે નહીં.

૧૭૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પુરૂષોમાંથી ઘણા સમ્પૂર્ણ થયા પણ સ્ત્રીઓમાંથી ઇમરાનની છોકરી મરયમ તથા ફરઓનની બાયડી આસીયા સિવાય કોઇ સમ્પૂર્ણ થઇ નહીં.

**ફાયદો** એટલે આગળી ઉમ્મતોમાં માત્ર આજ બે સ્ત્રીઓ કમાલવાળી થયો. કારણ કે ઉમ્મતે મોહમ્મદીમાં હજરત ખદીજા હજરત ફાતેમા તથા હજરત આએશા (રદી) ની સમ્પૂર્ણતા ઘણી હદીસોથી સિધ્ધ છે.

૧૭૨૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇરાક પોતાના દિરહમ અને કફીઝની મનાઇ કરશે અને શામ પોતાના મુદ અને દીનારની મનાઇ કરશે અને મિસર પોતાના ગુણ અને દીનારની મનાઇ કરશે અને તમો જેવા શરૂમાં હતા તેવા થશો અને તમો જેવા શરૂમાં હતા તેવા થશો અને તમો જેવા શરૂમાં હતા તેવા થશો. આ હદીસ ઉપર અબુ હોરેરા (રદી) ના માસ અને ખુને સાક્ષી આપી છે. (એટલે એમાં કંઇ શક નથી.)

**ફાયદો** કફીઝ અને મુદ માપના નામ છે. જેમાં અનાજ માપે છે. અને અરદબ (ગુણ) ચોસઠ સેરનો થાય છે. આ હદીસમાં આખર જમાનાના ફિતનાના ફસાદની ખબર છે કે એ દેશોની આવક ઇમામને મળશે નહીં. રઇયત સરદારની તાબેદારી કરશે નહીં. જેવી રીતે ઇસ્લામથી પ્રથમ વગર સરદારનો દેશ હતો તેવો થશે.

* ૧૭૨૧ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારા પર હમણા એક સૂરા ઉતરી. ફરી હજરતે (સલ) બિસ્મિલ્લાહ પઢિને ઇન્નાઆતૈનાની પૂરી સૂરા પઢીને ફરમાવ્યું, તમો જાણો છો કોસર શું છે? અમે કહ્યું અલ્લાહ તથા તેના રસૂલ સારી રીતે જાણનાર છે. હજરતે ફરમાવ્યું કે તે એક નેહેર છે. મારા પરવરદિગારે મને તેનો વાયદો કર્યો છે. તેના પર ઘણી ખૈર (ભલાઇ) છે. તે હોજપર કેયામતને દિવસે મારી ઉમ્મત આવશે તેના પાસણ તારાઓની ગણતરીઅ છે ફરી એક બંદો તેઓમાંનો રોકાશે. હું કહીશ આ મારા પરવરદિગાર ખચીત તે મારી ઉમ્મતમાંથી છે ત્યારે કહેવામાં આવશે કે તું જાણતો નથી તારા પછી તેણે કેવો નવો માર્ગ કાઢયો (એટલે મુરતદ થયો)

**ફાયદો** અરબના કેટલાક લોક હજરત (સલ) પછી મુરતદ થયા. સિદ્દીકે અકબરે [રદી] તેમને માર્યા તે લોક હોજે કૌસરથી અભાગ્ય છે.

૧૭૨૨ બોખારી તથા મુસલિમમાં અબુ મુસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જીબરઈલ ઉતર્યો ફરી તેણે મારી ઈમામત કરાવી મેં તેની સાથે નમાઝ પઢી, ફરી મેં તેની સાથે નમાઝ પઢી, ફરી મેં તેની સાથે નમાઝ પઢી, ફરી મેં તેની સાથે નમાઝ પઢી, ફરી મેં તેની સાથે નમાઝ પઢી.*

**ફાયદો** એટલે પાંચ વખતની ફરજ નમાઝ શીખવવા માટે જીબરઈલે (અલે) હજરત (સલ) ને પઢાવી કે જેથી ઉમ્મતને એવી રીતે શીખવે.

૧૭૨૩ મુસલિમમાં બોરૈદા બીન હોસૈબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારો સવાબ સિધ્ધ થયો અને વારસાએ તારી પાસે લોંડીને પાછી ફેરવી.'' એક ઓરતે કહ્યું મેં મારી માને એક લોંડી સદકો આપી હતી અને મારી મા મરી ગઈ છે, તેણીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે તને બે ફાયદા થયા. એક આપવાનો સવાબ. બીજો વારેસ થવાને લીધે લોંડીની માલિકીયત.

૧૭૨૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેવી રીતે તમને તેના શરથી બચાવ્યા તેવી રીતે તેને તમારા શરથી બચાવ્યો" એટલે તે સર્પ જે સહાબા ઉપર મિનામાં નીકળ્યો હતો.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે અમો મિનાની ખીણમાં હતા. હજરત (સલ) ઉપર ત્યાં સુરા વલ મુરસલાત ઉતરી અમો તેને યાદ કરતા હતા એટલામાં ત્યાં એક સર્પ નીકળ્યો. હજરતે (સલ) ફરમાવ્યું તમો એને મારી નાખો. અમો તેને મારવા દોડ્યા સાપ પોતાના દરમાં ગયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે સર્પનું મારવું દુરૂસ્ત છે.

* આ એક દિવસનું બયાન છે. નહીં તો બે દિવસ દશ નમાઝો જીબરઈલે (અલે) હજરત (સલ) ને પઢાવી છે. મિશકાત. ગુ. મો.

## ફસલ ૨ જી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **માજી મજહુબ** છે.

* ૧૭૨૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ રાત તું મને ખ્વાબમાં દેખાડાઇ. રેશમના તુકડામાં મારી પાસે તને ફિરસ્તો લાવ્યો ફરી તે કહેતો હતો, આ તારી બીબી છે. મેં તારો ચેહેરો ખોલ્યો તો આબેહુબ તે તું છે. ફરી મેં કહ્યું જો આ ખ્વાબ ખોદાની તરફથી છે તો ખોદા એમજ કરશે (એટલે તું મારા નિકાહમાં આવશે.)

**ફાયદો** આ જે હજરતે (સલ) ફરમાવ્યું "જો આ ખ્વાબ ખોદાની તરફથી છે" એટલે જો આ ખ્વાબની મતલબ (તાબીર) બીજી કંઈ નહીં થઇ તો જરૂર નિકાહ થશે. કારણ કે પેગમ્બરના ખ્વાબમાં કંઈ શક સન્દેહ હોતાં નથી.†

*૧૭૨૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શબે કદર મને સ્વપ્નામાં દેખાડાઇ, ફરી મારા ઘરવાળાઓમાંથી કોઇએ મને જગાડયો જેથી હું તેને ભૂલાવાયો. અને એક રિવાયતમાં છે હું તેને ભૂલી ગયો * તો તમો તેને બાકીની દસ રાતોમાં ઢુંઢો.

† પણ ખ્વાબની મતલબ સમજવામાં ચૂક થઇ શકે છે માટે હજરતે (સલ) એવી રીતે ફરમાવ્યું. ગુ. મો.

* શરહ મશારેક વાળા કહે છે કે શબે કદરને રસુલુલ્લાહના ભુલવામાં આ હિકમત છે કે જો આપ નહીં ભૂલતે તો આપ લોકોને ખબર કરતે જેથી લોકો બીજી રાતો સિવાય તે રાતને ઘણું માન આપતે. ગુ. મો.

**ફાયદો** એટલે એકીની રાતોમાં.

૧૭૨૭ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને પાંચ ચીજો અપાઈ જે મારેથી આગળ કોઈ પેગમ્બરને અપાઈ નથી. એક મહિનાના માર્ગ ઉપરથી ધાક (રોઅબ) ની સાથે મને ફતેહ મળી. અને જમીન મારે માટે મસજીદ તથા પવિત્ર કરનાર બનાવાઈ (એટલે દરેક જગ્યા નમાઝ તથા તયમ્મોમ દુરૂસ્ત છે.) માટે જે પુરૂષને મારી ઉમ્મતથી જ્યાં નમાઝનો વખત મળે નમાઝ પઢે. અને મારે માટે ગનીમતનો માલ (લડાઇમાં લુટનો માલ) હલાલ થયો મારી આગળ કોઈને માટે હલાલ થયો નથી. અને મને શફાઅતની પદવી મળી. અને પેગમ્બર માત્ર પોતાની કોમ તરફ મોકલાતો હતો અને હું સઘળા લોકોની તરફ મોકલાયો છું.

**ફાયદો** એટલે આ પાંચ વસ્તુથી હજરત (સલ) સર્વ પેગમ્બરોથી શ્રેષ્ઠ થયા. હજરત (સલ) નો રોઓબ (ધાક) આ હતો કે રૂમનો બાદશાહ ડરતો હતો. યહુદ તથા નસારાને ઇબાદત ખાના સિવાય બીજી જગ્યા નમાઝ પઢવી દુરૂસ્ત નહોતી અને તયમ્મોમનો હુકમ નહોતો. ઉમ્મતે મોહમ્મદી માટે તમામ ઝમીન ઉપર નમાઝનો તથા તયમ્મોમનો હુકમ થયો. અને ગનીમતનો માલ પણ આ ઉમ્મત માટે દુરૂસ્ત થયો. અને કેયામતમાં હજરત (સલ) ની સિવાય કોઇ પ્રથમ શફાઅત કરી શકશે નહીં. અને સપ્ત દ્વીપ (સાત અકલીમ) ની નુબૂવતની પદવી હજરત (સલ) સિવાય કોઇને મળેલી નથી.

૧૭૨૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને હુકમ થયો છે કે હું સાત હાડકાં ઉપર સિજદો કરૂં. પિશાની પર, બંને હાથ પર, બંને ઘુંટણ પર, અને બંને પગના કિનારાપર. અને આ હુકમ થયો છે કે કપડાંને તથા વાળને (નમાઝમાં) એકઠાં કરૂં નહીં.

**ફાયદો** નમાઝમાં વાળોનો અંબોડો બાંધવો તથા કપડાંને માટીથી બચાવવાં મકરૂહ છે.

૧૭૨૯ બોખારી તથા મુસલિમમાં અબુ બકર, ઓમર તથા જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને હુકમ થયો છે કે હું લોકોની સાથે કતલ ચલાઊં, તે એટલાં સુધી કે તેઓ કહે **લાએલાહ ઇલ્લ-લ્લાહ** ફરી જે કોઇએ લાએલાહ ઇલ્લ-લ્લાહ કહ્યું તેણે મારાથી પોતાના માલને અને જાનને સંભાળ્યા. પણ કોઇ હક્કનો બદલો છે. અને તેનો હિસાબ અલ્લાહ પાસે છે.

**ફાયદો** એટલે જ્યારે આદમી મુસલમાન થયો અને કલેમો પઢયો તો તેનો જાન માલ લેવો હરામ છે. પણ જો તે નાહક્ક ખૂન કરશે તો મારી જશે અથવા તે માલનો જામીન થશે તો તેનાથી માલ અપાવાશે. પણ જો તે ડરથી જાહેરમાં મુસલમાન થયો છે અને દિલમાં કાફિર રહ્યો છે તો ખોદા તેનાથી હિસાબ કરી લેશે. દિલોનો હાલ જાણવાનો હુકમ હાકેમ તથા કાઝીને નથી.

૧૭૩૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને તે વસ્તીનો હુકમ થયો છે કે જે બીજી વસતીઓને ખાશે (એટલે ઇસ્લામની ફતેહ થશે સર્વ શેહેર મદીનાના તાબે થશે) લોકો તેને યસરબ રહે છે. અને તે તો મદીના છે. જેવી રીતે લોહાની ભટ્ટી મેલ (કાટ) દૂર કરે છે તેવી રીતે તે બુરા લોકોને દૂર કરે છે.

**ફાયદો** મદીનાનું નામ પ્રથમ યસરબ હતું હજરતે (સલ) તે નામ બદલી નાખ્યું.

૧૭૩૧ બોખારી તથા મુસલિમમાં અનસ તથા સહલ બીન સઅદ સાએદી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું કેયામતની સાથ આવી રીતે મોકલાયો છું જેમ આ બંને. (હજરતે પોતાની બે આંગળીઓ તરફ ઇશારો કર્યો.) એટલે કલેમાની આંગળી તથા વચલી આંગળી તરફ.

**ફાયદો** હજરત (સલ) ખાતેમુન—નબીયીન છે. હજરત (સલ) પછી કોઇ પેગમ્બર નથી. કેયામત સુધી હજરત (સલ) નું દીન કાએમ રહેશે. તો હજરતમાં તથા કેયામતમાં કોઇ આડ રહી નહીં.

૧૭૩૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)

ફરમાવ્યું કે અની આદમના એક પછી એક સારા જમાનાવાળાઓમાં હું ઉત્પન્ન થયો. તે એટલાં સુધી કે જે જમાનાવાળાઓમાં હું થયો તેમાંથી હું થયો.

**ફાયદો.** એટલે હજરત આદમ (અલે) ના ઝમાનાથી તે હજરત (સલ) ના વખત સુધી હજરત (સલ) ના બાપ દાદા માનવંતા (શરીફ) તથા ઊંચ ખાનદાનના હતા. એની આ મતલબ નથી કે સર્વ મુસલમાન હતા.

૧૭૩૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ હવા મોનાફેકોની મોત માટે મોકલાઇ છે.

**ફાયદો.** મસાબીહમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) સફર ગયા હતા. જ્યારે મદીનાની પાસે પુગ્યા તો વાવાઝરડું થયું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. જ્યારે મદીનામાં આવ્યા તો જણાયું કે એક મોટો મુનાફેક મરી ગયો. આ હદીસ મોઅજેઝો છે. કેમકે આવતા વખતની ખબર આપી.

૧૭૩૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઇસ્લામનો પાયો પાંચ ચીજ ઉપર છે. અલ્લાહને એક જાણવું, નમાઝ કાયમ કરવી, ઝકાત આપવી, રમજાનના રોઝા રાખવા, અને હજ્જ કરવી. એક પુરૂષે અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) ને કહ્યું હજ્જ કરવી અને રમજાનના રોઝા રાખવા. અબ્દુલ્લાહ બીન ઓમરે (રદી) કહ્યું નહી,* "રમજાનના રોઝા રાખવા અને હજ્જ કરવી" આવી રીતે મેં રસૂલુલ્લાહથી સાંભળ્યું છે. અને એક રિવાયતમાં છે કે (ઇસ્લામની બુનયાદ પાંચ ચીજ છે) આ વાતની સાક્ષી આપવી કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને મોહમ્મદ અલ્લાહના બંદા છે તથા તેના રસૂલ છે. નમાઝ કાએમ કરવી ઝકાત આપવી બૈતુલ્લાહની હજ્જ કરવી અને રમજાનના રોઝા રાખવા.

૧૭૩૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેહનત તથા તકલીફોની સાથે જંનત રોકાયલી છે અને ખાહેશ તથા શહવતની સાથે દોઝખ રોકાયલી છે" કોઇની રિવાયતમાં હોજેબત (રોકાયલી) ની જગ્યા હુફ્ફત (ઘેરાયલી) નો શબ્દ છે.

**ફાયદો.** એટલે જંનત વગર ઇબાદત તથા પરહેજગારીએ મળી શકતી નથી. અને ઇબાદત તથા પરહેજગારી મેહનત મશક્કતથી કોરી નથી. અને ગુનાહ તથા દુન્યાની ચેહેનનું પરિણામ દોઝખ છે.

૧૭૩૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દારૂનો વેપાર હરામ થયો.

**ફાયદો.** શરાબનું વેચ ખરીદ મુસલમાનને કદી દુરૂસ્ત નથી.

૧૭૩૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઝબાની મદીનાની બંને પથ્થરેલી જમીનની વચ્ચે હરમ થયું છે.†

**ફાયદો.** કેટલાક ઓલમાની નજદીક જેવી રીતે મક્કા હરમ છે તેવી રીતે મદીના પણ છે. અને આ હદીસ તેમની દલીલ છે.

૧૭૩૮ મુસલિમમાં અબુ મસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારાથી આગળ એક પુરૂષનો હિસાબ થયો તો તેની કંઇ નેકી મળી આવી નહીં. પણ આટલું કે તે લોકો સાથે મીલાપ રાખતો હતો, અને તે તાલેવાન હતો તે પોતાના ગુલામોને કહેતો હતો કે તેઓ તંગ દસ્તવાળાઓથી દરગુજર કરે (કરજ વસૂલ કરતાં સખતી કરે નહીં.) અલ્લાહે કહ્યું કે અમો તેના વિષે એહસાન તથા કરમ કરવામાં વધુ હક્કદાર છીએ. ફરી ફિરસ્તાઓએ તેનાથી દરગુજર કરી.

૧૭૩૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દાઊદ (અલે) ઉપર કુરઆન પઢવું સેહલું થયું હતું તો તે પોતાની સ્વારીનો હુકમ કરતા હતા તો તેની ઝીન કસાતી. ફરી તેની ઝીન કસાતી તે પેહેલાં

* તે પુરૂષે પ્રથમ રમજાનના રોઝા કહેવા જોઇતા હતા જેની જગ્યા તેણે પ્રથમ હજ્જ કહી માટે નકાર કર્યો. ગુ. મો.

† આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૪૨૦ તથા તેની નોટમાં છે. ગુ. મો.

તેવણ કુરઆન પઢતા હતા. અને તેવણ પોતાની હાથનીજ કમાઇથી ખાતા હતા.

**ફાયદો** કુરઆનની મતલબ ઝબૂર છે. એવી જલદી ઝબૂર પૂરી કરવી એ હજરત દાઉદ (અલે) નો મોઅજેઝો છે. અને જો કે તેવણ બાદશાહ હતા છતાં પોતાની કમાઇ અને મેહનતથી ખાતા હતા.

૧૭૪૦ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ફિરસ્તા નૂરથી ઉત્પન્ન થયા તથા જીન્ન અગ્નિની લોથી ઉત્પન્ન થયા. અને જે ચીજ તમારે માટે બયાન થઇ તેથી આદમ (અલે) ઉત્પન્ન થાયા. (એટલે માટીથી)

૧૭૪૧ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું સિદરતુલ મુનતહાએ પુગાવાયો ત્યાં ચાર નેહેરો છે, બે નેહેરો જાહેરની અને બે નેહેરો બાતેનની. જાહેરની નેહેરો તો નીલ તથા ફોરાત છે. અને બાતેનની બંને નેહેરો જંનતમાં છે. અને મને ત્રણ પ્યાલાં અપાયાં. એક પ્યાલામાં દૂધ હતું અને બીજા પ્યાલામાં મધ હતું અને ત્રીજામાં શરાબ હતો. ફરી જેમાં દૂધ હતું તે મેં લીધું તો મને કહેવામાં આવ્યું કે તેં પૈદાએશી દીન મેળવ્યું.

**ફાયદો** મેઅરાજની હદીસમાં એનું વિસ્તારથી બયાન થયું છે.@

૧૭૪૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક સ્ત્રીને એક બિલાડી વિષે અઝાબ થયો. તેણીએ તેને બાંધી, ન તેને ખવરાવ્યું અને ન પાણી પાયું અને ન તેને છોડી કે તે જમીનના જાનવરો ખાય.

૧૭૪૩ મુસલિમમાં અબુ જરૃ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતના સારાં અને નરસાં અમલો મારી આગળ પેશ થયા તો તેના સારાં અમલોમાં માર્ગથી દુઃખ આપતી વસ્તુ ટાલવાને મેં જોઇ, અને તેના નરસા અમલોમાં મસજીદમાં થુંકવાને મેં જોયું કે જે દફનાવાઇ નહીં હોય.

**ફાયદો** માર્ગમાં તકલીફની ચીજ જેવો કાંટો પત્થર.

@ વાંચો હદીસ ના. ૧૧૧૦ ગુ. મો.

* ૧૭૪૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી આગળ ઉમ્મતો લવાયો. ફરી એક નબી ચાલ્યો તેની સાથે લોક ચાલ્યા. અને એક નબી ચાલ્યો તેની સાથે દશ માણુસ ચાલ્યા. અને એક નબી ચાલ્યો તેના સાથે પાંચ માણુસ ચાલ્યા. અને એક નબી પોતે એકલો ચાલ્યો. ફરી મેં નજર કરી તો એક મોટું ટોલું જોઉં છું. મેં કહ્યું એ જીબરઇલ આ મારી ઉમ્મત છે? તેણે કહ્યું નહીં. પણ તું આકાશના કિનારા તરફ જો. ફરી મેં નજર કરી જોઉં છું કે મોટું ટોલું છે. જીબરઇલે કહ્યું આ તારી ઉમ્મત છે. અને આ સિત્તેર હજાર જે તેઓની આગળ છે તેઓ પર હિસાબ અઝાબ નથી. મેં કહ્યું શા માટે? જીબરઇલે કહ્યું એઓ ડામતા નહોતા, તંત્ર મન્ત્ર કરતા નહોતા, અને અપસુકન (બદ શગુન) લેતા નહોતા. અને પોતાનાજ પરવરદિગાર પર ભરોસો કરતા હતા." આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. પણ શબ્દો બોખારીના છે.

**ફાયદો** જેટલા લોક જે પેગમ્બર પર ઇમાન લાવ્યા હશે તેઓજ કેયામતમાં તેઓની સાથે થશે. અને કોઇ પેગમ્બર પર કોઇ ઇમાન લાવ્યું નહશે તેમની સાથે કોઇ થશે નહીં. આથી જણાયું કે અમારા હજરત (સલ) ની ઉમ્મત સર્વથી વધુ થશે. દવા કરવાને તજવું એ તવકકોલ નથી. કારણ કે હજરતે (સલ) ઘણીવાર દવા કરી છે. પણ ડામવું, ઝાડ ફુંક કરવી, અને બદફાલી લેવી એ તવકકોલ વિરૂધ્ધ છે. પણ જ્યારે ડામવા સિવાય કોઇ ઔષધ નહીં હોય તો તે વેળા ડામવું પણ દુરૂસ્ત છે.

૧૭૪૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પેગમ્બરો મારી આગળ કરાયા તો જોઉં છું કે મૂસા પાતળા પુરૂષ છે જાણે તે શનુઆનો પુરૂષ છે. અને મેં ઇસા બીન મરયમને (અલે) જોયા તો મારા જોઇલા લોકોમાં ઉરવા બીન મસઊદ (રદી) ની સાથે ઘણા મળતા છે. અને મેં ઇબરાહીમ (અલે) ને જોયા તો મારા જોઇલાઓમાં તે તમારા સાથી એટલે પોતાથી ઘણા મલતા છે. અને મેં જીબ-

રહુલ (અલે) ને જોયા તો જે મેં જોયા તેઓ-માં દેહયા બીન ખલીફાથી ઘણા મલતા છે.

૧૭૪૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને પેગમ્બરો ઉપર છ વસ્તુથી શ્રેષ્ઠતા મળી છે. મને જવામેઉલ કલેમ અપાયા છે. મને રોઓબથી ફતેહ મળી છે. મારે માટે ગનીમતનો માલ હલાલ થયો છે. જમીનને મારે માટે પવિત્ર કરનાર તથા મસજીદ બનાવાઇ છે. હું સઘળા જગતની તરફ મોકલાયો છું. અને હું ખાતેમુન–નબીયીન છું. (મારેથી નબીયો પૂરા થયા છે)

**ફાયદો** જવામેઉલ કલેમ તેને કહે છે કે જેમાં થોડા શબ્દ અને ઘણી મતલબ હોય. * જવામેઉલ કલેમની મતલબ કુરઆન અને હદીસ છે. જેના અર્થ તથા મતલબોની કંઇ હદ નથી. જેટલે ઉંડાણ ઉતરીએ તેટલી મતલબો ખુલે છે. બાકીનો મજમુન વિસ્તારથી બારમી હદીસમાં† આવી ગયું છે. પણ આમાં છ વસ્તુ ફરમાવી અને તેમાં પાંચ ચીજ. તો તેનું કારણ આ છે કે પ્રથમ હજરત (સલ) ને પાંચ ચીજનો હાલ જણાયો ફરી છઠ્ઠી ચીજ પણ ઇનાયત થઇ.

* ૧૭૪૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલની એક ઉમ્મત મસખ થઇ તે જણાઇ નહીં કે કયી સૂરતમાં થઇ, પણ હું ધારૂં છું કે તે ઊંદર છે. જ્યારે ઊંદર પાસે ઊંટનું દૂધ મુકાય છે તો પીતા નથી પણ બકરીનું દૂધ મુકાય તો પીએ છે-

**ફાયદો** એટલે બની ઇસ્રાઇલ ઊંટનું દૂધ પીતા નહોતા તો આ સમ્બંધથી ફરમાવ્યું કે તે લોક ઊંદરની સૂરત પર મસખ થયા. કારણ કે ઊંદર પણ ઊંટનું દૂધ પીતો નથી.¶

૧૭૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલને કહેવાયું કે તમો દરવાજામાં સિજદો કરતા દાખલ થાઓ અને કહો "હિત્તતુન" અમો તમારી બખશીશ કરીશું. તો તેઓએ એ હુકમનો અનાદર કર્યો ઢગરા ઘસતા દરવાજામાં પેઠા અને હબ્બતુન ફી શઅરતીન કહ્યું.

**ફાયદો** બૈતુલ મકદસ અથવા અરીહાના દરવાજામાં દાખલ થવાનો તેમને હુકમ થયો હતો તો તે લોક એવા બે અદબ હતા કે હાસી કરવા લાગ્યા. સિજદો કરવાને બદલે ઢગરા ઘસતા ચાલ્યા અને બખશીશ માંગવાને બદલે અનાજ માંગવા લાગ્યા માટે ખોદાના કોપમાં સપડાયા.

૧૭૪૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને પુર્વના હવાથી ફતેહ મળી અને પશ્ચિમના હવાથી આદની કોમ હલાક થઇ.

૧૭૫૦ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આજ રાત્રે મારે ત્યાં છોકરો જનમ્યો તો મેં તેનું નામ મારા બાપ ઇબરાહીમને નામે રાખ્યું-

**ફાયદો** સને આઠ હિજરીએ મારયા (મરયમ) કિબ્ટીયાથી સાહેબ ઝાદા પેદા થયા. હજરતે (સલ) તેમનું નામ ઇબરાહીમ રાખ્યું. સત્તર મહિના પછી તેમનો ઇનતેકાલ થયો.

---

* હજરત (સલ) ની નોબુવત વિષે પારસીઓની કિતાબ દસાતીરમાં પેશીનગોઇ કહેવાઇ છે. તેમાં પણ આપનો ગુણ જવામેઉલ કલેમ કહેવાયો છે. વાંચો તોહફતુલ હિન્દ ગુજરાતી પૃષ્ટ ૪૮,૪૯. ગુ. મો.

† "બારમી હદીસ" આ કોપી કરનારની ભૂલ છે તે વીસમી હદીસ છે એટલે હદીસ ના. ૧૭૨૭ ગુ. મો.

¶ જે લોકોની સૂરત બદલાઇ જાનવાર બન્યા છે તેઓની નસલ રહેતી નથી. વાંચો હદીસ ના. ૨૮૩ તો આ વાતની જાણ થવા પેહેલાં હજરતે (સલ) અનુમાનથી આ ફરમાવ્યું છે. ગુ. મો.

## ફેસલ ૩ ૭

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે માજી મોતકલ્લિમનો શબ્દ છે.

* ૧૭૫૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું એક નેહેર પર આવ્યો જેના બંને કેનારા પર પોલાં મોતીના તમ્બુ છે. તો મેં કહ્યું આ શું છે? ઓ જીબરઈલ! જીબરઈલે કહ્યું હોજે કોસર છે.

* ૧૭૫૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં મારા પરવરદિગારથી હુકમ માંગ્યો કે હું મારી મા માટે બખશીશ (મગફેરત) માંગું તો તેણે મને હુકમ આપ્યો નહીં. અને મેં તેણીની કબરની જીયારત કરવાનો હુકમ માંગ્યો તો મને હુકમ મળ્યો.

**ફાયદો** હજરતે (સલ) જ્યારે પોતાની માની કબરની જીયારત કરી તો હજરત રોયા અને સાથવાળા રોયા. અને ફરમાવ્યું કે કબરોની જીયારત કર્યા કરો એથી મોત યાદ આવે છે. જો કોઈ કહે કે કુરઆન શરીફમાં મુશરેકો માટે બખશીશ માંગવાની મનાઇ છે તો હજરતે (સલ) પોતાની માની મગફેરત માંગવાનો શા માટે વિચાર કર્યો? તેનો ઉત્તર આ છે કે હજરત (સલ) ને કદાપી પોતા માટે દોઆ માંગવામાં ખાસ થવાની આશા હશે. એટલે જો કે બીજા મુશરેકો માટે મગફેરત માંગવી દુરૂસ્ત નથી પણ કદાપી મને દુરૂસ્ત હોય. વિશેષ કરી હજરત (સલ) ને લીધે અબુ તાલેબના અજાબમાં ઘટાડો થયો હતો. અથવા તો આ હુકમ માંગવો મનાઈ થવા પ્રથમ થયો હોય.

૧૭૫૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં જંનતમાં ઝાંખ્યું તો ઘણા ખરા જંનતવાળા ફકીરો હતા. અને મેં દોઝખમાં ઝાંખ્યું તો ઘણા ખરા દોઝખવાળી સ્ત્રીઓ હતી.

**ફાયદો** ઇમાનવાળા મોહતાજ ઘણું કરીને તકલીફોમાં રહે છે તો સબર કરે છે જેથી જંનત મેળવે છે. અને સ્ત્રીઓ ઘણું કરીને બદ સ્વભાવ બદ અકીદા હોય છે. માટે તે દોઝખા થાય છે.

૧૭૫૪ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મિસવાક (દાંતણ) કરવાની ખુબી (અથવા હુકમ) મેં તમને ઘણી વાર કહી છે.

**ફાયદો** મતલબ આ કે દાંતણ કરવામાં ગફલત સુસ્તી નહીં કરો મિસવાકની આદત રાખો.

૧૭૫૫ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં હિરા પહાડ પર એક મહિનો એતેકાફ કર્યો. ફરી જ્યારે મેં મારો એતેકાફ પૂરો કર્યો તો ઉતર્યો અને નાલાને માર્ગે ચાલ્યો, તો મને કોઇએ પૂકાર્યો. ફરી મેં આગળ પાછળ જમણે ડાબે જોયું તો મેં નજર કરી પણ કોઇને જોયો નહીં. ફરી મને કોઇએ પૂકાર્યો, તો મેં મારૂં માથું ઉપાડયું. જોઊં છું કે તે એટલે જીબરઇલ હવામાં અરશ ઉપર છે. ફરી મને ઘણી કંપારી છૂટી. હું ખદીજા પાસે આવ્યો ને મેં કહ્યું મને કપડું ઓઢાવો કપડું ઓઢાવો. તેઓએ મારા પર પાણી છણકયું.* ફરી અલ્લાહે આ આયત ઉતારી “ઓ ચિંગોટી ઓઢનાર ઉઠ અને (લોકોને અલ્લાહના અજાબથી) ડરાવ.

**ફાયદો** પ્રથમ હજરત (સલ) પર ઇકરાની સૂરા ઉતરી. ફરી ત્રણ વર્ષ વહી બંધ રહી, તે પછી સૂરા મુદસ્સેર ઉતરી.

૧૭૫૬ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મેં તારે માટે આ છુ-

* આમાં આ વાતનો ઈશારો છે કે ગભરાયલા માણુસ ઉપર પાણી છણકવાથી તેના ગભરાટમાં આરામ થાય છે. ગુ. મો.

પાવી રાખ્યું છે. મેં તારે માટે આ છુપાવી રાખ્યું છે." આ હજરતે (સલ) મિસવરના બાપ મખરમા (રદી) ને ફરમાવ્યું. એટલે રેશમી ઝભ્ભો જેને સોનાના બોરયા લાગેલાં હતાં.

**ફાયદો** જ્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી અને ઝભ્ભો આપ્યો તે વખત સુધી રેશમી કપડું પેહેરવું હરામ થયું નહોતું, અથવા આ માટે આપ્યું હશે કે તેને વેચી લ્યે.

*૧૭૫૭ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું જંનતમાં ગયો તો મેં જોડાનો અવાજ સાંભળ્યો. મેં કહ્યું આ કોણ છે? ફિરસ્તાઓએ કહ્યું આ ગોમૈસા બીનતે મિલહાન અનસ બીન માલિકની મા છે.

૧૭૫૮ બોખારીમાં સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં આજ રાત્રે બે પુરૂષોને જોયા જેઓ મારી પાસે આવ્યા. ફરી મને એક ઝાડ પર ચઢાવ્યો ફરી મને એક ઘરમાં લઈ ગયા. જે ઘણું સારૂં અને ચડતું હતું મેં તેથી સારૂં કદી જોયું નથી. તે બંને એ કહ્યું આ ઘર તો શહીદોનું ઘર છે.

**ફાયદો** આ હજરતે (સલ) ખ્વાબમાં જોયું.

૧૭૫૯ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં એક કાળી બાયડીને સ્વપ્નામાં જોઇ જેના માથાના વાળ વિખરાયલાં છે, તે મદીનાથી નીકળી તે એટલાં સુધી કે મહયઆમાં ઘુસી. મેં તેની આ મતલબ લીધી કે મદીનાની વબા મહયઆમાં ગઇ.

**ફાયદો** મહયઆ જોહફાનું નામ છે જે મદીનાથી છ કોસ પર છે ત્યાં યહુદી રહેતા હતા. મદીનામાં ઘણું કરીને મરકી થયા કરતી. જ્યારે હજરતે (સલ) દોઆ કરી અને આ ખ્વાબ જોયો તો તે ત્યાંથી જતી રહી અને જોહફામાં જઇને પડી.

૧૭૬૦ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં જહંનમને જોઈ જેનો કેટલોક ભાગ બીજા ભાગને ચપડી નાખે છે. અને મેં અમરને જોયો કે જે પોતાની આંતરડીયો ખેંચે છે. તેણેજ પ્રથમ સાંઢ છોડવાની વિધિ કહાડી.

**ફાયદો** અમર બીન આમિર હજરત (સલ) થી ત્રણસો વર્ષ પ્રથમ હતો. બુતો (મુર્તિઓ) માટે સાંઢ છોડવાની રસમ તેણેજ કાઢી હતી. માટે તે એવા સખત અજાબમાં સપડાયો.@

૧૭૬૧ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેવી રીતે ઊંઘેલો માણસ જુવે છે તેમ મેં એક રાત્રે સ્વપ્નામાં જોયું કે જાણે અમે ઉકબા બીન રાફિઅના ઘરમાં ઉતર્યા. ફરી અમારી પાસે ઇબને તાબ જાતનું તાજુ ખજૂર લવાયું. તો મેં તેની મતલબ (તાબીર) આ લીધી કે દુન્યામાં અમારે માટે બોલંદી (ચઢતી) છે અને આખેરતમાં સારૂં પરિણામ છે.

**ફાયદો** હજરતે (સલ) આ તાબીર શબ્દોથી કાઢી. બોલંદી રાફેઅથી, અને સારૂં પરિણામ ઉકબાથી, અને બેહતર તથા ઉમદા તાબાથી કાઢી છે. આથી જણાયું કે તાબીર કરવાની એક રીત આ પણ છે કે માત્ર શબ્દોથી નેક ફાલીની જેમ મતલબ સમજે.

૧૭૬૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમર બીન આમિર ખોજાઇને મેં સ્વપ્નામાં જોયો કે તે પોતાની આંતરડીયોને અગ્નિમાં ખેંચે છે. સાંઢ છોડવાની રીત તેણેજ પ્રથમ કાઢી છે.

* ૧૭૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં ખ્વાબમાં જોયું કે હું મક્કાથી તે જમીન તરફ હિજરત કરૂં છું કે જેમાં ખજૂરીઓ છે, તો મારી ધારના આ થઇ કે તે જમીન યમામા છે અથવા હજર છે. પણ તે તો મદીના યસરબ નીકળ્યું. અને મેં એજ સ્વપ્નામાં જોયું કે મેં તલવારને હલાવી તો તે ઉપરથી તુટી ગઈ, તો તે ઓહોદમાં મુસલમાનોને જે દુઃખ પોહોંચ્યું તે છે. ફરી મેં તેને બીજી વાર હલાવી તો તે સારી રીતે પાછી બની ગઈ, તો તે અલ્લાહે ફતેહ આપી અને મુસલમાનોનો જથ્થો બન્યો તે છે (એટલે

@ આ હદીસથી જણાય છે કે હજરત (સલ) ની નોબુવવતથી પેહેલા ફિતરતના વખતમાં પણ જે શિર્ક કરનાર હતા તેઓની પકડ થશે. ગુ. મો.

જંગે ઓહોદ પછી ખૈબર અને મક્કા ફતેહ થયા અને ઇસ્લામના લશકરે જોર પકડયું.) આ હદીસની મુસલિમે પૂરી સનદ બયાન કરી છે, અને બોખારીએ સનદને હજ્ફ કરી છે (તાલીક કરી છે)

**ફાયદો** યમામા તથા હજર અરબમાં બે દેશ છે ત્યાં ખજૂરના ઝાડ ઘણા છે. આ હદીસથી જણાયું કે પેગમ્બરોના ખ્વાબ સાચા થાય છે. પણ તાબીર કરવામાં કદી ચૂક પડે છે. હિજરતનો ખરો મુકામ મદીના હતો પણ હજરત (સલ) નો ખ્યાલ બીજી તરફ ગયો. એવીજ રીતે ઓલીયાના ખ્વાબ તથા કશફ ઘણું કરીને સત્ય થાય છે પણ તેના બયાનમાં ભૂલ ચૂક થાય છે.

૧૭૬૪ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં ઇસા, મૂસા તથા ઇબરાહીમ (અલે) ને જોયા. તો ઇસા લાલ ગુંગરૂવાળા વાળના અને ચોડી છાતીના છે. અને મૂસા ઘઊંલા રંગના ડીલે ભારી સીધા વાળના જાણે તે ઝુત્તના પુરૂષોમાંથી છે.

**ફાયદો** હજરતે (સલ) આ બુજરગોને મેઅરાજમાં જોયા અથવા ખ્વાબમાં જોયા.

*૧૭૬૫ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું મને જોઊં છું કે જંનતમાં દાખલ થયો, તો ત્યાં રોમૈસા અબુ તલહાની બીબીને જોઊં છું. અને મેં જોડાનો અવાજ સાંભળ્યો તો મેં કહ્યું આ કોણ છે? ફિરસ્તાએ કહ્યું આ બિલાલ છે. અને મેં એક મેહેલને જોયો જેના આંગણાંમાં એક સ્ત્રી છે. મેં કહ્યું આ મેહેલ કોને માટે છે? ફિરસ્તાઓએ કહ્યું ઓમર બીન ખત્તાબ માટે. ફરી મેં તેમાં જવાનો વિચાર કર્યો કે તેને જોઊં પણ ફરી મેં તારી ગેરતને યાદ કરી જેથી હું પાછો હઠયો. ત્યારે ઓમર (રદી) રડયા અને કહ્યું શું હું આપના ઉપર ગેરત કરીશ ઓ રસૂલુલ્લાહ.

**ફાયદો** આ હદીસમાં ઉમ્મે સોલેમને કે જેમની રોમૈસા તથા ગોમૈસા અડક છે તથા બિલાલને તથા ઓમર ફારૂક (રદી) ને જંનતની બશારત છે.

*૧૭૬૬ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં મારા પરવરદગાર પાસે ત્રણ ચીજ માંગી તો તેણે મને બે આપી અને એકથી મને મનાઇ કરી. મેં મારા પરવરદિગારથી માંગણી કરી કે તે મારી ઉમ્મતને દુષ્ટ કાળથી હલાક કરે નહીં. તો તે કબૂલ રાખી. અને મેં તેનાથી માંગણી કરી કે તે મારી ઉમ્મતને ડુબાવીને હલાક કરે નહીં તો તે કબૂલ કરી. અને મેં તેનાથી માંગણી કરી કે તે તેઓના આપસમાં લડાઇ તથા ખુનરેઝી નાખે નહીં તો તેથી મને મનાઇ કરી (માંગણી સ્વીકારી નહીં.)

**ફાયદો** દુષ્ટ કાળ તથા ડુબાવવું ઉમ્મતે મોહમ્મદીમાં કદી એવા થયા નથી અને ન થશે કે સઘળી ઉમ્મત એક સાથે હલાક થાય. જેવી રીતે આગળી ઉમ્મતો હલાક થઇ. અને જંગ અને કતલ તકદીરમાં છે એ હમેશ રહ્યું અને રહેશે.

૧૭૬૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં તેનાથી (એટલે એક પુરૂષના કહેવાથી) કે જેની સાથે તે નમાઝમાં દાખલ થયો આશ્ચર્ય કરી. તેને માટે આસમાનના દરવાજા ખુલ્યા. તેણે કહ્યું **અલ્લાહો અકબર કબીરા વલ હમ્દો લિલ્લાહે કસીરા વ સુબ્હાનલ્લાહે બુક્રતન વ અસીલા** ઇબને ઓમર કહે છે કે જ્યારથી મેં રસૂલુલ્લાહથી એ શબ્દો સાંભળ્યા ત્યારથી મેં કદી છોડા નથી.

**ફાયદો** એટલે આ કલામ ખોદાને એવો પસંદ થયો કે જેને માટે આસમાનના દરવાજા ખોલાયા.

૧૭૬૮ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબુ વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ સ્ત્રીઓ જેઓ મારી પાસે હતી તેઓથી મેં તાજુબ કરી કે જ્યારે તેઓએ તારો અવાજ સાંભળ્યો તો જટ પરદામાં ગયો.

**ફાયદો** એનો કિસ્સો વિસ્તારથી આઠમા અધ્યાયમાં આવી ગયો છે* કે કેટલીક સ્ત્રી હજરત (સલ) ની પાસે વાતો કરતી હતી. જ્યારે ઓમર ફારૂક (રદી) આવ્યા તો તેમના ડરથી છૂપી ગયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

* વાંચો હદીસ નાં. ૧૫૪૪ ગુ. મો.

૧૭૬૯ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝેદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું જંનતના દરવાજા પર ઉભો રહ્યો તો તેમાં જે દાખલ થયા તેમાં મિસકીનો ઘણા હતા. અને દોલતવાળા (જંનતમાં જવાથી) રોકાયા હતા. પણ દોઝખવાળા તેઓને દોઝખમાં જવાનો હુકમ થયો અને હું દોઝખના દરવાજા ઉપર ઉભો હતો તો જે તેમાં દાખલ થયા તેમાં ઓરતો ઘણી હતી.

**ફાયદો** દોલતવાળા અગર જો ઈમાનદાર હશે પણ મિસકીનો પછી જંનતમાં જશે. હિસાબ માટે જંનતના દરવાજા ઉપર રોકાશે.

૧૭૭૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેવી રીતે અબુ જરઅ ઉમ્મે જરઅ માટે છે તેવી રીતે હું તારે માટે છું." આ હજરતે (સલ) હજરત આએશા (રદી) માટે ફરમાવ્યું. અને અબુ જરઅનો કિસ્સો હજરત આએશા (રદી) એ હિકાયત કર્યો છે. તે કહે છે કે અગિયાર સ્ત્રીઓ બેઠી તેઓએ આપસમાં કરાર કર્યો અને વચન લીધા કે તેઓ પોતાના ધણીની વાતને છૂપાવે નહીં. પેહેલીએ કહ્યું, મારો પતી જાણે ઊંટનું પાતળું માંસ પહાડની ટોચ પર છે. ન તે સરખી જમીન ઉપર છે કે ચઢાય અને ન તે ફરબા માંસ છે કે તે લવાય. (એટલે ના લાએક તથા નકામો છે.) બીજીએ કહ્યું, મારા ખાવિન્દની વાતને હું ફેલાવતી નથી. તેની વાત રહી જવાનો મને ડર છે (એટલે મોટો કિસ્સો છે) જો હું બયાન કરૂં તો તેની જાહેર બાતેનની સર્વ એબ બયાન કરૂં.* ત્રીજીએ કહ્યું, મારો મરદ લાંબો પાતળો છે† જો હું બોલુ તો મને તલાક મળે અને જો હું છાની રહું તો હું લટકતી રહું (એટલે ન મને રોટલી મળે અને ન કપડું.) ચોથીએ કહ્યું, મારો ધણી જાણે તેહામા દેશની રાત, ન ગરમી ન સરદી, અને ન બીહીક ન ઉદાસી. (તેહામાં અરબનો એક પ્રાન્ત

* કાજી અયાજ (રહ) કહે છે કે તેનો પતી મહેરમાં ઢંકાયલો હતો બાતેનમાં ખરાબ હતો. જેથી તેણીએ તેની એબ ખોલી નહીં, પણ સામટી રીતે ઇસારાથી કહ્યું. ગુ. મો.

† એટલે બેવકુફ ખરાબ સ્વભાવનો છે. ગુ. મો.

છે જેમાં મક્કા છે ત્યાંની રાત મશહૂર છે.) પાંચમીએ કહ્યું, મારો ખાવિન્દ જો ઘરમાં આવે તો ચીતા જેવો (એટલે સુઇ રહે છે)† અને બહાર જાય તો વાઘ સરખો. અને કરાર વિષે પૂછ કરતો નથી (એટલે દયાળુ મયાળું છે. કરાર તોડવા વિષે પૂછ કરતો નથી.) છઠ્ઠીએ કહ્યું, મારો પતી જ્યારે ખાય તો ઝપાટી જાય અને પીએ તો સુડાપી જાય. જો તે સુએ તો ઊંઘા કરે. તે હાથ નાંખતો નથી કે જેથી તે મારી દાઝ જાણે. સાતમીએ કહ્યું, મારો મરદ સુસ્ત છે અથવા પેહેલા નંબરનો શરીર છે. બોલી જાણતો નથી, દરેક તરેહની બીમારી તેને છે (એટલે સર્વ તરેહની એબ તેમાં છે.) એવો જાલિમ છે કે તારૂં માથું ફોડે અથવા તારો હાથ તોડે અથવા એ બંને ભેગા કરે. (એટલે માથું ને હાથ બંને તોડે) આઠમીએ કહ્યું, મારો પુરૂષ અડકવામાં સસલા સરખો નરમ અને તેની ખુશબો ઝરનબના જેવી ખુશબો (ઝરનબ એક ખુશબોવાળા ઘાસનું નામ છે. મતલબ આ કે મારો પુરૂષ જાહેરમાં પણ સારો છે અને અંદર બાતે પણ સારો છે.) નવમીએ કહ્યું, મારો મરદ ઉંચી ઇમારત વાળો લાંબા પરતલા વાળો (એટલે લાંબા કદનો) ઘણી રાખવાળો (એટલે ઘણી મેમાનદારી કરનાર સખી.)‡ તેનું ઘર સભાની પાસે છે (એટલે તે સભા અથવા ધર્મશાળાનો સરદાર તથા સખી છે. તેનું લંગરખાનું ચાલુ છે) દશમીએ કહ્યું, મારા ખાવિન્દનું નામ માલિક છે કેવો માલિક ? ઘણો શ્રેષ્ઠ માલિક. તેના ઊંટો છે ઘણા તબેલા છે પણ ચરવાની જગ્યા થોડી છે (એટલે જીયાફતમાં તેને ત્યાં ઊંટ ઘણા જુબહ થાય છે માટે તબેલા કરતાં જંગલમાં ઓછા ચરે છે.) જ્યારે ઊંટો વાગાનો અવાજ સાંભળે છે તો પોતાના વધ થવાની તેમને ખાતરી થાય છે (મેમાનીમાં રાગ વાગાની દસ્તુર હતી માટે વાગાની અવાજ સાંભળી ઊંટોને પોતાના જુબહ થવાની ખાતરી થતી હતી.) અગિયારમીએ કહ્યું, મારા ધણીનું નામ અબુ ઝરઅ છે. વાહ તે

† અથવા વગર ખેલ કરે એકદમ સમ્ભોગ કરે છે. ગુ. મો.

‡ સખી હોવાને લીધે તેનું ખબરના ખાનુ હમેશ ગરમ રહે છે જેથી રાખ ઘણી થાય છે. ગુ. મો.

કેવો અબુ ઝરઅ છે ! ઘરેણાથી મારા બંને કાન ઝુલાવ્યા. અને ચરબીથી મારી બંને બાજુ (દંડ) ભરી દીધી. (એટલે મને ઘણી માતેલી કરી) અને તેણે મને ઘણી ખુશ કરી જેથી મારો જાન ઘણો ખુશીમાં રહ્યો. તેને હું બકરાં ઘેટાંવાળાઓમાં દુઃખી મળી ફરી તેણે મને ઘોડાવાળા ઊંટવાળા ખેતીવાળા અને અંગુરવાળાઓમાં કરી (એટલે હું ઘણી ધીક્કારેલી તથા દરિદ્રી હતી તેણે મને માનીતી અને માલદાર કરી) હું તેની આગળ કંઇ વાત કહું છું તો તે ખોટી કે ખરાબ લાગતી નથી. અને હું સૂઊં છું તો સવાર કરૂં છું (એટલે મને કંઇ કામ કરવું પડતું નથી) અને પીઊં છું તો ટસ થાઊં છું. અબુ ઝરઅની મા, કેવી છે અબુ ઝરઅની મા ? તેના મોટા મોટા કોઠા છે અને તેનું મોટું ચોડું ઘર છે. અબુ ઝરઅનો છોકરો, અબુ ઝરઅનો છોકરો કેવો સારો છે ? તેનું બીછાણું જાણે તલવારનું મયાન (એટલે નાઝુકી બદન છે) હલવાનનો એક પાયો તેનું પેટ ભરે છે (એટલે ઘણો ઓછો ખોરાક લે છે) અબુ ઝરઅની છોકરી, શું છે અબુ ઝરઅની છોકરી ? પોતાના બાપની તાબેદાર માની તાબેદાર. પોતાની ચાદરને ભરનારી. (એટલે ઘણી જાડી છે) અને પોતાની સોકને ખાર આપનાર છે (એટલે પોતાની પતીની ઘણી પ્યારી છે જેથી તેણીની સોક તેણી પર બળે છે.) અબુ ઝરઅની દાસી, કેવી છે અબુ ઝરઅની દાસી ? જે અમારી વાત બહાર કરતી નથી અને અમારૂં ખાણું લેઇ ઉપાડી જતી નથી અને અમારૂં ઘર ધુળ કચરાથી ખરાબ રાખતી નથી. અબુ ઝરઅ બહાર નીકળ્યો જ્યારે મશકોમાં દુધ વલોવાતું હતું ફરી તે એક સ્ત્રીને મળ્યો જેની સાથે બે છોકરા ચીતા જેવા હતા. તેણીની કમરની નીચે તેણીના બંને દાડમ સાથે રમતા હતા. તો અબુ ઝરઅએ મને તલાક આપી અને તેણીની સાથે નિકાહ કર્યો. તેના પછી મેં એક પુરૂષથી નિકાહ કર્યો જે સરદાર છે, ઘોડાની સ્વારી સારી જાણનાર છે, ભાલો મારનાર છે, તેણે મને ઢોર ઘણા આપ્યાં. અને જાનવરોની દરેક જાતથી મને એક જોડું આપ્યું અને કહ્યું, ઓ ઉમ્મે ઝરઆ તું ખા અને સગાંઓને આપ. ઉમ્મે ઝરઆએ કહ્યું જે કંઇ મને બીજા ધણીએ આપ્યું છે તેને હું જો ભેગું કરૂં તો અબુ ઝરઅના નાહલા વાસણ જેટલું પણ થાય નહીં (એટલે બીજા ખાવિન્દનું એહસાન પેહેલા ખાવિન્દના એહસાનના મુકાબલામાં ઘણુંજ ઓછું છે.)

**ફાયદો** જ્યારે હજરત આએશાએ (રદી) અગિયાર સ્ત્રીનો આ કિસ્સો હજરત (સલ) ની આગળ બયાન કર્યો ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું એ આએશા ! જેવી રીતે અબુ ઝરઅ ઉમ્મે ઝરઅ ઉપર એહસાન કરતો હતો તેવી રીતે હું પણ તારા પર એહસાન કરનાર છું.

૧૭૭૧ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં તો તમને સ્વારી આપી નથી પણ અલ્લાહે તમને સ્વારી આપી છે. " અશઅરી ટોળાના કેટલાક પુરૂષોને હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** અબુ મૂસા અશઅરી (રદી) થી રિવાયત છે કે અમે લોકોએ જેહાદ કરવા માટે સ્વારી માંગી. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની કસમ હું તમને સ્વારી આપીશ નહીં. અને મારી પાસે સ્વારી છે પણ નહીં. કેટલાક દિવસ પછી હજરત (સલ) પાસે ગનીમતના ઊંટ આવ્યા. હજરતે (સલ) અમને બોલાવીને પાંચ ઊંટ આપ્યા. અમારી કોમના કેટલાક લોકોએ અરજ કરી કે એ હજરત ! આપે અમને સ્વારી નહીં આપવાની કસમ ખાધી છે. શું આપ ભૂલી ગયા છો કે અમને સ્વારી આપી ? ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જો હું કોઇ ચીજ ઉપર કસમ ખાઊં છું ફરી જો હું તેના વિરૂધ્ધમાં બેહતરી જાણું છું તો કફારો આપીને કસમ તોડું છું. જાઓ મેં તમને સ્વારી આપી નથી ખોદાએ તમને સ્વારી આપી છે.

૧૭૭૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું પાટલા ઘોને ખાતો નથી તથા તેને હરામ કરતો નથી.

**ફાયદો** પાકેલી પાટલાઘો હજરત (સલ) ની સામે આવી હજરતે (સલ) તેને ખાધી નહીં. લોકોએ પૂછ્યું શું આ હરામ છે કે હજરત ખાતા નથી ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો કે આ હરામ નથી પણ અમા-

રી તબીઅતને ગમતી નથી * ઇમામ આજમ (રદી) ની નજદીક ઘો હલાલ નથી મકરૂહ છે. ઇમામ શાફેઇ (રહ) ની નજદીક હલાલ છે.

૧૭૭૩ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે રાત્રે મને મેઅ્રાજ થઇ ત્યારે લાલ ટેકરી પાસે મૂસા (અલ) ઉપર મારી ગુજર થઇ. જોઊ છું કે તે પોતાની કબરમાં નમાઝ પઢે છે.

**ફાયદો** લાલ ટેકરી બૈતુલ મોકદ્દસથી એક મજલે છે. આ હદીસથી જણાયું કે શહીદની જેમ પેગમ્બર પોતાની કબરમાં જીવતા છે.

૧૭૭૪ મુસલિમમાં બોરૈદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મેં તમને કબરોની ઝિયારત કરવાની મનાઇ કરી હતી તો હવે તેની જીયારત કરો. અને ત્રણ દિવસથી વધુ કુરબાનીના માંસની મેં તમને મનાઇ કરી હતી. હવે તમારી મરજીમાં આવે તે પ્રાણે રોકી રાખો. અને ચામડાના વાસણ સિવાય દરેક વાસણમાં મેં તમને નબીજ પીવાની મનાઈ કરી હતી, હવે તમો દરેક વાસણમાં પીઓ. પણ નિશાની વસ્તુ પીઓ નહીં.

**ફાયદો** શરૂ ઇસ્લામમાં લોક બુત પરસ્તી છોડી મુસલમાન થયા હતા. માટે હજરતે (સલ) કબરોની ઝીયારતની મના કરી કે કેથે ફરી શિર્કમાં સપડાય નહીં. * જ્યારે લોકોના દિલોમાં ઇસ્લામ તથા તોહીદનો અકીદો મજબુત થયો તો છુટી આપી. અને બીજી હદીસમાં કબરોની ઝીયારતનો લાભ બતાવ્યો છે કે એથી દુન્યા ઠંડી પડે છે, અને મોત તથા આખેરત યાદ આવે છે. હજરતે (સલ) આ લાભ એટલાં માટે બતાવ્યો કે લોકો કબરોવાળાઓથી પોતાની ગરજ સારવાની માંગણી કરે નહીં, અને શિર્કમાં સપડાય નહીં. અને જ્યારે શરાબ હરામ થઇ તો શરાબના વાસણ વાપરવાની પણ મનાઇ થઈ કે જેથી શરાબ યાદ આવે નહીં. જ્યારે તેની બુરાઇ દિલોમાં બેઠી અને આદત છૂટી ગઇ તો તે વાસણો વાપરવાનો હુકમ આપ્યો.

* ૧૭૭૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમને આ આશા છે કે અમારા ભાયોને અમે જોતે. સહાબાએ કહ્યું એ રસૂલુલ્લાહ શું અમો આપના ભાઇ નથી ?* હજરતે (સલ) કહ્યું તમો મારા સહાબી છો અને અમારા ભાયો તો હજુ આવ્યા નથી. તો સહાબાએ કહ્યું તમારી ઉમ્મતથી જે હજુ આવ્યા નથીં તેને તમો (કેયામતને દિવસ શફાઅત માટે) કેવી રીતે ઓળખશો ? હજરતે ફરમાવ્યું કે જો કોઇ પુરૂષ પાસે પચકલ્યાણ ઘોડો શુધ્ધ કાળા ઘોડાઓમાં હોય તો તે શું પોતાના ઘોડાને ઓળખશે નહીં. † સહાબાએ ક-

---

* એ હદીસનો વધુ ખોલાસો હદીસ નાં० ૩૨૦ માં છે. ગુ. મો.

* શરૂ ઇસ્લામમાં સઘળા મુસલમાન એવા નહોતા કે તેઓના શિર્કમાં સપડાવાનો ડર થાય પણ કેટલાક એવા હતા તેઓના બચાવ માટે આ હુકમ થયો. પણ આ વખતમાં શિર્કના કામો કબરો પર થાય છે જેમાં લાખો મુસલમાન સપડાયલા છે. અને એવા કામો થાય છે કે મુર્તિ પૂજકો પણ માત થાય છે. એ કામોની ખબર જો હજરત [સલ] ને હતે તો કબરની જીયારત કદી દુરૂસ્ત કરતે નહીં. ગુ. મો.

* આથી જણાયું કે સહાબા હજરત ઉપર ભાઇનો શબ્દ વાપરતા હતા. ગુ. મો.

† આ સવાલ જવાબથી સાફ રીતે જણાય છે કે હજરત [સલ] દરેક ચીજના જાણનાર નથી અને સહાબાનો પણ એજ અકીદો હતો. જો સહાબા હજરત (સલ) વિષે એવું માનનાર હોત કે હજરત [સલ] દરેક ચીજના જાણનાર છે તો કદી હજરતની સામે એવો સવાલ કરત નહીં કે “ જે હજુ આવ્યા નથી તેને તમો કેવી રીતે ઓળખશો ” તેમ જો એવો અકીદો રાખવો દુરૂસ્ત હતે તો હજરત કહેતે “ તેઓ નહી પેદા થયા તો શું ? હું તો દરેક ચીજને જાણું છું.” પણ જ્યારે એમ કહ્યું નહીં એટલુંજ નહીં પણ પોતાની જાણ થવા માટે પંચકલ્યાણની નિશાન જાહેર કરી તો સિદ્ધ થયું કે એ અકીદો ખોટો છે. આ હદીસના રાવી અબુ હોરેરા છે. અને તેમનું ઇમાન સન સાતમાં છે એટલે હજરતની વફાતથી ત્રણ વર્ષ પેહેલાં. તો જ્યાં સુધી કોઇ હદીસ એ પછીની એને વિરૂધ્ધ નહીં હોય ત્યાં સુધી એથી ઉલટો અકીદો કોઇ રાખી શકતો નથી. વળી એથી વિરૂધ્ધ હદીસ થઇ શકતીજ નથી કારણ કે એમાં તો કેયામતમાં ઓલખવાનું કારણ બયાન થયું છે માટે જો બીજી હદીસ એને વિરૂદ્ધ હોય તો આ જૂઠી પડે છે. ગુ. મો.

છું કેમ નહીં ઓળખે? ઓ રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓ વોજુને લીધે પંચકલ્યાણ થઇને આવશે. અને હું તેઓ માટે હોજ પર આગળ જનારો છું (ફરત છું)

**ફાયદો** આ હદીસમાં હજરતે તેમના દીદારથી અભાગ્ય રહેલાઓને પોતાનો શોખ પ્રગટ કરી દિલાસો આપ્યો છે, અને હોજે કોસરનો વાયદો કર્યો છે. મુસલમાનોને આથી કયો ફખર લેવા જેવો હશે કે હજરતે (સલ) તેઓને પોતાના ભાઇ ફરમાવ્યા.

**મિસરા.**

મઅશુક કે ઉશ્શાક નવાઝસ્ત હમીન સ્ત

## ફસલ ૪ થી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **હલ** શબ્દ છે.

૧૭૭૬ બોખારી તથા મુસલિમમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શું તું મને જીલખલસાથી રાહત આપનાર છે?" એટલે કાબએ યમાનીથી.

**ફાયદો** જરીર [રદી] થી રિવાયત છે કે યમનમાં એક બુત ખાનું હતું જેને જીલ ખલસા કહેતા હતા. હજરતે [સલ] મને તેના તોડવાનો હુકમ આપ્યો અને આ હદીસ ફરમાવી. હું દોઢસો સ્વારો સાથે ત્યાં ગયો અને તેને ભાંગ્યું. અને તેની પાસે જે કાફરો મળ્યા તેઓને માર્યા. ફરી આવીને તેની ખબર હજરત (સલ) ને આપી. હજરતે (સલ) અમારે માટે દોઆ કરી.

૧૭૭૭ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમો જાણો છો હું શા માટે હસું છું? અમે કહ્યું અલ્લાહ તથા તેના રસૂલ વધુ જાણનાર છે. હજરતે (સલ) ફરમાવ્યું કે બંદાની પોતાના પરવરદિગાર સાથે વાતચીત કરવાથી હસી આવે છે. બંદો કહેશે ઓ મારા પરવરદિગાર શું તેં મને જુલમથી પનાહ આપી નથી? (એટલે તું વાયદો આપી ચુકયો છે કે હું જુલમ કરીશ નહીં.) હજરતે ફરમાવ્યું કે અલ્લાહ જવાબ આપશે કે હા, (હું જુલમ કરતો નથી) હજરતે ફરમાવ્યું કે તે બંદો કહેશે હું મારા જાન માટે મારામાંનાજ ગવાહને કબૂલ રાખીશ. (એટલે મારી કસૂરનો દાખલો જ્યારે મારી જાતમાં પ્રગટ થાય ત્યારેજ મારા પર ગુનોહ સિધ્ધ થશે બીજાની ગવાહી આપવા પર મને ભરોસો નથી) અલ્લાહ કહેશે તારો જાન ગવાહ થવા માટે બસ છે. અને કેરામન કાતેબીન તારા પર સાક્ષી આપવા માટે બસ છે. હજરત કહે છે કે ફરી તેના મોં પર મોહોર થશે અને તેના હાથ પગને કહેવાશે બોલો. હજરતે (સલ) ફરમાવ્યું કે ફરી તેઓ તેના બુરાં કામોને પ્રગટ કરશે. ફરી બંદાને વાત ચીત કરવાની છુટી મળશે તો તે હાથ પગને કહેશે તમને ધિક્કાર થાઓ તમને ખોદાની ફિટકાર પડે! તમારેજ માટે હું ઝઘડો કરતો હતો (એટલે દોઝખથી તમને મારે બચાવવાં હતાં, તો તમો પોતે ગુનાહનો ઇકરાર કરીને દોઝખમાં પડો છો.)

૧૭૭૮ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું અકિલે અમારે માટે ઘર રાખ્યું છે?

**ફાયદો** ઓસામા બીન ઝૈદ (રદી) થી રિવાયત છે કે જ્યારે હજરત (સલ) મક્કાની પાસે હજ્જે વેદાઅમાં પોહોંચ્યા તો મેં અરજ કરી કે પોતાના ઘરોમાંથી કયાં ઘરમાં હજરત (સલ) ઉતરશો, પોતાના ખાસ ઘરમાં અથવા અલીના અથવા જાફર તૈયાર [રદી] ના? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. અબુ તાલબના ચાર છોકરા હતા. અકીલ, તાલિબ, જાફર તૈયાર અને અલી [રદી]. જ્યારે હજરતે [સલ] મક્કાથી મદિના હિજરત કરી તો અલી મુરતઝા તથા જાફર તૈયારે [રદી] હજરતનો સાથ આપ્યો. કારણ કે એઓ મુસલમાન થઇ ચુકયા હતા. અને અકીલ એ વખત સૂધી મુસલમાન થયા નહોતા માટે મક્કામાં રહી પડયા, અને પોતાના બાપના

વારેસ થયા. અને ઘરો વેચ્યાં. ઇમામ આજમ [રહ] ની નજદીક મક્કાના ઘરો વેચવાં દુરૂસ્ત છે. અને આ હદીસ તેમની દલીલ છે.

૧૭૭૯ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે શું તમો જાણો છો કે મારૂં મોં આ તરફ છે. અલ્લાહની કસમ તમારૂ રોકૂઅ તથા તમારૂં નમાઝમાં ખોશુઅ કરવું મારા પર છાનું નથી. ખચીત હું તમને મારી પીઠ પાછળથી જોવું છું.

**ફાયદો** જમાઅતમાં કેટલાક નવા મુસલમાન અદબની સાથે નમાઝ પઢતા નહોતા. રોકૂઅ સોજૂદ તથા સફ્ફમાં ઠીક રીતે ઉભા રહેવામાં ગફલત કરતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. કે જેથી એવાં કામોથી બચતા રહે. આ હદીસથી જણાયું કે જેવી રીતે હજરત [સલ] આગળથી જોતા હતા તેવી રીતે પીઠ પાછળથી પણ જોતા હતા. આ હજરત [સલ] નો મોઅજેઝો હતો-

૧૭૮૦ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન ઝૈદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું જે હું જોઊં છું તે તમો જુઓ છો ? સહાબાએ કહ્યું નહીં. હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું વરસાદના પડવાની જેમ તમારા ઘરોમાં ફિતના [ફસાદ] પડવાને જોઊં છું" જ્યારે મદીનાના કોઇ કિલ્લા (અથવા ટેકરા) ઉપર હજરતે જોયું ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસમાં તે ફસાદોની ખબર છે જે મદીનામાં હજરત (સલ) પછી થયા. જેમ- હજરત ઉસમાન [રદી] ની શહાદત તથા યઝીદના વખતની કતલ.

૧૭૮૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે જેહાદ કરનાર (જેહાદ કરવા માટે) નીકળે ત્યારે શું તું શકિત રાખે છે કે મસજીદમાં જાય ને નમાઝ પઢા કરે થાકે નહીં. અને રોઝો રાખ્યા કરે રોઝો તોડે નહીં ?" એક પુરૂષે હજરત [સલ] ને કહ્યું મને એવું કામ બતાઓ જે જેહાદની બરાબર હોય તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે જો તું દરેક વખત રાત દિવસ નમાઝ પઢા કરે અને હમેશ વગર ખાંડો કરે રોઝો રાખ્યા કરે તો તો બેશક જેહાદ બરાબર સવાબ મળે. પણ આદમીથી એ બની શકતું નથી તો જેહાદ બરાબર કોઇ ઇબાદત થવી મુમકિન નથી. (અસંભવિત છે.)

૧૭૮૨ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તું નમાઝ માટે બાંગ સાંભળે છે ? તે પુરૂષે કહ્યું હા, હજરતે [સલ] ફરમાવ્યું તો મસજીદમાં હાજર થયા કર" એક આંધળા પુરૂષે હજરત [સલ] ને કહ્યું એ રસૂલુલ્લાહ મારી પાસે દોરનાર નથી કે જે મને દોરી મસજીદમાં લઇ જાય, અને હજરત પાસે માંગણી કરી કે ઘરમાં નમાઝ પઢવાનો હુકમ આપે ફરી તેને છુટી આપી. જ્યારે તે પાછો ફર્યો ત્યારે તેને પાછો બોલાવીને આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જમાઅતથી નમાઝ પઢવી વાજેબ છે. જ્યારે આંધળાને કારણ હોવા છતાં જમાઅત છોડવાની છુટી નહીં થઈ તો તંદરૂસ્ત સાજાને કેવી રીતે થાય ? ઇમામ આજમ [રહ] ની નજદીક જમાઅત સુંનતે મોઅક્કદા છે. એટલે વાજેબની નજદીક છે. અને ઇમામ શાફેઈ [રહ] ની નજદીક ફરજે કિફાયા છે.

*૧૭૮૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા તથા અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમને ચઉદમી રાત (પૂનેમ) નો ચંદ્ર જોતાં કંઇ ભીડ (અડચણ કે શંકા) નડે છે ? સહાબાએ કહ્યું નહીં. એ રસૂલુલ્લાહ ! હજરતે (સલ) ફરમાવ્યું કે શું સૂર્ય વિષે કે જ્યારે તેની આગળ વાદળ નહીં હોય ભીડ (અડચણ કે સન્દેહ) નડે છે ? સહાબાએ કહ્યું નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે તમો અલ્લાહને એવીજ રીતે જોશો. કેયામતને દિવસ અલ્લાહ લોકોને ભેગા કરશે ફરી કહેશે જે કોઇ જે વસ્તુને પૂજતો હોય તે તેને પુંઠે લાગે. તો જે સૂર્યને પૂજે છે તે સૂર્યને તાબે થશે, અને ચંદ્ર પૂજે છે તે ચંદ્ર પુંઠે લાગશે, અને જે બુતોને પૂજે છે તે બુતોની સાથે થશે. અને આ ઉમ્મત રહી જશે તેમાં મોનાફેકો હશે. ફરી જે રૂપમાં અલ્લાહને તેઓ ઓળખે છે તે સિવાય બીજા રૂપમાં અ-

લ્લાહ તેઓની પાસે આવશે અને કહેશે હું તમારો પરવરદિગાર છું. તેઓ કહેશે નઉઝો બિલ્લાહે મિન્ક (અમો તારાથી ખોદાની પનાહ લઇએ છીએ) અમો આ જગ્યા વાટ જોશું, તે એટલા સુધી કે અમારી પાસે અમારો પરવરદિગાર આવે. જ્યારે અમારી પાસે અમારો પરવરદિગાર આવશે તો અમો તેને પીછાનીશું. ફરી જે સૂરતમાં તેઓ અલ્લાહને ઓળખે છે તે સૂરતમાં અલ્લાહ તેઓની પાસ આવશે, ને કહેશે હું તમારો રબ્બ છું. તો તેઓ કહેશે તું અમારો રબ્બ છે. ફરી તેઓ તેની સાથે જશે. ફરી જહંનમની પીઠ પર પુલસેરાત ગોઠવાશે, અને હું તથા મારી ઉમ્મત પ્રથમ (તેપરથી) જઇશું. અને તે દિવસે પેગમ્બરો સિવાય કોઇ વાતચીત કરશે નહીં. અને પેગમ્બરોની દોઆ તે દિવસ અલ્લાહુમ્મ સલ્લેમ સલ્લેમ થશે. અને જહંનમમાં સઅદાન ઝાડના કાંટા જેવા આંકડા છે. શું તમે સઅદાનનો કાંટો જોયો છે? સહાબાએ કહ્યું હા, રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે તે આંકડા સઅદાનના કાંટા સરખા છે પણ આટલું કે તેની મોટાઇનો અંદાજો ખોદા સિવાય કોઇ જાણતું નથી. ફિરશતા લોકોને તેઓની કરનીને લીધે ખેંચશે તો તેમાના કેટલાક તો પોતાના અમલને લીધે હલાક થનાર છે અને કેટલાક છૂટવા સુધી અધસુવા સરખા છે. અને જ્યારે અલ્લાહ બંદાઓમાં ચુકાદો કરવાથી ફારેગ થશે અને વિચારશે કે અગ્નિવાળાઓમાંથી કોઇને પોતાની મેહેરથી કાઢે તો ફિરશતાઓને હુકમ કરશે કે લાએલાહ ઇલ્લ-લ્લાહ કહેનારાઓમાં જે પર ખોદાએ રહમ કરવાનો ઇરાદો કર્યો હોએ તેઓમાં જે અલ્લાહની સાથે કોઇને શરીક કરતા નથી તેઓને અગ્નિથી કાઢે. ફરી ફિરશતાઓ તેઓને અગ્નિમાં પીછાનશે. સિજદાની નિશાનીથી તેઓ તેઓને પેહેચાનશે. સિજદાની નિશાની સિવાય અગ્નિ માણસને બાળી નાખે છે. સિજદાની નિશાન બાળવી અગ્નિ ઉપર અલ્લાહે હરામ કરી છે. ફરી જલેલા બળેલા નીકળશે તેઓ પર આબે હયાત પાણી છણકાશે જેથી જેવી રીતે પાણી વેહવાની જગ્યાના કચરામાં આપો આપ દાણો ઉગી નીકળે છે તેવી રીતે તેઓ ઉગી નીકળશે. ફરી અલ્લાહ બંદાઓમાં ફેસલો કરવાથી ફારેગ થશે. અને એક પુરૂષ અગ્નિ તરફ મોં કરેલો રહી જશે. જંનતમાં દાખલ થનારાઓમાં આ પાછલ પડનાર પુરૂષ છે. તે કહેશે ઓ મારા પરવરદિગાર તું મારા મોંને અગ્નિથી ફેરવ, કારણ કે તેની બદબોએ મને હલાક કર્યો છે અને ઝાલે મને બાળ્યો છે. ફરી અલ્લાહ જેટલી ચાહશે તેટલી દોઆ તે કર્યાં કરશે. ફરી અલ્લાહ કહેશે જો હવે હું તારી આ માંગણી સ્વીકારૂં તો તું એ સિવાય બીજી માંગણી પણ કરશે? તે કહેશે કે હું બીજું કંઇ તારેથી માંગીશ નહીં. ફરી અલ્લાહ જેટલો ચાહશે તેટલો તેનાથી કરાર સ્થાપના લેશે, પછી તેના મોંને અગ્નિથી ફેરવશે. જ્યારે તે જંનત તરફ મોં કરશે અને તેને જોશે તો અલ્લાહ ચાહશે તેટલી વાર ચુપકો રહેશે. ફરી કહેશે ઓ મારા પરવરદિગાર મને જંનતના દરવાજા પાસે કર. અલ્લાહ કહેશે શું તેં તારો કરાર અને અહદ આપ્યો નથી કે જે મેં તને આપ્યું છે તે સિવાય તું મારાથી કંઇ માંગણી કરીશ નહીં? તને અફસોસ છે કેવો બે વફા છે તું, ઓ આદમ પુત્ર! તો તે પુરૂષ કહેશે ઓ મારા પરવરદિગાર! અને અલ્લાહથી દોઆ કરશે, તે એટલાં સુધી કે અલ્લાહ તેને કહેશે જો હવે હું તને તે આપું તો તું તે સિવાય બીજી માંગણી કરશે? તે કહેશે તારી ઇઝઝતની કસમ નહીં માંગીશ. ફરી અલ્લાહ તેની પાસેથી અહદ અને કરાર જે ચાહશે તે લઇને તેને જંનતના દરવાજા આગળ લાવશે. ફરી જ્યારે તે જંનતના દરજા પર ઉભો રહેશે તો જંનત તેને માટે ખુલી જશે. અને જે તેમાં ખૈર તથા ખુશી છે તેને જોશે, તો તે જેટલું અલ્લાહે ચાહયું તેટલું ચુપ રહેશે. ફરી તે કહેશે ઓ મારા પરવરદિગાર મને તું જંનતમાં દાખલ કર. અલ્લાહ તેને કહેશે શું તને જે અપાયું તે સિવાય બીજી માંગણી નહીં કરવાનો કરાર તથા અહદ તેં કર્યો નથી? તારૂં બુરૂં થાઓ ઓ આદમ પુત્ર? કેવો બે વફા છે. ત્યારે તે કહેશે ઓ મારા પરવરદિગાર તારી મખલૂકથી હું અભાગ્યો થાઊં નહીં. ફરી તે અલ્લાહથી માંગણી કરતો રહેશે તે એટલાં સુધી કે અલ્લાહ તેનાથી હસશે. (એટલે પસંદ થશે) ફરી જ્યારે તે તેનાથી સ-

છુ થશે તો કહેશે જા જંનતમા. જ્યારે તે જંનતમાં જશે તો અલ્લાહ કહેશે કોઈ ચીજની આશા કર, જેથી તે અલ્લાહથી આશા કરશે અને માંગણી કરશે. તે એટલાં સુધી કે અલ્લાહ તેને (પોતાના કરમથી) યાદ દેવડાવશે કે ફલાણી ચીજ માંગ ફલાણી ચીજ માંગ. જ્યારે તેની આશાઓ પૂરી થશે તો અલ્લાહ તેને કહેશે આ સર્વ તારે માટે છે અને એટલું બીજું પણ એની સાથે છે.

**ફાયદો** આ હદીસથી પૂરતી રીતે કયામતમાં અલ્લાહના દીદારની સાબેતી થઇ. સુંનત જમાઅતનો આજ મજહબ છે. જે લોકોની કિસમતમાં દીદારની નેઅમત નથી તેઓ એનો નકાર કરે છે. પણ આ અકીદો જરૂર રાખવો જોઇએ કે અલ્લાહ તઆલા શિકલથી તથા દેહથી પાક છે. તેના દીદારની કૈફીયત (તરેહ) અમને જણાઈલી નથી. જેવી રીતે અલ્લાહ તઆલા અમને જુએ છે અને દિશાના બંધનમાં નથી તેવીજ રીતે વગર દિશાએ તે પોતાના દેખાડવા ઉપર પણ શકિતમાન છે. જો કે આદમીની અકલ આ જગ્યા હેરાન છે પણ તેની કુદરતની આગળ સર્વ આસાન છે.

૧૭૮૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બપોરી વખત જ્યારે વાદળી નહોય ત્યારે તમને સૂર્યના જોવામાં ભીડ કે હરકત પડે છે? સહાબાએ કહ્યું નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે પુનેમની રાત્રે વાદળી નહોય ત્યારે તમને ચંદ્ર જોવામાં ભીડ કે હરકત નડે છે? સહાબાએ કહ્યું નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જેવી રીતે આ બેમાંના એક (સૂર્ય કે ચંદ્ર) ના જોવામાં તમને ભીડ કે હરકત નડતી નથી તેવી રીતે તમારા પરવરદિગારના જોવામાં ભીડ કે હરકત આવશે નહીં. ફરી તે બંદાની મુલાકત લેશે (હિસાબ કરવા માટે). તે કહેશે ઓ ફલાણા શું મેં તને માનીતો કર્યો નથી? સરદાર બનાવ્યો નથી? તારૂં જોડું બનાવ્યું નથી! તારે માટે ઘોડા તથા ઉંટને તાબે કર્યા નથી? અને મેં તને છોડયો નથી જેથી તું તારી કોમનો સરદાર બંન્યો હતો ચોથાઇ લેતો હતો? તો તે કહેશે હા, ફરી અલ્લાહ કહેશે શું તું ધારતો હતો કે તું મારી મુલાકાત કરનાર છે? તે કહેશે કે નહીં. અલ્લાહ કહેશે ખચીત જેવી રીતે તું મને ભૂલ્યો હું તને ભૂલું છું. ફરી તે બીજાની મુલાકાત કરશે અને કહેશે ઓ ફલાણા શું મેં તને માનીતો કર્યો નથા? સરદાર બનાવ્યો નથા? તારા વિવાહ કર્યો નથી? તારે માટે ઘોડા ઉંટ તાબે કર્યા નથી? અને મેં તને છોડયો નથી જેથી તું તારી કોમનો સરદાર બન્યો હતો ચોથાઇ લેતો હતો? તે કહેશે કે હા, ઓ મારા પરવરદિગાર! અલ્લાહ કહેશે શું તું માનતો હતો કે તું મારી મુલાકાત કરનાર છે? તે કહેશે કે નહીં. અલ્લાહ કહેશે કે જેવી રીતે તું મને ભૂલ્યો છે હું તને ભૂલું છું. ફરી તે ત્રીજાની મુલાકાત કરશે ને તેને તેવીજ રીતે કહેશે. તો તે કહેશે ઓ મારા પરવરદિગાર હું તારા પર તારી કિતાબ પર અને તારા રસુલો પર ઇમાન લાવ્યો. અને મેં નમાઝ પઢી મેં રોજો રાખ્યો અને મેં સદકો કર્યો (અથવા ઝકાત આપી) અને બની શકે તે પ્રમાણે ભલી તારીફ કરશે (પોતાના સારાં કામો કરવાને બયાન કરશે) અલ્લાહ કહેશે આ જગ્યા થોભ હવે તારૂં ખરાપણું જણાશે. ફરી કહેવાશે હમણા અમારા સાક્ષીને તારી પાસે મોકલીએ છીએ. અને તે પોતાના દિલમાં વિચાર કરશે કે મારા વિરૂધ્ધ કોણ સાક્ષી આપશે. ફરી તેના મોં પર મોહોર થશે. અને તેની જાંગને કહેવાશે બોલ. તો તેની જાંગ તેનું માંસ તેના હાડકાં તેની કરની વિષે બોલશે. અને આ આટલાં માટે કે તેની પોતાની સાક્ષીથી તેને બોલવાનું રહે નહીં (ઉજર રહે નહીં.) અને આ મોનાફેક છે (એટલે જૂઠો મુસલમાન છે) અને એના પર ખોદાનો ગજબ પડશે.

**ફાયદો** આ હદીસમાં પ્રથમ અલ્લાહના દીદારનું વર્ણન કર્યું ફરી બે કાફેરોનું જેઓ કિયામતના હિસાબ કિતાબના નકાર કરનાર છે, ફરી મોનાફેકનું જે જબાનથી ઇસલામનો ઇકરાર કરતો હતો અને દિલમાં સન્દેહ રાખતો હતો.

*૧૭૮૫ બોખારી તથા મુસલિમમાં અબુ બરઝા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમે કોઇની તલાશ કરો છો? સહાબાએ કહ્યું હા, ફલાણાની ફલાણાની ફલાણાની અને ફલાણાની ચાર જણાની. ફરી હજરતે

(સલ) ફરમાવ્યું કે શું તમો કોઇબીજાની ઢુંઢ કરો છો? સહાબાએ કહ્યું હા, ફલાણાની ફલાણાની ફલાણાની અને ફલાણાની. ફરી હજરતે (સલ) ફરમાવ્યું શું તમારાથી કોઇ ગુમ થયો છે? સહાબાએ કહ્યું નહીં. હજરતે (સલ) ફરમાવ્યું પણ હું જોલેબીબને જોતો નથી તેની ઢુંઢ કરો.

**ફાયદો** કોઇ લડાઇમાં લડાઈ પછી સહાબા પોતાના સગાંઓ તથા દોસ્તોની લાશો ઢુંઢતા હતા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી જ્યારે જોલેબીબની લાશ મળી તો હજરતે (સલ) તેમનું માથું જાંગ ઉપર રાખી ફરમાવ્યું આ મારો છે અને હું એનો છું.

૧૭૮૬ બોખારીમાં સઅદ બીન અબુ વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમને ફતેહ અને રિજક ગરીબોનેજ લીધે મળે છે.

**ફાયદો** એટલે પોતાની કુવવત તથા તદબીર ઉપર મગરૂરી કરવી નહીં તમને રોજી તથા ફતેહ ગરીબોનીજ બરકતથી મળે છે. તો તેઓની ખિજમત તથા ખાતેરદારીને પોતાને માટે ગનીમત સમજો, તેઓને નાચીઝ જલીલ નહીં જાણો.

* ૧૭૮૭ બોખારી તથા મુસલિમમાં સમોરા બીન જુન્દબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારામાંથી કોઇએ સ્વપ્નું જોયું છે? અમે કહ્યું નહીં. હજરતે (સલ) ફરમાવ્યું પણ મેં આજ રાત્રે સ્વપ્નામાં બે પુરૂષોને જોયા, જેઓ મારી પાસે આવ્યા ફરી મારો હાથ તેઓએ પકડયો ને મને જમીને મોકદસમાં લઈ ગયા. તો એક પુરૂષને બેઠેલો જોઊં છું અને એક પુરૂષ ઉભેલો છે તેના હાથમાં લોહાંની આંકડી છે તે બેઠેલા પુરૂષના જડબામાં તેને નાખે છે તે એટલાં સૂધી કે ગરદનને છેડે સૂધી પોહોંચવી. ફરી તે એવીજ રીતે બીજા જડબા સાથે કરે છે (ચીરે છે) અને તે જડબું પાછું જોડાય જાય છે, ફરીથી તે તેવીજ રીતે કર્યા કરે છે જ્યાં સૂધીમાં બીજું જડબું ચીરી રહે છે એટલામાં પેહેલું જડબું સાજું થાય છે ફરી તે બીજી વાર એવી રીતે કર્યા કરે છે મેં કહ્યું આ શું છે? તે બને પુરૂષોએ કહ્યું ચાલ. તો અમે ચાલ્યા તે એટલાં સુધી કે એક ચીત સૂતેલા પુરૂષ પાસે આવ્યા, અને એક પુરૂષ હાથમાં પત્થર લઇને તેના માથા પર ઉભેલો છે ને તે પત્થરથી તેનું માથું ભાંગે છે. જ્યારે તે પત્થર મારે છે તો તે પત્થર ગડબડે છે. ફરી જ્યારે તે તેને લેવા જાય છે, એટલામાં જેવું હતું તેવું થાય છે. ફરી તે તેની પાસે આવે છે ને મારે છે. મેં કહ્યું આ શું છે? તે બંનેએ કહ્યું આગળ ચાલ. ફરી અમે એક તંનુર જેવા સુરાખની પાસે આવ્યા જે ઉપરથી તંગ છે અને નીચેથી ચોડું છે. તેની નીચે અગ્નિ ધગધગતી છે. જ્યારે તે અગ્નિ જોશ ખાય છે તો તે માંહેના લોકો ઉપર આવે છે તે એટલાં સુધી કે તેઓ નીકળવાને નજદીક થાય છે. અને જ્યારે તે અગ્નિ ઠંડી પડે છે તો તેમાં પાછા જાય છે. તેમાં સ્ત્રી પુરૂષો નાગાં છે. મેં કહ્યું આ શું છે? તે બંનેએ કહ્યું આગળ ચાલ. અમે ચાલ્યા તે એટલાં સુધી કે અમે ખૂનની નેહેર ઉપર પોહોંચ્યા, તેમાં એક પુરૂષ ઉભેલો છે, અને નેહેરને કિનારે એક પુરૂષ છે તેની આગળ પત્થર છે. ફરી નેહેરવાળો આગળ આવી નીકળવા ધારે છે તો કિનારા ઉપર ઉભેલો પુરૂષ તેના મોંમાં પત્થર મારે છે, તે જે જગ્યા હતો ત્યાં તેને ફેરવે છે. ફરી જ્યારે તે નીકળવા આવે છે તો એ તેના મોંમાં પત્થર મારે છે જેથી તે પાછો જ્યાં હતો ત્યાં જાય છે. મેં કહ્યું આ શું છે? તે બંનેએ કહ્યું આગળ ચાલ. અમે આગળ ચાલ્યા તે એક હરિયાળા બાગમાં પોહોંચ્યા જેમાં મોટું ઝાડ છે. અને તેની જડની પાસે એક બુઢો તથા બાળકો છે. અને જોઊં છું કે એક પુરૂષ તે ઝાડની પાસે છે તેની સામે અગ્નિ છે તેને સળગાવે છે. ફરી તે બંનેએ મને ઝાડ પર ચઢાવ્યો ને એક ઘરમાં મને લઇ ગયા જેથી સુંદર ઘર તથા શ્રેષ્ઠ ઘર કદી મેં જોયું નથી. તેમાં વૃધ્ધ પુરૂષો જુવાનો સ્ત્રીઓ અને બાળકો છે. ફરી તેઓએ મને ત્યાંથી કાઢો અને મને ઝાડ પર ચઢાવ્યો ને એક એવા ઘરમાં મને લઇ ગયા કે જે ઘણુંજ સુન્દર તથા ચઢતું હતું, તેથી સુન્દર તથા ચઢતું મેં કદી જોયું નથી. તેમાં બુઢા તથા જુવાનો છે. મેં તેઓને કહ્યું તમે મને આખી રાત ફેરવ્યા કીધો

હવે જે મેં જોયું તેની ખબર કરો. તેઓએ કહ્યું હા, જે પુરૂષને તેં જોયો કે તેના જડબા ચીરાય છે તે જૂઠો છે, તે જૂઠી વાત લોકોને કહે છે ફરી લોકો તેને નકલ કરે છે જેથી જહાનમાં સઘળે ફેલાય છે. એવી રીતે તેની સાથે કિયામત સુધી કર્યા કરશે. અને જે પુરૂષને તેં જોયો કે તેનું માથું ફોડાય છે તે પુરૂષને ખોદાએ કુરઆન શીખવ્યું, તે કુરઆનથી ગાફેલ રહીને સૂઈ રહ્યો (એટલે તહજ્જુદમાં કુરઆન પઢયું નહીં) અને દિવસના તે પર અમલ કર્યો નહીં. તેની સાથે એવી રીતે કિયામત સુધી કર્યા કરશે. અને જે પુરૂષને તેં સુરાખમાં જોયા હતા તેઓ ઝિનાકાર છે. અને જે પુરૂષને તેં નેહેરમાં જોયો તે બ્યાજ ખાનાર છે. અને જે બુઢાને તેં ઝાડની જડમાં જોયા તે ઇબરાહીમ (અલે) છે. અને તેની આસપાસ બાળકો છે એ લોકોનાં છોકરાં છે. અને જે પુરૂષ અગ્નિ સળગાવે છે તે માલિક જહંનમનો દારોગો છે. અને જે ઘરમાં તું પ્રથમ ગયો તે આમ મુસલમાનોનું ઘર છે. અને આ ઘર તે શહીદોનું ઘર છે. અને હું જીબરઈલ છું અને આ મીકાઈલ છે. તું તારૂં માથું ઉપાડ. ફરી મેં મારૂં માથું ઉપાડયું તો જોઊં છું કે મારી ઉપર વાદળી જેવું છે. અને બીજી રિવાયતમાં છે કે ઉજળી વાદળી જેવું થર પર થર કંઇ છે. તે બંનેએ કહ્યું આ તારૂં ઠામ છે. મેં કહ્યું મને છોડો હું મારા ઘરમાં જાઊં. તે બંનેએ કહ્યું હજુ તારી ઉમર બાકી છે તેં તેને પૂરી કરી નથી, જ્યારે તું તેને પૂરી કરશે તો તારા ઠીકાણામાં આવશે.

**ફાયદો** આ હદીસમાં જૂઠ, કુરઆનની ગફલત, ઝિના, અને બ્યાજ ખાવાની સજાનું બયાન છે. કુરઆન યાદ કરવાનું આ હક્ક છે કે તેને અદબથી તિલાવત કર્યા કરે. વિશેષ કરી રાતના તહજ્જુદમાં અને તેના અહકામ પર અમલ કરે. અને આથી જણાયું કે મુસલમાનોના છોકરાં મરવા પછી હજરત ઇબરાહીમને સપુરદ થાય છે. અને સિધ્ધ થયું કે શહીદોનો મરતબો બીજા મુસલમાનો કરતાં ઘણો અફ્ઝલ છે.

૧૭૮૮ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારામાંથી કોઇ આજ રાત્રે ગુનાહને નજદીક નહીં થયો છે (અથવા સ્ત્રી મીલાપ નહીં કર્યો છે)? અબુ તલહાએ કહ્યું મેં. હજરતે (સલ) ફરમાવ્યું તો તું તેણીની કબરમાં ઉતર." એટલે નબી સાહેબની છોકરીની કબરમાં.

**ફાયદો** અનસ (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ) ની બેટીના જનાઝા પર હાજર થયા. અને હજરત (સલ) કબર પર બેઠા હતા. અને આંસું વહેતાં હતાં ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. આ જે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે રાતના હરકત કરી નહોય (એટલે સ્ત્રી મીલાપ કર્યો નહોય) આથી જણાયું કે કબરમાં તે માણસનું ઉતરવું બેહતર છે કે જેણે તે રાત્રે સમ્ભોગ કર્યો નહોય.

૧૭૮૯ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તારી પાસે કુરઆનની કંઇ વસ્તુ છે (એટલે તને કુરઆન કંઇ યાદ છે)" એક સ્ત્રીએ પોતાના જીવને નબી (સલ) સાહેબ આગળ પેશ કર્યો તે સ્ત્રીથી એક પુરૂષે નિકાહ કરવાનો વિચાર કર્યો તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આનો વિસ્તારથી કિસ્સો આવી ગયો છે* કે હજરતે (સલ) તે સ્ત્રીને કબૂલ કરી નહીં. ફરી તેણીના નિકાહ બીજા મરદથી કર્યો અને મેહર આ ઠેરવી કે તે મરદ તે સ્ત્રીને કુરઆન શીખવે.

૧૭૯૦ મુસલિમમાં શરીદ બીન સોવૈદ સકફી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તારી પાસે ઓમૈયા બીન સલતની શેઅર (કવીતા) માં થી કંઇ છે?" આ હજરતે શરીદ (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** મસાહબીહમાં શરીદ (રદી) થી રિવાયત છે કે હું એક દિવસ હજરત (સલ) ની પાછળ સ્વાર હતો, હજરતે (સલ) ફરમાવ્યું કે તને ઓમૈયાની શેઅર આવડે છે? મેં કહ્યું કે હા, આવડે છે. મેં એક શેઅર પઢી. હજરતે (સલ) ફરમાવ્યું કે વરી પઢ. મેં બીજી શેઅર પઢી. ફરમાવ્યું કે બીજી પઢ. મેં ત્રીજી પઢી. એવીજ રીતે સો શેઅર પઢી. જાણવું જોઇએ કે કુફરના

* વાંચો હદીસ ના૦ ૯૦૫ તથા ૯૪૬ જુ. બો.

જમાનામાં ઓમૈયા એક શાએર હતો. તેની શેઅરમાં અલ્લાહની હમ્દ તથા દુન્યાની બુરાઇના મજમુન હતાં. માટે હજરતે (સલ) તેને સાંભળી. ફરી ફરમાવ્યું કે તેની જબાન ઈમાન લાવી પણ દિલ કાફેર રહ્યું. એટલે જબાનથી મજમુન સારાં નીકળતાં હતાં પણ દિલથી કુફર તથા દુન્યાની મોહબ્બત ગયાં નહીં. ઘણા શાએરોનો એવોજ હાલ છે. શેઅરોમાં કેટલાંક મજમુન તો ઘણાં સારાં અને ઠીક જબાનથી નીકળે છે પણ દિલ કાળા.

**શેઅર.**

ગો ઝબાં તેરી દુર્રે અફશાં હોઈ
હાય પર દિલ કી સિયાહી ન ગઇ

૧૭૯૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તેં તેણીને જોઇ છે? કારણ કે અનસારીયોની આંખોમાં કંઇ વસ્તુ છે. (એટલે એબ છે)" એક પુરૂષે અનસારી સ્ત્રીથી નિકાહ કર્યો ફરી તે વાતની ખબર હજરત (સલ) ને કરી તેને હજરતે (સલ) આ ફરમાવ્યું. ફરી તે પુરૂષે કહ્યું મેં તેણીને જોઇ છે. હજરતે (સલ) ફરમાવ્યું કેટલી મેહર પર તેં તેણીથી નિકાહ કર્યો. તેણે કહ્યું ચાર ઉકીયા ઉપર. હજરતે (સલ) ફરમાવ્યું ચાર ઉકીયા પર! જાણે તમો આ પહાડ પાસેથી ચાંદી ખોદી લાવો છો. અમારી પાસે નથી કે તને આપીએ પણ હવે તને એક તુકડી (ફોજ) માં મોકલીશ તો ત્યાંથી તને મળશે. ફરી હજરતે બની અબસા તરફ એક તુકડી મોકલી જેમાં તે પુરૂષને પણ મોકલ્યો.

**ફાયદો** આથી જણાયું કે જે ઓરતથી નિકાહનો ઈરાદો કરે તેને જોઇ લ્યે કે જેથી પાછળમાં અફસોસ કરવો પડે નહીં. અને તલાકનો વખત આવે નહીં. અને એજ માટે નુકસાની (એબ) બયાન કરવી પણ દુરૂસ્ત છે. અને જણાયું કે માણસ પોતાની શક્તિથી વધુ મેહર બાંધે નહીં. એજ માટે હજરતે (સલ) તેને ઠપકો આપ્યો. ફરી મેહેરબાનીની રાહે તેનો નિભાવ પણ કરી આપ્યો.

૧૭૯૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તમારા પરવરદિગારે જે તમને વાયદો કર્યો તે તમને ખરી રીતે મળ્યો? ફરી ફરમાવ્યું જે હું કહું છું તેને એઓ હમણા સાંભળે છે" જ્યારે કલીબે બદર નામના કૂવા ઉપર હજરત (સલ) ઉભા રહ્યા ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** જંગે બદરમાં ઇસ્લામની ફતેહ થઇ તો સિત્તેર કાફિર પકડાયા. અને સિત્તેર મરાયા. હજરતે (સલ) તેઓની લાશો કૂવામાં ફેંકાવી. ફરી આ હદીસ ફરમાવી.*

* આ હદીસનું વધુ બયાન હદીસ નાં૦ ૧૦૧૭ માં તથા તેની નોટમાં આવી ગયુ છે. ગુ. મો.

## ફસલ ૫ મી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે **અમર** છે.

૧૭૯૩ બોખારીમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ઇકતેદા કરો અને પાછળવાળા તમારી ઇકતેદા કરે.

**ફાયદો** કેટલાક સહાબા સફ્ફની પાછળ ઉભેલા હતા. હજરતે (સલ) ફરમાવ્યું આગળ વધો. ફરી આ હદીસ ફરમાવી. એટલે પ્રથમ સફ્ફના લોક નમાઝમાં મારી તાબેદારી કરે અને બીજી સફ્ફવાળા પેહેલાંની ઇકતેદા કરે. એવીજ રીતે આખર સુધી. હજરત (સલ) ની આદત હતી કે હુશયાર તથા દાના સહાબાને પ્રથમ સફ્ફમાં ઉભા કરતા હતા, કે હજરત (સલ) ની નમાઝનો તરીકો શીખે તથા બીજાઓને શીખવે.

૧૭૯૪ બોખારી તથા મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો આકુ (પેચ, ખોખ) ના બગીચામાં જાઓ ત્યાં એક ઉંટ સ્વાર સ્ત્રી છે તેની સાથે એક

પત્ર છે તે તેનાથી લ્યાઓ." આ હજરતે (સલ) અલી, ઝોબેર, તથા મિકદાદને ફરમાવ્યું હતું. અને બીજી રિવાયતમાં છે "તમો જાઓ જ્યારે તમો આકુના બગીચામાં પોહોંચો." આ હજરતે અલી, અબુ મરસદ ગનવી, તથા ઝોબેરને ફરમાવ્યું.

**ફાયદો** આ સ્ત્રી જાસુસીનો પત્ર મદીનાથી મક્કા લઈ જતી હતી. હજરત (સલ) ને વહીથી જણાયું માટે સહાબાને મોકલી પત્ર છીણવાવ્યો. બાકી કિસ્સો વિસ્તારથી આવી ગયો છે.*

૧૭૯૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો મારી પાસે કાગળ લાવો હું તમારે માટે એક લખાણ લખી આપું જેથી તે પછી તમો કદી ગુમરાહ થશો નહીં." આ હજરતે પોતાની બીમારીમાં ફરમાવ્યું.

**ફાયદો** બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે ગુરૂવારને દિવસે હજરત (સલ) ને માંદગી વધી ગઇ અને દરદ ઘણું વધ્યું, તો હજરતે (સલ) ફરમાવ્યું લાઓ હું તમને લખાણ લખી આપું કે તે પછી તમો કદી મતફેર તથા પરેશાન થશો નહીં. સહાબાએ પોત પોતામાં કાગળ લાવવા ન લાવવામાં વાતચીત કરી. ફરી સહાબાએ કહ્યું હજરત (સલ) નો શો હાલ છે? મન્દવાડને લીધે ઝબાન બેઅખત્યાર થઇ છે? એ હજરતથી તપાસ કરો. ફરી હજરત (સલ) થી એ વાત તપાસ કરવા લાગ્યા. તો હજરતે (સલ) ફરમાવ્યું હવે મને નો છેડો, જે તમો પૂછો છો તેથી જેમાં હું હમણા લાગેલો છું તે બેહતર છે. અને હજરતે તેઓને ત્રણ ચીજની વસીયત કરી. એક આ કે મુશરેકોને અરબના બેટથી કાઢશો. બીજી આ કે એલચીયોથી ભલાઇ કરશો જેવી રીતે હું કરતો હતો. રાવી કહે છે કે ત્રીજી વાત મને યાદ નથી. કેટલાક ઓલમા કહે છે કે ત્રીજી વાત આ હતી કે ઓસામાનું લશકર તૈયાર કરી શામ (સીરયા) માં મોકલો. અને બોખારીમાં બીજી રિવાયત અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી આવી રીતે છે "જયારે હજરતે કાગળ માંગ્યું તો કેટલાક સહાબાએ કહ્યું હજરત (સલ) ઉપર માંદગીની સખતાઇ છે અને તમારી પાસે કુરઆન છે અમને ખોદાની કિતાબ બસ કરે છે. એટલે લખાણની ઘણી જરૂરત નથી. અને કેટલાકોએ કહ્યું કાગળ લાઓ. શીઆ આ જગ્યા ઓમર ફારૂક પર તાનો કરે છે કે હજરત (સલ) ને એવણે કાગળ લખવા આપ્યો નહીં. ના ફરમાની કરી. અને કહ્યું કે અમને કુરઆન બસ કરે છે. એનો ઉત્તર આ છે કે તમારી સમઝની ખામી છે. ઓમર ફારૂક પર તાનો કરવાની કંઇ જગ્યા નથી. કારણ કે તે વેળા હજરતની કોઠડીમાં ઘણા સહાબા હાજર હતા. અલી મુરતજા પણ તેમાં ભેગા હતા. અને હજરતે જેટલા હાજર હતા તે સઘળાથી કાગળ માંગ્યો હતો. જો ઓમર (રદી) કાગળ નહીં લાવ્યા તો અલી (રદી) નો હાથ કોણે પકડયો હતો? હજરત (સલ) ને ત્યાં કુરઆન સિવાય કોઈ ચીજ લખવાની દસ્તુર નહોતી, અને કુરઆન સઘળુ પૂરૂં થયું હતું માટે સહાબા વિચારમાં પડયા. અને ગુફતગો પછી હજરત (સલ) ને પૂછયું હતું, પણ હજરતે (સલ) બતાવ્યું નહીં જેથી સાફ જણાયું કે કોઇ બાબત વાજેબ હતી નહીં. જો વાજેબ કે જરૂરી હોત તો હજરત ચુપકા રહેતે નહીં. કારણ કે ખોદાનો હુકમ હજરત (સલ) પર પુગાવવો ફરજ હતો. એમ છતાં એ વાતચીત પછી હજરત (સલ) પાંચ દિવસ જીવ્યા. જો લખવું અગત્યું હતે તો તેને બીજી વાર જરૂર લખાવતે. એટલુંજ નહીં પણ સાફ જણાય છે કે જે ત્રણ ચીજોને હજરતે વસીયત કરી તેનેજ લખાવતે. અને આ જે ઓમર ફારૂકે (રદી) ફરમાવ્યું કે અમને કુરઆન બસ કરે છે તેની આ મતલબ નથી કે કુરઆન સિવાય હજરત (સલ) ની હદીસની પણ હાજત નથી, પણ તેની આ મતલબ છે કે કુરઆનમાં છેવટમાં **અલ યૌમ અકમલતો લકુમ** ની આયત ઉતરી છે. અર્થ—આજ તમારા દીનને પૂરૂ કરી ચુક્યો. એટલે હવે દીનનો કોઇ તાઝો હુકમ રહ્યો નથી. કુરઆન તથા હદીસમાં દીનના તફસીલ થઈ ચુકી છે. માટે ઓમર ફારૂકે (રદી) બીમારીની સખ્તીની હાલતમાં હજરત (સલ) ને લખાવવાની તકલીફ આપવી મોનાસેબ જાણી નહીં. એને ના ફરમાની કહેતા નથી પણ એતો ઠીક મોહબ્બત તથા એ-

* વાંચો હદીસ નાં૦ ૪૫૮ ગુ. મો.

ર ખ્વાહી છે. કારણ કે દસ્તૂર છે કે માંદગીમાં પોતાના બુજરેગો તથા અઝીઝોને મેહનતથી બચાવે છે. દાખલા તરીકે જો બીમારીની હાલતમાં શીક્ષક પોતાના ચેલાને પાઠ આપવા માટે બુલાવે તો શાગીરદ તેની તકલીફના ખિયાલથી સબક લેવા નકાર કરે છે. આ નાફરમાની નથી પણ તદન મોહબ્બત છે અને દિલ સોઝી છે.

**શેઅર.**

ચશમ બદ અન્દેશ કે બર કન્દહ બાશ
ઐબ નોમાયદ હોનરશ દર નજર†

૧૭૯૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે એક પુરૂષે હજરત પાસે આવવાનો હુકમ માંગ્યો તેના વિષે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને આવવાનો હુકમ આપો. ખચીત તે પોતાની કોમનો ભુંડો છોકરો છે (એટલે પોતાની કોમનો બુરો આદમી છે) અથવા આવી રીતે ફરમાવ્યું "બુરો પુરૂષ ટોલાનો છે." અને બીજી રિવાયતમાં છે "કોમનો બુરો ભાઇ છે અને કોમનો બુરો દીકરો છે.

**ફાયદો** હજરત આએશા (રદી) થી ફરી રિવાયત આવી રીતે છે કે એક શખ્સે હજરત (સલ) ની ખીજમતમાં હાજર થવાનો હુકમ માંગ્યો. હજરતે તેને હુકમ આપ્યો અને ફરમાવ્યું આ બુરો માણસ છે. જ્યારે તે હજરતની પાસે આવ્યો તો હજરતે તેની સાથે સારા સ્વભાવથી તથા હસમુખા થઇને વાત કરી. મેં કહ્યું એ હજરત આપે તો તેને બુરો કહ્યો હતો ફરી જ્યારે તે આવ્યો તો આપ તેની સાથે સારા સ્વભાવથી મળ્યા. તો હજરતે [સલ] ફરમાવ્યું કે ઓ આએશા! તેં મને બુરા સ્વભાવનો તથા નફ્ફટ બોલનાર કયારે જોયો હતો? ખોદાની નજદીક કેયામતને દિવસે મખલૂકમાં બુરો શખ્સ તે છે કે જેની બદી તથા ભૂંડા બોલવાને ડરે લોક તેની તાજીમ કરે (માન આપે). આ હદીસથી જણાયું કે બદ જાત આદમીની ઈઝઝત કરવી માન આપવું પોતાની આબરૂ બચાવવા દુરૂસ્ત છે. અને જે ફાસેક વગર પરદે [જાહેર રીતે] બુરા કામ કરતો હોય તેની ગીબત કરવી દુરૂસ્ત છે કે જેથી લોક તેનો હાલ સાંભળી ધડો લ્યે.

૧૭૯૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને ફરમાવ્યું કે તેને ઘરમાં આવવાનો હુકમ આપ. ખચીત તે તારો કાકો થાય છે. તારા હાથ માટીમાં રોલાય." એટલે અફલહ, અબુલ કોઐસનો ભાઇ.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મેં અબુલ કોઐસની બાયડીનું દૂધ પીધું હતું. જ્યારે સ્ત્રીઓને પરદાનો હુકમ થયો તો અબુ કોઐસનો ભાઇ અફલહ મારે દરવાજે આવ્યો, ને મારા ઘરમાં આવવાનો હુકમ માંગ્યો. મેં કહ્યું ખોદાની કસમ જ્યાં સુધી હજરત [સલ] તેને હુકમ નહીં આપે હું તેને ઘરમાં આવવાનો હુકમ આપીશ નહીં. કારણ કે મને અબુ કોઐસે દૂધ પાયું નથી તેની સ્ત્રીએ દૂધ પાયું છે. જ્યારે હજરત (સલ) ઘરમાં પધાર્યા ત્યારે મેં આ હાલ હજરત [સલ] ની આગળ કહ્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એજ માટે હજરત આએશા [રદી] કહેતાં હતાં કે જે નસબ [સગાઇ] ને લીધે હરામ છે તે દૂધ પીવાને લીધે પણ હરામ છે. આથી જણાયું કે દાઇના પતીથી તેના ભાઇથી અને દાઇની ઓલાદથી સ્ત્રીને પરદો કરવાની કંઇ જરૂર નથી. કારણ કે તે મહરમ થયા છે.

૧૭૯૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે પોતાની બાયડી બચ્ચાંઓથી આપવું શરૂ કર.

**ફાયદો** એટલે બાયડી બચ્ચાંઓને આપવું ફરજ છે અને બીજાઓને આપવું નફલ છે. અને ફરજ નફલથી આગળ છે. જેમકે આગળી હદીસમાં એનો ખોલાસો છે.

૧૭૯૯ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું પોતાથી શરૂ કર, તારી જાત ઉપર સદકો કર [ખરચ કર] ફરી જો કંઇ બચે તો તારાં બાયડી બચ્ચાં માટે છે. ફરી જો તારાં બાયડી બચ્ચાંથી કંઇ બચે તો તારા સગાંઓ માટે છે. ફરી જો તારા સગાંઓથી બચે તો આવી રીતે અને

† અર્થ—બુરૂં ધારનારની આંખ ફુટેલી થાઓ કારણ કે તેની નજરમાં હોનર ઐબ દેખાય છે. ગુ. મો.

આવી રીતે [એટલે જમણે ડાબે દરેક મોહતાજને આ-પ]" અબુ મજકુર અનસારીએ પોતાના ગુલામને કે જેનું નામ યાકુબ હતું જ્યારે મોદબ્બર બનાવ્યો ત્યારે તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** નસાઇમાં જાબેર [રદી] થી રિવાયત છે કે એક અનસારીએ પોતાના ગુલામને મોદબ્બર બનાવ્યો* અને તેની પાસે તે ગુલામ સિવાય કંઇ માલ નહોતો. જ્યારે હજરત (સલ) ને આ વાતની ખબર પડી તો હજરતે તેનું આ-જાદ કરવું દુરૂસ્ત રાખ્યું નહીં. અને ફરમાવ્યું કે આને કોણ ખરીદે છે? એક શખ્સે તેને આઠસો દિરમે ખરીદ્યો. ફરી તે દિરમો તે અનસારીને આપ્યા. અને આ હદીસ ફરમાવી. આથી જણાયું કે મોહતાજને ખૈરાત આપવા કરતાં પોતાના બાઇડી બચ્ચાંને આપવું પ્રથમ છે "અવ્વલ ખેશ બાદહુ દરવેશ"

૧૮૦૦ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે અતીયા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો તેણીના જમણા તરફથી વોજુ કરવાની જગ્યાથી શરૂ કરો" હજરત (સલ) ની છોકરી ઝૈનબ જે અબુલ આસ બીન રબીઅની બીબી હતાં અને તેમની છોકરીઓમાં સર્વથી મોટાં હતાં તેણીને ગોસલ આપનારી સ્ત્રીઓ માટે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે મૈયતની જમણી તરફથી ગોસલ શરૂ કરવું સુંનત છે. અને જમણી તરફથી વોજુની જગ્યાને (એટલે મોં તથા હાથને પ્રથમ ધોએ.)

૧૮૦૧ બોખારી તથા મુસલિમમાં અબુઝર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઠંડો થવા દે ઠંડો થવા દે. અથવા આવી રીતે ફરમાવ્યું ઇનતેજારી કર ઇનતેજારી કર" આ હજરતે જોહરની અજાન દેનારને ફરમાવ્યું.

**ફાયદો** એટલે ગરમીની મોસમમાં ઠંડા વખતે અજાન દેવી તથા નમાઝ પઢવી મુસ્તહબ છે.

૧૮૦૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઠંડા વખતમાં નમાઝ પઢા કરો. કારણ કે ગરમીની સખતી તે જહંનમના જોશથી છે.

**ફાયદો** એટલે ગરમીની મોસમમાં જોહરની નમાઝમાં વાર લગાડવી (ઢીલ કરવી) મુસ્તહબ છે કે જમાઅત વધે. અને આ બંને હદીસો ઇમામ આજમ (રહ) ના મજહબની સમ્પૂર્ણ દલીલ છે.

૧૮૦૩ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન માલિક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારી મા તને જણી ત્યારથી જે દિવસ તારા ગુજર્યા તે સર્વથી બેહતર દિવસની તું બશારત લે. (ખુશ થા)" આ હજરતે (સલ) કઅબ બીન માલિકને ફરમાવ્યું.

**ફાયદો** જંગે તબુકમાં કઅબ (રદી) હજરત (સલ) ની સાથે ગયા નહોતા. અલ્લાહનો તથા રસૂલનો તેમના પર પચાસ દિવસ ગુસ્સો રહ્યો. જ્યારે તેમની તોબા કબૂલ થઈ ત્યારે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે મુસલમાન માટે તેજ દિવસ બેહતર છે જે દિવસે તોબા તેનાથી રાજી થાય.

૧૮૦૪ બોખારી તથા મુસલિમમાં અમર બીન ઓફ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ખુશી થાઓ તથા જે ચીજ તમને ખુશ કરે તેની આશા કરો (એટલે ફતેહ ઇસ્લામની) ખોદાની કસમ દરિદ્ર (ગરીબાઇ) નો ડર તમારે માટે હું રાખતો નથી પણ હું આનો ડર રાખું છું કે જેવી રીતે તમારાથી આગળાઓ પર દુન્યા બોહલી થઈ તેમ તમારા પર બોહલી થાય. ફરી જેવી રીતે તેઓએ લોભ તથા અદેખાઈ કરી તેમ તમો લોભ તથા અદેખાઇ કરો. અને જેવી રીતે તેઓને દુન્યાએ હલાક કર્યા તેમ તમો હલાક થાઓ." અને એક રિવાયતમાં છે "અને જેવી રીતે દુન્યાએ તેઓને ગફલતમાં નાખ્યા તેમ તમને ગફલતમાં નાંખે.

**ફાયદો** બહરેનના મુલકથી હજરત [સલ] પાસે માલ આવ્યો તે સાંભળી અનસાર લોક સબ્હની નમાઝ પઢી હજરત (સલ) ની આગળ આવ્યા. હજરત (સલ) હસ્યા ને ફરમાવ્યું કે [illegible] તમો માલની ખબર સાંભળીને આવ્યા છો? અ-

* જે ગુલામને મરવા પછી આઝાદ કરવું ઠેરવ્યું હોય તેને મોદબ્બર કહે છે. મોદબ્બર કરેલા ગુલામને વેચવાની બીજી હદીસમાં મનાઈ છે. અને તે હદીસને આધારે હનફી મજહબમાં પણ હરામ છે. પણ મોદબ્બર મોકય્યદને આઝાદ કરવું દુરૂસ્ત છે અને આ મોદબ્બર પણ મોકય્યદ હતો. ગુ. મો.

નબારોએ કહ્યું હા, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને ફતેહ ઇસ્લામ તથા માલ વધવાની બશારત આપી. ફરી માલ વધવાની બુરાઇ બયાન કરી.

૧૮૦૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું ખુશ થા ઓ આએશા! તુ જાણે છે અલ્લાહે તારી સફાઇ જાહેર કરી છે.

**ફાયદો** જ્યારે હજરત આએશા પર તોહમત મુકાયું,* અને તેમની સફાઇમાં કુરઆન ઉતર્યું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૮૦૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું મારે માટે પત્થર ઢુંઢ કે તેનાથી હું ઇસ્તિન્જો કરૂં અને મારી પાસે હાડકી કે ગોબર નહીં લાવ.

**ફાયદો** આથી જણાયું કે ઝાડે ફરવા પછી ઢેલાંથી પાક કરવું સુંનત છે અને હાડકી તથા ગોબરથી ઇસ્તિન્જો કરવો દુરૂસ્ત નથી† એવીજ રીતે કોઇલાથી પણ.

૧૮૦૭ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેણીને જોતા રહો. ગોરા સીધા વાળવાલા એબદાર આંખવાલા બાળકને જણે તો તે હિલાલ બીન ઓમૈયાનું છે. અને જો તે કાળી આંખવાળા વાંકા વાળવાલા પાતળા પિન્ડલીવાલા બાળકને જણે તો તે શરીક બીન સહમાનું છે.

**ફાયદો** હિલાલ બીન ઓમૈયાએ પોતાની બાયડીને શરીક બીગ સહમા સાથે એબ લગાડી. ફરી હજરતે (સલ) તે બંનેમાં [લિઆનના કાયદા પ્રમાણે] જૂદાઇ કરાવી. તેની સ્ત્રી ગર્ભવતી હતી. માટે હજરતે (સલ) સહાબાથી આ હદીસ ફરમાવી. જ્યારે તેણીને છોકરો થયો તો હજરતને ખબર થઇ કે શરીક બીન સહમાથી મળતો છે. હજરતે (સલ) ફરમાવ્યું કે જો કુરઆનનો હુકમ (લિઆન) તે પર જારી કર્યો નહોત તો હું તે સ્ત્રી પર કંઇ હુકમ લગાડત. (એટલે સજા કરત) આ હદીસથી જણાયું કે બાળકનું મલતા પણું થવું પણ એક દલીલ છે. અને ઇમામ શાફેઇ (રહ) નો આજ મત છે. પણ ઇમામ આજમ (રહ) ની નજદીક કિયાફા કે મળતા પણું દલીલ નથી કદાપી હજરત (સલ) ને એ હાલ વહીથી જણાયો હશે.

૧૮૦૮ બોખારીમાં ઉમ્મે ખાલિદ બીનતે સઈદ બીન આસ અથવા બીનતે ખાલિદ બીન સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા કરે તું ઘસી ફાડી નાખે. ફરી તું ઘસી ફાડી નાખે. ફરી તું ઘસી ફાડી નાખે.

**ફાયદો** ઉમ્મે ખાલિદ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની પાસે ઘણાં કપડાં આવ્યાં તેમાં એક કાળો નાનો કુડતો હતો. હજરતે (સલ) ફરમાવ્યું તમો જાણો છો આ હું કોને પેહેરાવીશ? સહાબા ચુપકા રહ્યા ફરી હજરતે (સલ) મને બોલાવી પોતાને હાથે મને પેહેરાવ્યો. ફરી આ દોઆ કરી.

૧૮૦૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બખીલાઇ (કંજુસાઇ) થી બચો. કારણ કે તમારાથી આગળવાલાઓને બખીલાઇએ હલાક કર્યા છે.

**ફાયદો** જ્યારે માણસ પર કંજુસાઇ વધી જાય છે તો તે ઝકાત આપી શકતો નથી તો ફરજને છોડયું. માટે ખોદાના અજાબને લાએક થયો.

૧૮૧૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો અગ્નિથી બચતા રહો અગર જો ખજૂરની એક ચીરી આપીને.

**ફાયદો** એટલે થોડી ખૈરાત પણ દોઝખથી બચાવે છે.

૧૮૧૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે લાનત કરનાર કામોથી બચો. સહાબાએ કહ્યું કયાં લાનત કરનાર કામો છે? હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સ લોકોના માર્ગમાં ઝાડે ફરે અથવા તેઓના છાયામાં.

**ફાયદો** માર્ગમાં તથા છાયાદાર ઝાડની

* તોહમત વિષેનું પૂરૂ બયાન હદીસ ના૦ ૧૦૨૭ માં છે. ગુ. મો.

† એવીજ રીતે પાકેલી ઇંટથી દુરૂસ્ત નથી સખ્ત મકરૂહ છે. અફસોસ કે રાંદેર તથા સૂરતની હરેક મસજીદમાં પાકી ઇટો કે ઠીકરાં વપરાય છે કોઇ એની પરવા કરતું નથી. ગુ. મો.

નીચે આડે ફરવું દુ:ખ આપવાનું કારણ છે. માટે લોક તેના પર લાનત કરે છે તથા બુરૂં કહે છે.

૧૮૧૨ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો રોકુઅ તથા સિજદાને પૂરા કરો. તેની કસમ કે જેના કબજામાં મારો જાન છે જ્યારે તમો રોકુઅ તથા સિજદો કરો છો તો ખચીત હું પીઠ પાછળથી જોઉં છું.*

**ફાયદો** કેટલાક ગામડાના નવા મુસલમાન લોક રોકુઅ તથા સિજદામાં જલદી કરતા હતા. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૮૧૩ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્થિર રહે ઓ ઓહોદ ! તારા પર તો એક નબી એક સિદ્દિક તથા બે શહીદો છે. અને બીજી રિવાયતમાં છે "તારા પર નબી અથવા સિદ્દીક અથવા શહીદ વગર કોઇ બીજું નથી." અને તે પર નબી (સલ) અબુ બકર, ઓમર, અને ઉસમાન (રદી) હતા.

**ફાયદો** હજરત [સલ] આ સહાબાની સાથે ઓહોદ પર્વત ઉપર હતા. ધ્રુજી તે હાલ્યા ત્યાર હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો પહાડ થંભી ગયો. આ હજરતનો મોજેઝો છે કે જેવી રીતે હજરતે [સલ] ફરમાવ્યું તેવું થયું. કેમકે હજરત ઓમર તથા હજરત ઉસમાન [રદી] શહીદ થયા જે પ્રખ્યાત છે. પહાડનું હાલવું ફખરને લીધે હતું કે આવા બુજરૂગોએ તેને માન આપ્યું.

૧૮૧૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું મારા તરફથી ઉત્તર આપ. ઓ અલ્લાહ તું એને પવિત્રાત્મા [રૂહુલ કોદોસ] થી મદદ કર" આ હજરતે [સલ] હસ્સાન બીન સાબેતને ફરમાવ્યું.

**ફાયદો** કોરેશના કાફરોએ હજરત (સલ) ની હજો (નિન્દા) કરી હતી ત્યારે હજરતે તેનો ઉત્તર હસ્સાન (રદી) થી અપાવ્યો.†

૧૮૧૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે હલાક કરનારી સાત વસ્તુઓથી અળગા રહો. સહાબાએ કહ્યું તે કયી વસ્તુઓ છે ઓ રસૂલુલ્લાહ ? હજરતે [સલ] ફરમાવ્યું અલ્લાહની સાથે શિર્ક કરવો. જાદુ, જે જીવને ખોદાએ હરામ કર્યો છે તેને વગર હકે કતલ કરવો, વ્યાજ ખાવું, યતીમનો માલ ખાવો,‡ લડાઇને દિવસે પીઠ ફેરવવી, અને ભોળી ઈમાનવાળી પાકદામન સ્ત્રીઓને તોહમત આપવું.

**ફાયદો** જો કે આ હદીસમાં ગુનાહ કબીરા સાત ફરમાવ્યા છે પણ બીજી હદીસોમાં વધારે પણ સિધ્ધ થયા છે. કદાપી તે વેળા એટલાજ ગુનાહોનું વર્ણન કરવું યોગ્ય હશે.

૧૮૧૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારી રાતની નમાઝોમાં વિત્રને પાછળી નમાઝ કરો.

**ફાયદો** એટલે તહજ્જોદ પછી વિત્રની નમાઝ જોઇએ. અને જે શખ્સ કદી રાતના ઉઠતો હોય અને કદી સુઇ જતો હોય તેને લાજેમ છે કે એશાને વખતે વિત્ર પઢી લ્યા કરે. પણ હજરત [સલ] ના ફેઅલ (કરની)થી સિધ્ધ થાય છે કે વિત્ર પછી બે રકઅત બેસીને પઢતા હતા.

૧૮૧૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે આ નોતરાને જ્યારે તમો નોતરાઓ તો કબૂલ કરો.

**ફાયદો** એટલે વલીમાના [શાદીના] ખાણાને કબૂલ કરવું અગત્યનું છે.

---

* લમઆત શરહ મિશ્કાત જી. ૧ પૃ. ૩૯૨ માં છે કે "હજરત (સલ) નું આ જોવું મોઅજેઝાની રૂએ હતું અને હમેશ નહીં પણ કદી કદી થતું હતું. હજરત (સલ) ફરમાવે છે હું બશર છું આ દીવારની પાછળ શું છે તે હું જાણતો નથી." મીરકાત જી. ૧ પૃ. ૫૦૯ માં પણ એને મળતું છે. ગુ. મો.

† વાંચો હદીસ નં૦ ૩૪૩ ગુ. મો.

‡ યતીમનો માલ નાહક ખાવો હરામ છે. યતીમના બાપની કે માની જીયારતમાં તથા યતીમના બીજા કોઇ કારમાં યતીમનો પૈસો ખરચાઈ તે ખાણું હરામ છે. લોકો ચોરીના માલને હરામ જાણે છે પણ આ ચોરી કરતાં બુરૂં હોવા છતાં ખાનારાઓ જરાએ ખ્યાલ કરતા નથી. સરકારને પણ જોઈએ કે બાળકોનો માલ નાશ કરવાનો બંદોબસ્ત રાખે. અને જ્યાં એવું બને ત્યાં પોતે ફરયાદ થાય. ગુ. મો.

૧૮૧૮ બોખારીમાં ઉરવા બીન ઝોબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અબુ સુફયાનને પહાડના નાકા પાસે રોક કે તે મુસલમાનોને જુએ" ફતેહ મક્કાને દિવસે હજરતે [સલ] અબ્બાસ બીન અબ્દુલ મુત્તલેબ [રદી] ને ફરમાવ્યું. મુરસલ રિવાયત આવીજ રીતે છે [એટલે ઉરવા તાબેઈને સહાબીનું નામ છોડીને રિવાયત કરી છે] અને એ હદીસ હજરત આએશા (રદી) થી રિવાયત થઇ છે અને તેણીએ હજરત (સલ) થી રિવાયત કરી છે.

**ફાયદો** આ હદીસનો બાકી કિસ્સો આજ અધ્યાયમાં આવી ગયો છે. (ના. ૧૭૧૬)

૧૮૧૯ મુસલિમમાં મિકદાદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારીફ કરનારાઓનાં મોંમાં માટી ભરો. (એટલે કંઇ આપો નહીં.)

**ફાયદો** મહદ તથા તારીફ ઘણું કરી જૂઠ તથા વધારાથી કોરી હોતી નથી માટે તેને કંઇ આપો નહીં.* અને તમો પોતાની તારીફ સાંભળી મગરૂર થાઓ નહીં. જો કોઇ કહે કે હજરતે (સલ) પોતાની તારીફ કરનારાઓને ઇનામ આપ્યું છે તો તેનો જવાબ આ છે કે હજરત (સલ) ની જે તારીફ હતી તે સર્વ સાચી હતી અને તેમાં સવાબ હતો એથી વિરૂધ્ધ બીજાઓની તારીફ છે કે જે વધારાથી કોરી નથી. આ હદીસમાં તે તારીફની નિન્દા છે કે જેણે તારીફ કરવાનો પોતાનો ધંધો ઠેરવ્યો હોય. પણ જો કોઇ શખ્સ કોઇ દીનદાર શખ્સની વગર લાલચે સાચી તારીફ કરે તો દુરસ્ત છે, કે જેથી ગુણવંત [મમદૂહ] ના નેક અમલમાં લોક પેરવી કરે. સારાંશ આ છે કે જે તારીફમાં લાલચ કે જૂઠ હોય તે દુરસ્ત નથી.

૧૮૨૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ભેગા થાઓ ખચીત હું તમારી આગળ કુરઆનનો ત્રીજો ભાગ પઢીશ. ફરી ભેગા થનાર ભેગા થયા. ફરી હજરતે (સલ) નીકળીને કુલ હોવલ્લાહો અહદ પઢી.

૧૮૨૧ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તારા વોઝુના વાસણને સંભાળી રાખ એનો કંઇ હાલ જાહેર થનાર છે [અથવા એનો મોજેઝો થશે]" લેલતુત તારીસ [પાછલી રાતે મોકામ કરેલી રાત] ની સવારે હજરતે [સલ] અબુ કતાતા [રદી] ને આ ફરમાવ્યું.

**ફાયદો** સવારે હજરતે [સલ] આ ફરમાવ્યું અને દિવસના તરસ વધી અને પાણી નહોતું તેજ વાસણથી પાણી ઉભરાવા લાગ્યું અને અબુ કતાદા પાવા લાગ્યા. તે એટલાં સુધી કે સઘળું લશકર ધરાયું. આ હદીસથી બે મોઅજેઝા સિધ્ધ થયા. એક પાણીનું જોશ ખાવું બીજો ભવિષ્યની ખબર આપવી.

૧૮૨૨ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇબનુલ ખત્તાબને આની ખબર કર" જાબેરે જ્યારે પોતાના દેણુ અદા કરવાની ખબર કરી ત્યારે હજરતે જાબેર [રદી] ને આ કહ્યું.

**ફાયદો** જાબેર [રદી] ના બાપ જંગે ઓહોદમાં શહીદ થયા તેમના પર ઘણું કરજ હતું. તેમના બાગમાં જેટલું ખજૂર થયું હતું તેટલું માંગનારાઓને આપવા ચાહ્યું. પણ કરજ ઘણું હતું અને ખજૂર થોડું માટે તેઓએ કબૂલ કર્યું નહીં. જાબેરે (રદી) હજરત (સલ) થી સિફારશ કરાવી, પણ સાહુકાર યહુદી હતા તેઓએ કબૂલ કરી નહીં. હજરતે (સલ) જાબેરને ફરમાવ્યું તું દરેક જાતનું ખજૂર જૂદું જૂદું ઢગલા કર. જ્યારે જાબેરે (રદી) ઢગલા કર્યા તો હજરત (સલ) એક મોટા ઢગલાની આસ પાસ ફર્યા અને તેના પર જઇ બેઠા. ફરી જાબેરને કહ્યું માંગનારાઓને તોલી તોલીને આપવા શરૂ કર. જાબેરે આપવા શરૂ કર્યું તે એટલાં સુધી કે સઘળુ કરજ અદા થયું. જાબેર (રદી) થી રિવાયત છે કે સઘળું કરજ અદા થવા છતાં સર્વ ઢગલા જેવાને તેવા હતા. તેમાં કશી કમી થઈ નહોતી. જાબેરે કહ્યું એ હજરત (સલ) તમામ દેણુ અદા થયું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઓમર ફારૂક (રદી) ને આ હાલની ખબર કર કારણ કે ઓમર ફારૂક (રદી) ને જાબેરના કરજ અદા થવાની ઘણી ફિકર હતી. જ્યા-

* એક અર્થ આ છે કે તેના મોંમાં ધુળ નાંખ એટલે કંઈ આપ કે જેથી તેની ઝબાન બંધ થાય અને તારી નિન્દા કરે નહીં. ગુ. મો.

રે જાબેરે (રદી) આમર ફારૂક (રદી) ને ખબર કરી તો તેવણે કહ્યું, જ્યારે હજરત (સલ) પધાર્યા ત્યારથીજ હું જાણી ગયો હતો કે હવે જરૂર બરકત થશે.

૧૮૨૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારા બાપ અબુ બકરને તથા તારા ભાઇને બોલાવ કે હું એક લેખ લખી આપું (ખિલાફતનામું) કેમકે ખચીત હું ડરૂં છું કે કોઈ ઉમેદવારી કરનાર ઉમ્મેદવારી કરે, અને કોઈ કહેનાર કહે કે હું (ખિલાફતનો) હક્દાર છું. પણ અલ્લાહ તથા મુસલમાનો તો અબુ બકર સિવાય કોઇને માનશે નહીં.

**ફાયદો** પ્રથમ હજરતે (સલ) વિચાર્યું કે સિદ્દીકે અકબર (રદી) ને ખિલાફત નામુ લખી આપે કે જેથી બીજો કોઇ દાવો કરી શકે નહીં. ફરી તકદીર તથા મુસલમાનોના ઇજમા ઉપર મુક્યું. એટલે તકદીરમાં તો આજ છે 'સિદ્દીકે અકબર ખલીફા થશે, અને મુસલમાનોનો ઇજમા પણ એમનીજ ખિલાફત ઉપર થશે તો લખવાની જરૂરત શી? આ હદીસથી સાફ જણાયું કે સિવાય સિદ્દીકે અકબર (રદી) ને કોઈની ખિલાફત હજરત (સલ) ના ધ્યાનમાં નહોતી.

૧૮૨૪ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો અલ્લાહનું નામ લ્યો અને ખાઓ.

**ફાયદો** હજરત આએશાએ (રદી) કહ્યું ઓ રસૂલુલ્લાહ કેટલીક કોમ છે જેઓ નવા મુસલમાન છે અને તેઓ અમારી પાસે માંસ લાવે છે. અમો જાણતા નથી કે જુબહ કરતી વેળા અલ્લાહનું નામ લ્યે છે અથવા નહીં ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મુસલમાન ઉપર સારો ગુમાન રાખવો જોઇએ. તેઓ જુબહ કરતી વેળા અલ્લાહના નામને ભુલતા ન હશે. તમો પોતાના શક દૂર કરવા ખોદાનું નામ લ્યા કરો. એની આ મતલબ નથી કે તેઓએ જુબહ કરતી વેળા અલ્લાહનું નામ છોડયું હોય તોએ તમારી બિસ્મિલ્લાહ કહેવાથી પવિત્ર થશે. કારણ કે જુબહની વખતે બિસ્મિલ્લાહ કહેવી શરત છે.

૧૮૨૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બિસ્મિલ્લાહ કહો. અને દરેક પુરૂષ પોતાની આગળથી ખાએ.

**ફાયદો** એટલે રકાબી (કે થાળી) ની વચ્ચેથી ખાએ નહીં અને બીજાની આગળથી પણ ખાએ નહીં પણ પોતાની તરફથી ખાએ.

૧૮૨૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું જા અને તે સ્ત્રીઓના મોંમાં ધુળ નાખ." એટલે જાફર બીન અબુ તાલિબ (રદી) ની સ્ત્રીઓના (જ્યારે તેઓ જાફર ઉપર ઘણી રડતી હતી ત્યારે)" આ હજરતે તે પુરૂષને કહ્યું જેણે કહ્યું કે ઓ રસૂલુલ્લાહ તે સ્ત્રીઓ અમારા પર ગાલેબ થયો (એટલે અમારૂં કહ્યું માનતી નથી અને રડતાં છાની રહેતી નથી.)

**ફાયદો** જાફર તૈયાર (રદી) ને હજરતે (સલ) લડાઇ ઉપર મોકલ્યા હતા. જ્યારે તેમની શહાદતની ખબર આવી તો હજરત (સલ) ને ઘણો ગમ થયો. અને જાફરના ઘરની સ્ત્રીઓ વિલાપ કરવા લાગી. એક શખ્સે એ બાબતની હજરત (સલ) ને ખબર કરી. હજરતે ફરમાવ્યું જઇને તેઓને રોકો. તેણે જઇને મનાઇ કરી. સ્ત્રીઓએ માન્યું નહીં. ફરી હજરત (સલ) ને અરજ કરી કે તેઓ માનતી નથી. હજરતે કહ્યું ફરી જા અને મનાઈ કર. એવી રીતે ત્રણ વાર હજરતે તે શખ્સને મોકલ્યો. તેણે કહ્યું ઓ હજરત! સ્ત્રીઓ માનતી નથી અને અમારેથી ચઢી ગઇ છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તથા ઓરતો ઉપર ગુસ્સો કર્યો. આ હદીસથી વિલાપ કરવાની તથા પુકારીને રડવાની હુરમત પૂરતી સખતાઇથી સિધ્ધ થઈ.

૧૮૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જા તારાં બાયડી બચ્ચાંઓને ખવરાવ" એટલે તે ખજૂરને જે ટોકરીમાં હતું. જે શખ્સે રમજાનમાં પોતાની સ્ત્રીથી સમ્ભોગ કર્યો તે શખ્સને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એક પુરૂષ આવ્યો તેણે કહ્યું ઓ હજરત! હું હલાક થયો. હજરતે (સલ) ફરમાવ્યું શું થયું? તેણે કહ્યું મેં રમજાનમાં પોતાની સ્ત્રીથી સોહબત કરી અને હું રોઝદાર હતો. હજરતે (સલ)

ફરમાવ્યું ગુલામ આઝાદ કર. તેણે કહ્યું મારામાં કુદરત નથી. હજરતે (સલ) ફરમાવ્યું તું બે માસના લગોલગ રોજા રાખ. તેણે કહ્યું મને તાકાત નથી. હજરતે (સલ) ફરમાવ્યું તું સાઠ ગરીબોને ખાણું આપ. તેણે કહ્યું મને શકિત નથી. હજરતે (સલ) કહ્યું તું બેસ. ફરી થોડી વાર પછી હજરતની પાસે મોટો ટોપલો ભરીને ખજૂર આવ્યું. હજરતે (સલ) તેને ફરમાવ્યું એને લે અને ગરીબોને આપ. તેણે કહ્યું ઓ હજરત! મદીનામાં મારાથી વધારે દરિદ્રી કોઇ નથી. હજરત (સલ) હસ્યા ફરી આ હદીસ ફરમાવી. કફ્ફારો બીજાને આપવો જોઇએ પોતાને ખાવો દુરસ્ત નથી માટે કેટલાક આલેમોએ કહ્યું છે કે આ હદીસ મનસૂખ છે. અને કેટલાકોએ કહ્યું, આ હુકમ ખાસ તેજ શખ્સ માટે છે. અને કેટલાકોએ કહ્યું કે હજરતે (સલ) તેની ગરીબાઇ જોઇ તેને કરજની તોર પર આપ્યું હતું. એટલે જ્યારે શકિત આવે ત્યારે કફ્ફારો અદા કરવો.

૧૮૨૮ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું જા, તારી પાસે કુરઆન છે તેને બદલે મેં તને તેણીનો માલિક કર્યો છે.

**ફાયદો** એટલે સ્ત્રીને કુરઆન યાદ કરાવવું એજ એની મોહર છે. બાકી કિસ્સો વિસ્તારથી આવી ગયો.*

૧૮૨૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ ધારીદાર કામળીને અબુ જહમ પાસે લઇ જાઓ. અને અબુ જહમનો કામળો (કમ્બલ) લાઓ. કેમકે એણે મને હમણા નમાઝમાં ગફલત નાખી.†

**ફાયદો** અબુ જહમે બારીક ચોખુટ કાળી કામળી જેને બંને છેડે ધારી હતી તે હજરત (સલ) ને ભેટ આપી. હજરતે (સલ) તેને ઓઢીને નમાઝ પઢી. ફરી નમાઝ પછી આ હદીસ ફરમાવી. એટલે એની કારીગરી નકશકારી (તરેહ ઉઠાવેલી) એ દિલ લગાડી નમ્રતાથી નમાઝ પઢવામાં નુકસાની કરી માટે હજરતે (સલ) તેને પાછી ફેરવી. અને તેને બદલે કામળો મંગાવ્યો કે તેનું દિલ તુટે નહીં. આથી જણાયું કે જે કપડું નમાઝમાં ખલલ કરે અને ધ્યાન સરખું નહીં રાખે તેને પેહેરવું મકરૂહ છે. એવીજ રીતે મસજીદની તથા મોસલ્લાની નકશ-કારી મકરૂહ છે કેમકે તે જરૂર ધ્યાનને વીખેરે છે.

૧૮૩૦ બોખારી તથા મુસલિમમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું જા, અને આ તારાં બાળબચ્ચાંઓને ખવરાવ. અને તું જાણ કે ખચીત અમે તારા પાણીથી કંઇ ગટાડયું નથી" બોખારીમાં આટલો વધારો છે. "કંઇ વસ્તુને ગટાડી નથી પણ અલ્લાહે અમને પાયું છે." લેલતુત તારીસની સવારે બે પખાલવાળી સ્ત્રીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) કોઇ સફરમાં હતા. ગરમીની સખતાઇ થઈ. અને તરસનું લોકો પર જોર થયું પાણી કેથે નહોતું. સહાબાએ આ હાલ હજરત (સલ) ને કહ્યા. હજરતે બે શખ્સોને પાણી ઢુંઢવા મોકલ્યા. તેઓએ જોયું કે એક સ્ત્રી પાણીની બે પખાલો ઊંટ ઉપર લાદીને લઇ જાય છે, તેણીને હજરત (સલ) પાસે લઇ આવ્યા. હજરતે (સલ) પખાલથી પાણી લઇને લોકોને પાવા શરૂ કર્યું તે એટલાં સુધી કે લોકો ધરાયા. અને તે પખાલો તેવીજ તરેહ પાણીથી ભરેલી હતી. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે આ ઓરતને કંઈ આપો. કોઈએ ખજૂર આપ્યું, કોઇએ આટો, અને કોઇએ સત્તુ તેને આપ્યાં ત્યારે હજરતે (સલ) તે સ્ત્રીને આ હદીસ ફરમાવી.‡

૧૮૩૧ મુસલિમમાં મિસવર બીન મખરમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું. તું તારા કપડા તરફ જા તેને લે અને નાગો ચાલ નહીં." આ હજરતે (સલ) મિસવર (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** મિસવર (રદી) થી રિવાયત છે કે

* વાંચો હદીસ નાં૦ ૯૦૫, ૯૪૬, ૧૭૮૯. ગુ. મો.

† આથી જણાયું કે નમાઝ સિવાય બીજી કોઇ બાબતમાં નમાઝમાં દિલ કે વિચાર લાગે તો તેથી નમાઝ તુટતી નથી. ગુ. મો.

‡ રિવાયત છે કે તે [illegible] ગઈ અને પોતાની કોમને જે જોયું તેની ખબર કરી. ફરી તે ઇસ્લામ લાવી અને તેની કોમે પણ ઇસ્લામ સ્વીકાર્યું. શરહ મશારેક. ગુ. મો.

હું ભારી પત્થર ઉઠાવી લઇ જતો હતો. અને મારી લુંગી ખુલી ગઇ. હું તેને બાંધી શકયો નહીં. અને નાંગી હાલતમાં તેને લઇ ગયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી સિધ્ધ થયું કે નગ્નતા ઢાંકવી ફરજ છે.

૧૮૩૨ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાછો ફર ને સારી રીતે તારૂં વોજુ કર." એક પુરૂષે વોજુ કર્યું અને પોતાના પગ પર તેણે નખ જેટલું કોરૂં રાખ્યું તેને હજરતે (સલ) આ ફરમાવ્યું. ફરી તે પાછો ફર્યો અને વોજુ કરીને નમાઝ પઢી.

**ફાયદો** આથી જણાયું કે વોજુના આજાઓથી જરા પણ સુકુ રહેવું વોજુને નકામું કરે છે.

૧૮૩૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પાછો ફર અને તારી બાયડી સાથે હજ્જ કર." એક પુરૂષે કહ્યું મારૂં નામ ફલાણી ફલાણી લડાઇમાં લખાયું છે અને મારી સ્ત્રી હજ્જ કરવા જાય છે. તે પુરૂષને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે સ્ત્રીએ વગર પોતાના ખાવિન્દે અથવા મહરમે હજ્જ કરવા જવું દુરૂસ્ત નથી.

૧૮૩૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું પાછો જા ને નમાઝ પઢ કારણ કે તારી નમાઝ થઇ નથી.

**ફાયદો** હજરત [સલ] મસજીદમાં હતા. એક શખ્સ નમાઝ પઢી ચાલ્યો અને હજરતને સલામ કરી હજરતે સલામનો જવાબ આપ્યો ફરી ફરમાવ્યું તું પોતાની નમાઝને ફરી પઢ તારી નમાઝ થઇ નથી. તે શખ્સે ફરી જલદી જલદી નમાઝ પઢી અને હજરતને સલામ કરીને ચાલ્યો. હજરતે [સલ] ફરમાવ્યું નમાઝ પઢ તારી નમાઝ થઇ નહીં. એવીજ રીતે ત્રણ વાર તેણે નમાઝ પઢી ફરી તેણે કહ્યું ખોદાની કસમ મને એથી સારી રીતે પઢતાં આવડતી નથી. તો હજરતે [સલ] ફરમાવયું, જ્યારે નમાઝ માટે ઉભો રહે તો અલ્લાહો અકબર કહ્યા કર. ફરી જે કંઇ કુરઆનમાંથી તને આવે તે પઢયા કર,* અને શાન્તિ તથા આરામથી રોકુઅ કર્યા કર, ફરી સીધો ઉઠયા કર એવી રીતે કે સારી રીતે સીધો ખડો થાય. ફરી સિજદો કર્યાં કર ચેહેનથી, ફરી માથું ઉપાડા કર ચેહેનથી. ફરી બેસા કર. એવીજ રીતે દરેક રકઅતમાં કર્યા કર. આ હદીસથી જણાયું કે નમાઝમાં તાદીલે અરકાન (બરાબર દરેક રૂકનને કરવું) વાજેબ છે. ઘણું જલદી કર્યાંથી યાતો નમાઝ બાતેલ થાય છે અથવા મકરૂહ થાય છે.

૧૮૩૫ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવયું કે તું તેને દુધ પા જેથી તું તેના પર હરામ થશે. અને જે ખટકો અબુ હોઝેફાના દિલમાં છે તે પણ જતો રહેશે" સોહેલ બીન અમર [રદી] ની છોકરી સહલાએ જ્યારે હજરત [સલ] ને કહ્યું, સાલેમના મારી પાસે આવવાથી હોઝેફાના મોં ઉપર હું અણગમો જોઉં છું તેણીને હજરતે આ ફરમાવયું. તેણીએ કહ્યું હું તેને કેવી રીતે દુધ પાઉં તે તો મોટો પુરૂષ છે. તો હજરત હસ્યા અને કહ્યું હું જાણું છું કે તે મોટો પુરૂષ છે [અટલે છાતીથી ધવડાવવાની જરૂરત નથીકે તને અઘરૂ લાગે કોઇ વાસણમાં કાઢીને પા.)

**ફાયદો** અબુ હોઝેફા [રદી] નો સાલીમ ગુલામ હતો તેમને તેના અંદર જવાથી બદગુમાની થતી હતી માટે હજરતે [સલ] આ તદબીર બતાવી. બાળકપણામાં દુધ પીવાથી હરામ પણું સિધ્ધ થાય છે જવાનીમાં થતું નથી જેમકે બીજી હદીસોમાં ખુલ્લું છે. તો આ હદીસનો હુકમ સાલીમને માટે ખાસ છે અથવા આ હુકમ મનસૂખ છે.

૧૮૩૬ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવયું કે આ બુઢ્ઢા તું સ્વારી કર. કારણ કે અલ્લાહ તારાથી તથા તારી નજરથી બેપરવા છે.

**ફાયદો** હજરતે એક બુઢ્ઢાને જોયો કે ચાલતો જાય છે અને બે તરફથી તેના બે છોકરા તેને ટેકો આપે છે. હજરતે (સલ) પુછ્યું આનું શું

* આથી સાફ જણાય છે કે નમાઝમાં અલહમ્દો પઢવી ફરજ નથી કારણ કે હજરતે (સલ) ફરમાવ્યું કે "કુરઆનમાંથી જે તને આવડે તે પઢયા કર" અલ હમ્દો પઢ કહ્યું નથી. ગુ. મો.

**કારણ** છે? લોકોએ કહ્યું એને ચાલતાં બૈતુલ્લાહ સુધી જવાની નજર (માન્તા) કરી છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે શા માટે આટલી મોસીબતમાં પોતાને નાખે છે? ખોદાને એની કંઇ પરવા નથી. આથી જણાયું કે જ્યારે શકિત નહોય તો નજરને અદા કરવી વાજેબ નથી.‡

૧૮૩૭ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તને જરૂર પડે તો બીજી સ્વારી મળે તેટળાં સુધી તું હદીના ઊંટ પર દસ્તુર પ્રમાણે સ્વારી કર." હદીના જાનવર ઉપર સ્વારી કરવાની પૂછ થઇ ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૮૩૮ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો એને માટે ઝાડ ફૂંક કરો. કારણ કે એને નજર લાગી છે." એક છોકરીને ઉમ્મે સલમાના ઘરમાં જોઈ કે તેના મોં પર થોથર કે પીળાસ છે ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસથી જણાયું કે નજરની તાસીર દુરૂસ્ત છે. અને કુરઆન તથા અલ્લાહના નામથી ઝાડ ફૂંક કરવી દુરૂસ્ત છે. પણ જેમાં શિર્કનો મજમૂન હોય અથવા તેના અર્થ જણાયા નહોય તો કદી દુરૂસ્ત નથી.

૧૮૩૯ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ઘણા જોડા રાખો. (અથવા જોડા પેહેરવાની વધુ આદત રાખો.) કારણ કે પુરૂષ જ્યાં સુધી જોડા પેહેરેલો છે તે સ્વાર છે.

**ફાયદો** અરબમાં ગામડાના લોકોને જોડા પેહેરવાની ટેવ ઓછી હતી.* માટે તેઓને હજરતે આ શીખામણ આપી. વિશેષ કરી તેઓને જેહાદ તથા સફરનું કામ ઘણું રહેતું હતું, એથી તેઓને જોડા પેહેરવાની ઘણી અગત્ય હતી કે જેથી આદમી ચાલવા ફરવામાં મજબૂત થાય છે.

૧૮૪૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓરતોની બાબતમાં વસીયત (આજ્ઞા) કબૂલ કરો. કારણ કે એની પેદાશ પાંસળીથી છે. અને પાંસળીમાં વધારે વાંક ઉપર નીમાં છે. જો તું તેને સીધી કરવા જશે તો તેને તોડી નાખશે, પણ જો તેને રહેવા દેશે તો તે વાંકી રહેશે, માટે તમો ઓરતોની બાબતમાં વસીયત કબૂલ કરો.

**ફાયદો** હજરત હવવા હજરત આદમ (અલે) ની પાંસળીથી પેદા થયાં તો ઓરતોની અસલ પાંસળી ઠરી. અને પાંસળીનું તદન સીધી થવું અશકય છે તો ઓરતોનું પણ તદન સીધું થવું અને તેની સર્વ આદતો બદલાવી મહાલ (અસંભવિત) છે. માટે હજરતે (સલ) તેઓની બાબતમાં પોતાની ઉમ્મતને વસીયત કરી. કે બુધ્ધાવાળા પુરૂષને લાજેમ છે કે ઓરતથી પોતાની મતલબ કાઢે અને તેની બદ મીઝાજી પર સબર કરે અને ટાલ તો રહે. હિકમત (ડહાપણ) વાપર્યા કરે, તેનાથી ન તદન ગફલત કરે કે જેથી વાંકી ચાલ્યા કરે, અને ન દરેક વાતમાં પકડ કર્યા કરે કે જીવવું ધુળ થાય, અને આખર તલાક આપવી પડે. સારાંશ આકે ઘરની બાબતમાં ઓરતની રાખે પણ શિર્ક, કુફર, ફરજ છોડવા, અને કબીરા ગુનાહોમાં તેની રિઆયત કદી કરવી જોઇએ નહીં.

૧૮૪૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જનાઝાને જલદી લઇ જાઓ, જો તે નેક બખ્ત છે તો તેને તમે ભલાઇની તરફ નજદીક કર્યો છે (એટલે કબરમાં જઇને સવાબ મેળવશે.) અને જો તે બીજો કંઇ છે (બુરો હતો) તો તમે તે બુરાને પોતાની ગરદન પરથી ઉતાર્યો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે કફન દફનમાં જલદી કરવી મુસ્તહબ છે.†

૧૮૪૨ બોખારી તથા મુસલિમમાં ઝોબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ ઝોબેર તું ખેતરને પાણી પા. ફરી તારા પડોસી માટે મુક.

**ફાયદો** સારાંશ આ છે કે જેનું ખેતર પાણીની પાસે હોય તે પ્રથમ ખેતર પાય તે પછી જે

‡ આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૨૬૯ માં તથા તેની નોટમાં છે. ગુ. મો.

* ખુલા પગે ચાલવાની ટેવ સારી નથી પણ કદી કદી ખુલા પગે ચાલવું સુંન્નત છે. તથા એમાં ઘણા લાભ પણ છે. ગુ. મો.

† આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૮૭૦ માં તથા તેની નોટમાં છે. ગુ. મો.

તેની પાસે હોય તે સીંચે.¶

૧૮૪૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્થીર રહે એ હેરા તારા પર તો નબી સિદ્દીક તથા શહીદ સિવાય કોઈ નથી. અને તેના પર નબી સાહેબ (સલ), અબુ બકર, ઓમર, ઉસમાન, તલહા, ઝોબેર, અને સઅદ બીન અબુ વક્કાસ (રદી) હતા. અને એક રિવાયતમાં છે "થોભ અને તેના પર અબુ બકર, ઓમર, ઉસમાન, અલી, તલહા, અને ઝોબેર હતા.

**ફાયદો.** અબુ બકર (રદી) નું સિદ્દીક થવું તો જગત જાણીતું છે. બાકીના બુજરગો સઅદ બીન વક્કાસ સિવાય સર્વ શહીદ છે. અને એવણ પણ પેટ ચાલવાની બીમારીમાં મર્યા છે તો તે પણ શહીદોમાં દાખલ છે. જેમ કે બીજી હદીસમાં છે કે જે પેટ ચાલ્યાથી મરે તે પણ શહીદ છે.

૧૮૪૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારો સરદાર એટલે સઅદ બીન ઓબાદા શું કહે છે તે સાંભળો ખચીત તે ઘણો ગેરતવાળો છે અને હું તેનાથી ઘણો ગેરતવાળો છું અને અલ્લાહ મારાથી વધારે ગેરતવાળો છે.

**ફાયદો.** સઅદ બીન ઓબાદા (રદી) અનસારીઓના સરદાર હતા. તેઓએ હજરત (સલ) ને કહ્યું એ રસૂલુલ્લાહ જો હું પોતાની જોરૂ પાસે પારકા પુરૂષને જોઊં તો તેને છોડી ચાર સાક્ષી ઢુંઢવા જાઊં? હજરતે (સલ) ફરમાવ્યું કે હા, એટલે ઝીનાનો દાવો ત્યારેજ સિધ્ધ થાય કે જયારે ચાર સાક્ષી હોય. સઅદે (રદી) કહ્યું આ કેવી રીતે થાય? હું તેની કસમ ખાઊં છું કે જેણે આપને સત્ય દીન ઉપર મોકલ્યા જો હું તેવી હાલતમાં હોઊં તો તલવારથી મારૂં, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ વાત ગેરતના કારણથી છે. અને ખોદા તથા રસૂલને ગેરત પસંદ છે. આ હદીસથી જણાયું કે વ્યભિચારની વખતે કતલ કરવાથી ખોદાની નજદીક ગુનોહ નથી પણ જો ગવાહ નહીં હશે તો હાકેમ ખૂનને બદલે ખૂન કરશે.

૧૮૪૫ મુસલિમમાં વાએલ બી૦ હુજર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સાંભળો અને તાબેદારી કરો. (પોતાના હાકેમની) તેમના પર જે ફરજ છે તેનો બોજ તેઓ પર છે અને જે તમારા પર ફરજ છે તેનો બોજ તમારા પર છે." સલમા બીન યઝીદ જોઅફી (રદી) ને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો.** સલમાએ (રદી) કહ્યું એ હજરત (સલ) જો અમારા એવા સરદાર હોય કે અમારેથી પોતાની તાબેદારી કરાવે અને અમારૂં હક્ક આપે નહીં તે વેળા અમો શું કરીએ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે અગર જો તેઓ જુલમ કરે તોએ તમારા પર તેઓની તાબેદારી વાજેબ છે. જો તેઓ ઇનસાફ નહીં કરશે તો અલ્લાહ તેઓને પૂછશે.

૧૮૪૬ બોખારી તથા મુસલિમમાં ઉમ્મુલ હોસેન [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો સાંભળો અને તાબેદારી કરો અગર જો તમાર પર એવો હબશી ગુલામ હાકેમ બને કે જેનું માથું કિશમિશ દરાખ સરખું હોય.

**ફાયદો.** હબશી ગુલામનું ખલીફો કે બાદશાહ થવું દુરૂસ્ત નથી તો આ હદીસમાં હોકુમતથી મતલબ નાની હોકુમત છે. એટલે જો હબશી તમારો જમાદાર સુબેદાર થાય તો તેની પણ તાબેદારી જરૂર છે અગર જો દેખાઊમાં બુરો તથા ઓછી લિયાકતનો હોય. કારણ કે તેની તાબેદારી ખરૂં જોતાં તે ખલીફાની તાબેદારી છે જેણે તેને સરદાર બનાવ્યો.

૧૮૪૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તેણીને તું ખરીદ, અને ફરી તું તેણીને આઝાદ કર, વલાઅ [લોંડી ગુલામનો વારસો] તો જે આઝાદ કરે તેનેજ માટે છે.

**ફાયદો.** હજરત આએશા [રદી] એ ઇરાદો કર્યો કે એક લોંડીને ખરીદી આઝાદ કરે. તેણીના માલિકોએ કહ્યું અમો આ શરત પર વેચીએ છીએ કે તેના વારસાનો હક્ક [વલાઅ] અમને મળે. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે વારસાનો હક્ક આઝાદ કરનાર માટે છે. અગર

¶ વાંચો હદીસ ના૦ ૧૦૦૧ ગુ. મો.

જો તેનો માલિક નાહક શરત કરે.*

૧૮૪૮ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તેથી તમો પીઓ અને તમારા મોં પર તથા છાતી પર નાખો અને ખુશી થાઓ." એટલે હજરત [સલ] ના વોજુથી જમા થયલા પાણીને જેમાં કુલ્લી નાખેલી. આ હજરતે [સલ] અબુ મૂસા તથા બિલાલ [રદી] ને ફરમાવ્યું.

**ફાયદો** હજરત [સલ] ના લોઆબથી પાણી બરકત વાળું થયું. શું મજાની કિસમત અબુ મૂસા તથા બિલાલની છે કે જેમના પેટમાં તે પાણી ગયું.

૧૮૪૯ બોખારીમાં અબુ મૂસા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તગો સિફારશ કરો તમને સવાબ મળશે.

**ફાયદો** કોશીશ, સિફારશથી ગરજવાળાઓનું કામ કાઢી દેવું સવાબનું કારણ છે.

૧૮૫૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર તથા અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ગવાહ રહો તમો ગવાહ રહો. અને એક રિવાયતમાં છે ઓ અલ્લાહ તું ગવાહ રહે." ચંદ્ર ફાટવાની વેળા હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે જ્યારે ચંદ્રના બે તુકડા થયા ત્યારે અમો મિનામાં હતા. એક હેરા પહાડ પર હતો અને બીજો પહાડની નીચે ત્યારે હજરતે (સલ) અમને કહ્યું, જુઓ અને શાહેદ થાઓ. અને બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે મકકાના કાફેરોએ હજરત (સલ) થી મોઅજેઝો માંગ્યો તો હજરતે તેઓને શકકે કમર [ચંદ્ર ફાટવો] બતાવ્યો. કાજી અયાજ [રહ] ની શિફામાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે કોરૈશના કાફેરોએ કહ્યું મોહમ્મદે અમારા પર જાદુ કર્યું જેથી ચંદ્રના બે તુકડા અમને દેખાય છે. એક શખ્સે કહ્યુ જો તમને જાદુ કર્યું છે તો આખા જગતને તો જાદુ કર્યું નહશે. ફરી તેઓએ ચોતરફના મુસાફેરોથી દરયાફત કર્યું તો સર્વેએ ગવાહી આપી. અને અબુ જહલે ચોતરફ તપાસ કરવા માણસો મોકલ્યા તો દરેક તરફથી આજ સિધ્ધ થયું તો કોરેશે કહ્યું આ ચાલુ જાદુ છે. ચંદ્ર ફાટવાની હદીસ ઘણીજ મશહુર છે. ઘણા સહાબાથી તેની રિવાયત સિધ્ધ થઇ છે જેમકે અબ્દુલ્લાહ બીન મસઊદ, અબ્દુલ્લાહ બીન ઓમર, અલી મુરતઝા, હોજેફા, અબ્દુલ્લાહ બીન અબ્બાસ, અનસ, જોબૈર બીન મુતએમ વગેરેથી હદીસોની કિતાબોમાં ઘણી રિવાયત થઇ છે. અને કુરઆનમાં પણ એની ખબર છે સૂરએ કમરમાં અલ્લાહ તઆલા ફરમાવે છે "કેયામત પાસે આવી અને ચંદ્ર ફાટયો અને જો તેઓ મોજેઝાને જુએ છે તો મોં ફેરવે છે [ટાલે છે] અને કહે છે આ મજબૂત કે ચાલુ જાદુ છે" અલ્લાહ તઆલાએ ચંદ્ર ફાટવાની ખબર ભૂત કાળથી આપી એટલે આ કામ થઇ ચુકયું. જો ભવિષ્યની ખબર હોત તો કાફેર તેને જાદુ કહેતે નહીં. જોમહૂર [ઘણાજ] મોફસ્સેરોનો આજ મત છે. કેટલાક અજ્ઞાન બેદીન અને ખ્રિસ્તીઓ શંકા કરે છે કે જો ચંદ્ર ફાટવું થયું હોત તો ઘણી ભુમી પર એ છાનું રહેતે નહીં. કારણ કે આસમાનનો હાલ સર્વની નજર આગળ આવે છે અને અજાએબ વાતની નકલ કરવી (લખાણ કરવું કે મોંથી બયાન કરવું) માણસની પેદાએશી ટેવ છે. તેનો **જવાબ** આ છે કે જમીનવાળાઓથી આપણ નકલ થઇ નથી કે સર્વ લોક વિચારની સાથે તે રાત્રે જોઇ રહ્યા હતા અને કોઇએ જોયું નથી. અને જો એ વાતની નકલ થઇ પણ હોત તો પણ માતબર ગણાતે નહીં. કારણ કે આખી જમીન પર ચંદ્રનો હાલ એક સરખો નથી કોઇ દેશમાં પ્રથમ નીકળે છે અને કોઇ દેશમાં ઘડી પછી (અને કોઇ દેશમાં કલાકો પછી). કારણ કે જમીનની સપાટી બરાબર નથી પણ ગોળાકાર છે તો એકી વખતમાં ઉદય અને અસ્ત (તોલુ ગુરૂબ) કેમ થાય? અને એમ પણ થાય છે કે કોઇ વેળા કોઇ મુલકમાં વાદળ તથા પહાડ આડે આવે છે. એજ કારણથી સૂર્ય તથા ચંદ્ર ગ્રહણ

* આથી જણાયું કે લેણ દેણમાં જે શરતો થાય છે તે જો શરીઅત માફક હોય તોજ તે ચાલી શકે છે. શરીઅત વિરૂદ્ધ શરતની કશી ગણતરી નથી. ગુ. મો.

ફેરફારથી દેખાય છે. કોઇ દેશમાં પૂરા સૂર્યનું ગ્રહણ અને કોઇમાં થોડાનું દેખાય છે અને કોઇ દેશમાં તો તદન ગ્રહણ નથી. તો જ્યારે ચંદ્ર તથા ઝમીન વાળાઓનો એવો હાલ છે તો જો તેઓ પર ચંદ્ર ફાટવો છુપો રહ્યો હોય । કાંઇ તાજુબ નથી. અને જુઓ તો સૂર્ય કે ચંદ્ર ગ્રહણ નીમીત ચીજ છે ખગોળ તથા જ્યોતિષ વાળાઓની જાણમાં તેનો વખત આવી ગયો છે અને ચંદ્ર ફાટવાનો વખત એથી વિરૂધ્ધ કાયદાની નીમાયો નહોતો કે લોકો તેની વાટ જોતા રહે અને જોયા કરે. અને જો કે ચંદ્ર ફાટવો મોઅજેઝો તથા નીરાલું કામ હતું ન તો કોઇએ કદી જોયું અને ન સાંભળ્યું તો જો તે રાત્રે કોઇ દેશમાં કોઇ શખ્સે ભોગ જોગે જોયું પણ હશે તો પોતાના જોવાની ભૂલ કે આંખની ચૂક સમજીને તેને કહેવાને કે લખવાને મોનાસેબ જાણ્યું નહશે. એમ છતાં ચંદ્ર ફાટવો રાતમાં થયો હતો અને થોડી રાત રહ્યો હતો. અને રાત સુવાનો તથા આરામનો વખત છે ઘણું કરીને લોકો મકાનની અંદર હોય છે, એવા વખતમાં એવા આસમાની હાલથી જે થોડો રહેનાર છે ગફલતમાં રહેવું કંઇ આધુ નથી. અને ઘણું કરીને એમ થાય છે કે ભરોસેદાર લોક આસમાની અજાએબો કોઇવાર જુએ છે જેમકે રોશનીનો પ્રકાશ તારા ખરવા વગેરે આકાશની વસ્તુઓ, અને જુઓ તો ઘણા લોકો તેથી ગાફેલ રહે છે. સારાંશ આ છે કે શકકુલ કમર અમારા હજરત (સલ) નો ઘણોજ મોટો મોઅજેઝો છે. કુરઆનથી હદીસથી, તથા જે લોકો તે વેળા હાજર હતા તથા પોતાની આંખે જોયો હતો તે લોકોની રિવાયતથી તવાતોરની રીતે સિધ્ધ થયો છે.* અકલવાળાને શંકા સન્દેહની કોઇ જગ્યા નથી. કેટલાક કાચા હકીમ કહે છે કે ચંદ્રના બે તુકડા થવા અમારી અકલમાં આવતા નથી. તેનો જવાબ આ છે કે તમો શું ? અને તમારી અકલ શું ? મિસરો "આયા તું ચે મુરગે વ કોદામત પરોબાલસ્ત" સઘળા પેગમ્બરોના મોઅજેઝાની આજ અવસ્થા છે કે તે અલ્પ બુધ્ધિથી બહાર છે. લાકડીનું અઝદહા થવું મુરદાનું જીન્દા થવું પહાડથી ઊંટડીનું નીકળવું કયારે તમારી નાકેસ અકલમાં આવે છે કે ચંદ્ર ફાટવામાં હેરાન રહો છો. ખરૂં જોતાં મોઅજેઝો તો તેનુંજ નામ છે જ્યાં અલક હેરાન હોય. મૌલાના રફીઉદ દીન દેહલવી (રહ) એ શકકુલ કમર તથા નકાર કરનારાઓની શંકાઓના ઉત્તર બાબતમાં અજબ રિસાલો લખ્યો છે જેને એથી વધારે તપાસ કરવાનો શોખ હોય તે તેને તલાશ કરીને જુએ.

* ૧૮૫૧ બોખારીમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોકો તમો મને મશવરો આપો શું હું તેઓના બાયડી બચ્ચાં ઉપર ઝુકી પડું ? આ લોકો વિચારે છે કે અમને બૈતુલ્લાહથી રોકે. ફરી જો તેઓ અમારી પાસે આવશે તો અલ્લાહે મુશરેકોની ગરદન કાપી છે અને નહીં તો અમો તેઓને અભાગ્ય રાખીને છોડી દેઇશું. [એટલે બંને રીતે તેઓનું નુકસાન છે.

**ફાયદો** હજરત (સલ) જંગે હોદેબીયામાં પંદરસો માણસ લઇને એહરામ બાંધીને ચાલ્યા, અને જાસૂસોને મોકલ્યા. જાસૂસોએ હજરત (સલ) ને ખબર આપી કે કોરેશના કાફેરોએ મોટો જમાવ કર્યો છે. હજરત (સલ) થી લડશે અને હજરતને ખાનએ ખોદામાં ઉમરો કરવા જવા દેશે નહીં. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. અને સહાબાથી મશવરો લીધો. અબુ બકર સિદ્દીક [રદી] કહ્યું એ રસૂલુલ્લાહ આપતો બૈતુલ્લાહનો કસદ કરીને નીકળ્યા છો લડવાનો ઇરાદો નહોતો તો આપ બૈતુલ્લાહ તરફ ચાલો. જો કાફેરો અમને રોકશે તો અમો તેઓને મારીશું. હજરતે (સલ) ફરમાવ્યું તો બિસ્મિલ્લાહ બોલીને ચાલો. આખર કાફેરોએ હજરત [સલ] ને રોકયા. હજરત તેઓથી સલહ કરીને પાછા ફર્યા. બીજે વર્ષે ઉમરો કજા કર્યો.

૧૮૫૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સંજોગ સિવાય તમો દરેક ચીજ કરો" એટલે હજવાળી સાથે.

---

* એ વિષેની ખ્રીસ્તીઓની શંકાઓનો પૂરતો જવાબ મારી કિતાબ ઇઝહારૂલ હકક ભાગ ૨ તથા તોહફતુલ હિન્દ ગુજરાતીમાં છે. ગ્રા. મો.

**ફાયદો** એટલે હૈજની હાલતમાં સોહબત કરવી હરામ છે પણ ચુમ્બન તથા અડકવું દુરૂસ્ત છે.

૧૮૫૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સિજદામાં ઠીક બરાબર થાઓ. અને તમારામાંનો કોઇ પોતાના હાથને કુતરાના બીછાવવા પ્રમાણે બીછાવે નહીં.

**ફાયદો** સિજદામાં કોણીને ઝમીનથી અને પેટને રાનથી મેળવી રાખવાં મકરૂહ છે જુદાં રાખે.

૧૮૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું (ઓ આએશા) એણીને આઝાદ કર કારણ કે એ ઇસમાઇલ (અલે) ની ઓલાદથી છે." આ હજરતે (સલ) આએશા (રદી) ને ફરમાવ્યું બની તમીમની એક કેદી ઓરત વિષે.

૧૮૫૫ બોખારીમાં ઓફ બીન માલિક અશજઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કિયામતની પેહેલાં છ ચીજને ગણી રાખ. (૧) મારૂં મરણ (૨) બૈતુલ મોકદ્દસની ફતેહ (૩) મરકીનું તમને પકડવું જેવી રીતે બકરાઓમાં મરકી ફાટી નીકળે છે (૪) માલનું વધી જવું તે એટલાં સુધી કે એક પુરૂષને સો દીનાર અપાશે તો તે નાખુશ થશે (એટલે ઓછા સમજશે) (૫) ફસાદ થવો, અરબનું કોઇ ઘર એવું નથી કે જેમાં તે દાખલ થશે નહીં. અને [૬] તમારી વચ્ચે અને રૂમ વચ્ચે સોલહ થવી, ફરી તેઓ દગો કરશે, ફરી તેઓ તમારી પાસે એંશી ઝંડા લઇને આવશે, દરેક ઝંડા નીચે બાર હજાર આદમી હશે (એટલે નવ લાખ સાઠ હજારનું લશકર થશે.

**ફાયદો** ઓમર ફારૂક [રદી] ની ખિલાફતમાં બૈતુલ મોકદ્દસ ફતેહ થયું. અને શામમાં વબા પડી સિત્તેર હજાર આદમી ત્રણ દિવસમાં મરી ગયા. અને માલનો વધારો હજરત ઉસમાનની ખિલાફતમાં થયો. અને એથી વધારો ઇમામ મહદી (રદી) ના વખતમાં થશે. અને હજરત ઓસમાન (રદી) ના વખતથી અરબમાં ફસાદ શરૂ થયો. અને રૂમીયો એટલે ખ્રિસ્તીઓથી સુલહ તથા જંગ કિયામતની કરીબ થશે. આ હદીસ મોજેઝો છે, જેવું હજરતે (સલ) ફરમાવ્યું તેવું થયું.

૧૮૫૬ બોખારી તથા મુસલિમમાં નોઅમાન બીન બશીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારી ઓલાદમાં તમો અદલ કરો" અને ઉકલેશી [રહ] ની રિવાયતમાં છે "તમારા છોકરાઓની વચ્ચે."

**ફાયદો** એટલે સર્વને આપ્યા કરો કોઇને વધારે કોઇને ઓછું આપવું બાપની મેહેરને છાજે નહીં.

* ૧૮૫૭ મુસલિમમાં ઓફ બીન માલિક અશજઇ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારા મન્ત્રો [ઝાડ ફુંકના] મારી આગળ લાવો. જ્યાં સુધી શિર્ક નહોય ત્યાં સુધી તે મન્ત્રોમાં કંઇ દોશ નથી.

**ફાયદો** માલિકે (રદી) કહ્યું અમે હજરત [સલ] ને અરજ કરી કે અમો કુફરના વખતમાં ઝાડ–ફુંક કર્યા કરતા હતા. હવે શો હુકમ છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે હિન્દી મન્ત્ર ઘણા કરીને હરામ છે. એટલુંજ નહીં પણ ખુલ્લું કુફર છે. કેમકે તેમાં શિર્કનો મજમૂન હોય છે જેમકે "કલવા વીર અને લુણા ચમારી, અને બાસુખ દેવ અને અનુમાનની દોહાઇ" હોય છે. એવીજ રીતે તે મન્ત્ર પણ હરામ છે કે જેના અર્થ જણાયા નહોય કદાપી તેમાં શિર્ક હોય.

૧૮૫૮ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન ખાલિદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સોનું ચાંદી પડેલું મળે તે બાબતમાં તેની થેલી તથા તેના બાંધણને પબલિક કર ફરી એક વર્ષ સુધી પ્રખયાત કર્યા કર. ફરી જો કોઈ તેને નહીં ઓળખે તો તેને તું ખરચમાં લે. અને તે તારી પાસે અમાનત રહેવું જોઇએ. ફરી જો તેનો ઢુંઢનાર ઝમાનાના કોઇ પણ દિવસમાં તારી પાસે આવે તો તું તેને પોહોંચાવ.

**ફાયદો** એટલે જે શખ્સને રૂપયો કે ગીની મળે તો તેની થેલી તથા દોરાને જાહેર કરે, અને માલિક મળે તો તેને હવાલે કરે. અને નહીં તો વર્ષ દહાડા પછી પોતાના ખરચમાં લાવે, પણ તેને કરજ જાણે. જ્યારે માલિક આવે ત્યારે આપે.

૧૮૫૯ મુસલિમમાં અબુ બરઝા અસલમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફર-

માવ્યું કે મુસલમાનોના માર્ગથી તું ઇજા દુર કર." જ્યારે અબુ બરઝા (રદી) એ હજરત (સલ) ને કહ્યું ઓ નબીયલ્લાહ તમો મને એવી વસ્તુ શીખવો કે જેનાથી હું લાભ લઉં. ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે કાંટા પત્થર અને નજાસત માર્ગથી દૂર કરવા કે જેથી મુસલમાનોને આરામ થાય તને સવાબ થશે. આથી જણાયું કે મુસલમાનોને લાભ પુગાવવો મુકિતનું ઉમદા સાધન છે.

૧૮૬૦ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું ચાહે તો તેણીથી અઝલ કર. પણ જે ચીજ તેણી માટે ખોદાએ ઠેરવી છે તે થશે" (એટલે જો તેણીને ઓલાદ થવી છે તો જરૂર થશે, આ તદબીર કંઈ કામ આવશે નહીં. (હદીસ ના. ૯૦૧)

**ફાયદો** એક શખ્સે અરજ કરી કે મારી પાસે એક લોંડી છે. મને પસંદ નથી કે તેણીથી ઓલાદ થાય. જો હુકમ હોય તો હું વિર્ય નીકળતી વેળા અલાહેદો થયા કરૂં. (અઝલ કરૂં) ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. તે પછી તે શખ્સ પાછો આવ્યો અને તેણે કહ્યું કે ઓ હજરત (સલ) તેને હમેલ રહ્યા. હજરતે ફરમાવ્યું મેં તો એ પણ કહ્યું હતું.

૧૮૬૧ બોખારીમાં જોબેર બીન મુતએમ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે તમો મને મારી ચાદર આપો. જો મારી પાસે આ જંગલના ઝાડોની ગણતરીએ ઊંટો હોત તો હું તેને તમારામાં વેહેંચત. ફરી તમો મને બખીલ કે જૂઠો કે નાહિમત જોશો નહીં." આ હજરતે (સલ) હોનેનથી આવતાં ફરમાવ્યું.

**ફાયદો** હોનેનની લડાઈમાં હઝારો ઊંટ ઘોડા અને ઘેટાં બકરાં હજરત [સલ] ને મળ્યાં. હજરતે (સલ) સર્વ વેહેંચી આપ્યાં. જ્યારે હજરત ત્યાંથી પાછા ફર્યા તો માર્ગમાં ગમાર લોક હજરત (સલ) ને વળગ્યા. અને માંગવા લાગ્યા, તે એટલાં સૂધી કે હજરતની ચાદર ઉતારી લીધી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી હજરત (સલ) ની કમાલ સખાવત તથા ઘણીજ ધીરજ (હિલમ) સિધ્ધ થઇ. જે નબી સિવાય બીજા માણસથી બની શકે નહીં.

૧૮૬૨ મુસલિમમાં ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું જાણ ઓ અબુ મસઊદ તું જાણ ઓ અબુ મસઊદ તું જાણ ઓ અબુ મસઊદ ખચીત જેટલો તું આ ગુલામપર શકિતવાન છે તેથી વધુ અલ્લાહ તારા પર શકિતવાન છે. મેં કહ્યું ઓ રસૂલુલ્લાહ તે અલ્લાહની રજા માટે આઝાદ છે. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે જો તું એમ નહીં કરતે તો જરૂર દોઝખની અગ્નિ તને પકડતે.

**ફાયદો** અબુ મસઊદ (રદી) થી રિવાયત છે કે હું પોતાના ગુલામને કોરડા મારતો હતો. મેં પાછલથી અવાજ સાંભળ્યો કે કોઇ કહે છે ઓ અબુ મસઊદ વિચાર કર, પણ મેં ગુસ્સાને લીધે ખ્યાલ કર્યો નહીં. ફરી હજરતે પાસે આવીને ફરમાવ્યું, ઓ અબુ મસઊદ વિચાર કર તો હું શું જોઊં છું કે હજરત (સલ) છે. મેં પોતાના હાથમાંથી કોરડો ફેંકયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તું પણ ખોદાનો ગુનેહગાર ગુલામ છે, અને ખોદાને શાક્ષા કરવાની તારાથી વધારે શકિત છે. આ હદીસમાં ફરમાન છે કે લોંડી ગુલામને હદથી વધુ મારવું નહીં, એનો પરિણામ દોઝખ છે.

૧૮૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો જાણો કે ઝમીન અલ્લાહને તથા રસૂલને માટે છે. અને હું ઇરાદો રાખું છું કે તમને દેશવટો આપું. તો તમારામાંથી જે કોઇ પાસે કંઇ માલ હોય તે તેને વેચે અને નહીં તો તમો જાણી લ્યો કે ઝમીન તો અલ્લાહની તથા રસૂલનીજ છે" આ હજરતે (સલ) યહુદો માટે ફરમાવ્યું.

**ફાયદો** બની નદીર યહુદી મદીનાની પાસે રહેતા હતા. તેઓએ હજરત (સલ) થી દગો કરવાનો વિચાર કર્યો. હજરતે તેઓ પર ૭ દિવસ ઘેરો નાખ્યો ફરી આ હદીસ ફરમાવી. એટલે ઉઠાવવાનો અસબાબ ઉપાડી જાઓ, ઝમીન તથા બગીચાઓના તમો માલિક રહ્યા નથી. ફરી તેઓ શામના મુલકમાં નીકળી ગયા. અને તેઓના ઘર બાર તથા બગીચા હજરત (સલ) બજામાં આવ્યા.

૧૮૬૪ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અ-

અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કર્યા જાઓ. કેમકે તમો સારા કામ ઉપર છો. તમારા જીતાઇ જવાનો ડર નહોત તો હું ખાંધા પર દોરડી મુકતે.

**ફાયદો** હજરત અબ્બાસ ઝમઝમની સબીલ ઉપર હાજીઓને પાણી પાતા હતા. હજરતે (સલ) તેની તારીફ કરી. અને ફરમાવ્યું કે પાણી કાઢવામાં હું પણ તમારે ભેગો થતે. પણ મને આ ડર છે કે જો હું આ કામ કરીશ તો મને જોઇને સર્વ લોક એ પર ભીડ કરશે. ફરી તમને પાણી પાવું મુશકેલ પડશે.

૧૮૬૫ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કામ કર્યા જાઓ દરેક શખ્સ જે ચીજ માટે ઉત્પન્ન થયો છે તે તેને સહેલી છે.*

**ફાયદો** સહાબાએ કહ્યું કે ઓ હજરત (સલ) જ્યારે દરેક ચીજ તકદીર પર ઠરી તો કરની તથા ઇબાદતની જરૂર શી? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે કરનીને તકદીર વિરૂધ્ધ સમજો નહીં. પણ તમારા આ નેક અમલ પણ તકદીરની અસરથી છે.

૧૮૬૬ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) "ફરમાવ્યું કે તમારા ઘીને પાછું મશકમાં નાખો અને તમારા ખજૂરને વાસણમાં નાખો. કારણ કે હું રોઝદાર છું" ઉમ્મે સોલેમ (રદી) પાસે હજરત (સલ) ગયા અને તે ઘી તથા ખજૂર લાવ્યાં ત્યારે હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે નફલ રોઝદારને દઅવત માટે રોઝો તોડવાની જરૂર નથી પણ જો ઇફતાર કરે તો દુરૂસ્ત છે ફરી તેની કઝા લાઝમ છે.

૧૮૬૭ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું ગોસલ કર અને કપડાની લંગોટ બાંધ અને એહરામ બાંધ" જ્યારે અસમા બિન્તે ઓમૈસ મોહમ્મદ બીન અબુ બકરને હજ્જતુલ વદાઅમાં જુલ હોલેફામાં જણ્યાં ત્યારે હજરતે આ તેણીને ફરમાવ્યું.

* આ હદીસનું વધું વર્ણન હદીસ નાં૦ ૯૧૯ માં છે. ગુ. મો.

**ફાયદો** આથી જણાયું કે નિફાસ તથા હેજમાં એહરામ બાંધવું દુરૂસ્ત છે, અને અરફાતમાં ઠેરવું પણ દુરૂસ્ત છે, પણ બૈતુલ્લાહનો તવાફ કરવો પાક થયા વગર દુરૂસ્ત નથી.

૧૮૬૮ મુસલિમમાં બોરેદા બીન હોસૈબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બિસ્મિલ્લાહ તમો અલ્લાહના માર્ગમાં લડો. જે કોઇ અલ્લાહની સાથે કુફર કરે છે તેની સાથે કતલ ચલાઓ. તમો જેહાદ કરો ફરી ખીયાનત કરો નહીં, બે વફાઈ કરો નહીં, નાખ કાન કાપો નહીં, બાળકને કતલ કરો નહીં, બેવફાઇ કરો નહીં. અને જ્યારે તું મુશરેકોમાંના તારા દુશ્મનની મુલાકાત કરે તો તેઓને ત્રણ બાબત તરફ બુલાવ. ફરી જો તેમાંની કોઇને કબૂલ કરે તો તેઓથી કબૂલ રાખ અને તેઓથી (કિતાલ કરતાં) અટક. (૧) તેઓને ઇસ્લામ તરફ બોલાવ. જો તેઓ સ્વીકારે તો તેઓથી કબૂલ રાખ અને તેઓથી અટક. અને તેઓને દેશ છોડી મોહાજેરોના દેશમાં રહેવા માટે બુલાવ [એટલે મદીનામાં આવીને રહે.] અને તેઓને ખબર કર કે જો તેઓ એ કરશે તો જે મોહાજેરોનો લાભ છે તે તેઓ માટે છે (એટલે સવાબ તથા ગનીમત) અને મોહાજેરો ઉપર જે લાગુ પડશે (એટલે જેહાદ) તે તેઓ માટે લાગુ પડશે. ફરી જો તેઓ દેશ છોડવાનું ના પાડે તો તેઓને ખબર કર કે તેઓ ગામડાના મુસલમાનો સરખા છે, જે હુકમ મુસલમાનો પર જારી થશે તે તેઓ પર જારી થશે. પણ તેઓને ગનીમત (લુટ) ના કે સુલહના માલથી કંઇ પણ મળશે નહીં. * પણ જો તેઓ મુસલમાનો સાથે જેહાદ કરે તો મળે (૨) જો તેઓ ઇસ્લામ કબૂલ નહીં કરે તો તેઓથી જીઝયો (માથા વેરો) માંગ જો તેઓ કબૂલ કરે તો તેઓથી કબૂલ રાખ. અને તેઓથી (કિતાલ કરતાં) રોકા. અને (૩) જો તેઓ જીઝયો આપ-

* જેહાદ નહીં કરનાર મુસલમાનને ગનીમતનો હિસ્સો મળશે નહીં. પણ તે મુસલમાનો પાસે જીઝયો લેવાતો નહોતો. આથી તમો સમજી શકશો કે જીઝયો એ કાફેરોથીજ લેવાનું છે. અને એ જેહાદમાં શામેલ નહીં થવાનો બદલો છે એમ જે અલીગઢવાળા કહે છે તે ખોટું છે. ગુ. મો.

વો કબૂલ નહીં કરે તો અલ્લાહથી મદદ માંગ અને તેઓની સાથે કતલ ચલાવ. અને જ્યારે તું કિલ્લાવાળા પર ઘેરો ઘાલે અને તેઓ ઇચ્છે કે તારી સાથે અલ્લાહનો તથા તેના નબીનો અહદ કરે તો અલ્લાહનો તથા તેના નબીનો અહદ (કરાર) નહીં કર. પણ તારો તથા તારા સાથીઓનો અહદ કર. કારણ કે જો તમો તમારો તથા તમારા સાથીઓનો અહદ તોડશો તો અલ્લાહ તથા તેના રસૂલનો અહદ તોડવા કરતાં આ સેહલું છે. અને જ્યારે તું કિલ્લાવાળાને ઘેરો ઘાલે અને તેઓ ઇચ્છે કે તું તેઓને અલ્લાહના હુકમ ઉપર ઉતારે તો તેઓને અલ્લાહના હુકમ ઉપર નહીં ઉતાર પણ તેઓને તારા હુકમ ઉપર ઉતાર. કારણ કે તું જાણી શકતો નથી કે તેઓની બાબતમાં તું ખોદાના હુકમને પોહોંચી શકે છે કે નહીં.

**ફાયદો** હજરતની દસ્તુર હતી કે જ્યારે લશકરને કેથે રવાના કરતા તો તેઓના સરદારને આ હદીસ ફરમાવતા, અને જેહાદના કાયદા શીખવતા. જો કે અહદને તોડવો કોઇ પણ રીતે દુરૂસ્ત નથી પણ પોતાના કરાર તોડવાનો પાપ ખોદાના અહદ તોડવાથી ઓછો છે. માટે હજરતે ખોદાના તરફથી કરાર કરવાની મનાઇ કરી. અને સુલહ કરવી પણ પોતાની મરજી ઉપર રાખી. કારણ કે ખોદાની મરજી જણાઈ શકતી નથી.

૧૮૬૯ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે અતીયા બીનતે કઅબ (રદી) કે જેણીનું નામ નોસૈબા છે તેણીથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો તેણીને ત્રણ વાર કે પાંચ વાર કે જો તમારૂં ધ્યાન પૂગે તો એથી વધારે વાર ગોસલ આપો. અને છેવટના ગોસલમાં થોડુક કાફુર નાખો. ફરી જ્યારે તમો પરાજ્ઞ થાઓ તો મને ખબર કરો.

**ફાયદો** હજરત (સલ) ની બેટીનો ઇનતેકાલ થયો, સ્ત્રીઓ તેણીને ગોસલ આપતી હતી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ગોસલ આપવું ત્રણ વાર પર અટકેલું નથી પણ જ્યાં સૂધી પાકી તથા સફાઇ મળે ત્યાં સૂધી ગોસલ આપવું દુરૂસ્ત છે. અને છેવટના ગોસલમાં કાફુર નાખવું સુંનત છે.

૧૮૭૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો એને બોરડીના પાણીથી ગોસલ આપો અને બે કપડાંમાં કફન આપો. અને તેને ખૂશબો નહીં લગાડો, અને તેના માથાને નહીં ઢાંકો. કારણ કે અલ્લાહ એને કિયામતને દિવસે લબ્બૈક કહેતો ઉઠાવશે.

**ફાયદો** એક પુરૂષ હજરત (સલ) ની સાથે હજ્જમાં હતો તે એહરામ બાંધેલો મરી ગયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઇમામ શાફેઇ (રહ) ની નજદીક એહરામ વાળો અગર મરે તો તેને ખુશબો લગાડવી તથા તેનું માથું ઢાંકવું દુરૂસ્ત નથી. અને આજ હદીસ તેમની દલીલ છે. પણ ઇમામ આજમ તથા ઇમામ માલિક (રહ) ની નજદીક એહરામવાળો તથા ગેર એહરામવાળો સર્વ બરાબર છે.

૧૮૭૧ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું વાડી કબૂલ રાખ અને તેણીને તલાક આપીને છોડી દે." (અથવા એક તલાક આપ) આ હજરતે [સલ] સાબિત બીન કૈસ બીન શમ્માસ (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** સાબિત બીન કૈસની બાયડીએ કહ્યું, એ હજરત હું સાબિતની દીનદારી તથા સારા સ્વભાવની બદગોઇ કરતી નથી પણ ઇસ્લામમાં ખાવિન્દને દુઃખ આપવું બુરૂં જાણું છું. એટલે મારે અને તેને બનતું નથી. હજરતે (સલ) ફરમાવ્યું જે વાડી તેણે તારી મેહેરમાં આપી છે તેને પાછી આપશે ? તેણીએ કહ્યું હા, ત્યારે હજરતે (સલ) સાબિત બીન કૈસને [રદી] આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે ખુલઅ દુરૂસ્ત છે એટલે ઔરત પાસેથી તલાકને બદલે માલ લેવો.

૧૮૭૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઉમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સર્પો (સાપો) તથા કુતરાઓને કતલ કરો. અને બે લીટીવાળા સર્પ તથા પુછડી કપાયલા સર્પને મારી નાખો. કારણ કે આ બંને આંખોને ફોડે છે. અને ગર્ભને પાડે છે.

**ફાયદો** એટલે આ બંને સર્પોમાં ખા-

સીયલ છે કે જ્યારે તેની આંખ આદમીની આંખથી મળે છે એટલે સામે સામા થાય છે તો આંખની રોશની જતી રહે છે. અને હમેલ સ્ત્રીઓના પડે છે. માટે એવા મૂછીને મારવું જોઇએ.

૧૮૭૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને ફરમાવ્યું કે તું મારી આગળ કુરઆન પઢ " મેં કહ્યું શું તમારી આગળ પઢું ? ઓ રસુલુલ્લાહ અને જાઓ તો તે આપની ઉપર ઉતર્યું છે. હજરતે (સલ) ફરમાવ્યું કે મને પસંદ છે કે હું કોઇ બીજાથી સાંભળું. ફરી મેં સુરા નીસા પઢી. જ્યારે હું આ આયત ઉપર પોહોંચ્યો " ફકેફ ઇજા જેઅના મિન કુલ્લે ઉમ્મતીન બે શહીદીન " ઇત્યા તો મેં માથું ઉપાડયું અથવા મારા પાસવાળાએ મને ઇશારો કર્યો અને મેં મારૂં માથું ઉઠાવ્યું તો મેં જોયું કે હજરત (સલ) ના આંસું વહી રહ્યાં છે.

**ફાયદો** હજરત [સલ] આ આયતથી કયામતની સખતાઇ યાદ કરીને રડયા. અને પોતાની ઉમ્મત ઉપર વધુ મેહેરબાનીને લીધે રોયા કે તેઓના કામોને હું શું વર્ણન કરીશ. આ હદીસથી જણાયું કે બીજાથી કુરઆન સાંભળવું અને તેની મતલબમાં વિચાર કરી રડવું મુસ્તહબ છે. અને સિધ્ધ થયું કે પોતાના પઢવા કરતાં બીજાથી સાંભળવામાં ઘણી અસર થાય છે.

૧૮૭૪ મુસલિમમાં અબુ ઓમામા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કુરઆનને પઢો. કારણ કે તે પઢનારાઓ માટે કેયામતને દિવસે શફાઅત કરનાર થશે. તમો ઝહરાવેનને * એટલે સુરા બકર તથા સુરા આલે ઇમરાનને પઢો. કારણ કે તે બંને કેયામતને દિવસે આવશે જાણે તે બંને વાદળી છે અથવા બે છાયા છે અથવા જાણે તે સફ્ફ બાંધેલી પક્ષીઓની બે કતાર છે. તેઓ પઢનારાઓથી (અજાબ) દફે કરશે તમો સુરા બકરને પઢો. કેમકે તેને લેવી બરકત છે, અને છોડવી અફસોસ છે, અને તે પર જાદુગર શકિત રાખતો નથી (એટલે તેની બરકતથી જાદુની અસર થતી નથી.)

૧૮૭૫ બોખારી તથા મુસલિમમાં જુન્દોબ બીન અબદુલ્લાહ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યાં સુધી તમારૂં દિલ લાગે કુરઆનને પઢો. અને જ્યારે (જબાન તથા દિલમાં) ઇખતેલાફ પડે (અથવા દિલ ઉઠી જાય) તો તેથી ઉઠી જાઓ.

**ફાયદો** એટલે કુરઆનને પઢવું દિલને હાજર રાખીને જોઇએ પણ જ્યારે દિલ ભટકવા લાગે તો માત્ર ઝબાનથી પઢવું બેમઝા છે. એટલુંજ નહીં પણ ઘણા ખ્યાલોને લીધે કંઇનું કંઇ પઢાય જાય. †

૧૮૭૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નમાઝમાં તમો સફ્ફ સીધી કરો. કારણ કે સફ્ફ સીધી કરવી નમાઝની ખૂબ સુરતી છે.

**ફાયદો** સફ્ફનું સીધી થવું તે આકે લોકો બરાબર ઉભા રહે અને દરમિયાનમાં છેટો નહીં રહે.

૧૮૭૭ બોખારીમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્મો ઇસ્લામનો શબ્દ (કલેમો) પઢતા હોએ તે મારે માટે લખી લાઓ." અને એક રિવાયતમાં છે " તમો મારે માટે ગણતરી કરો કે કેટલા લોકો ઇસ્લામનો કલેમો પઢે છે. તો તેઓ પાનસો હતા." બીજી રિવાયતમાં છે " છ સોથી સાત સો હતા." અને એક રિવાયતમાં છે કે " એક હજાર પાનસો હતા." *

૧૮૭૮ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા છોકરાઓમાંથી એક છોકરાને મારે માટે ઢુંઢો કે તે મારી ખીજમત કર્યા કરે. " આ હ-

* ઝહરાવેન એ બેવડું ઝહ્રાનું છે એના અર્થ સફેત રોશનના થાય છે. એના પઢવાથી પૂરતી રોશની મળે છે જેથી એને એહેનામ અપાયું. ગુ. મો.

† વળી કુરઆનની તિલાવતથી મતલબ માત્ર શબ્દોજ બોલવા નથી પણ તેના અર્થ ઉપર ધ્યાન પોહોંચાડવું છે. અને એ એવી હાલતમાં બની શકે નહીં. ગુ. મો.

* એટલે મદીનાના આસપાસનાઓ સાથે પંદરસો થયા હતા. અને આગળી ગણતરી માત્ર મદીના વાળાઓની હતી. ગુ. મો.

જરતે (સલ) અબુ તલહા [રદી] ને ફરમાવ્યું. ✻

ફાયદો મક્કાથી મદીનામાં આવીને અથવા ખૈબર જતી વેળા આ હદીસ ફરમાવી.

૧૮૭૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ફરાએજ વાળાઓ [ચોકસ હિસ્સો લેનારાઓ) ને ફરાએજ વાળાઓ સાથે મેળવો ફરી જે બચે તે સગાઈમાં નજદીકીવાળા પુરૂષ (અસબા) માટે છે.

ફાયદો ફરાએજ નિમિત્ત હિસ્સાઓને કહે છે જેની વિસ્તાર કુરઆનમાં વર્ણાઇ છે. જેમકે છોકરીનો અડધો હિસ્સો માનો છઠ્ઠો હિસ્સો બાયડીનો આઠમો હિસ્સો. તો ફરમાવ્યું કે મૈયતના માલથી પ્રથમ ફરાએજવાળાઓને આપો, અને તેઓને આપતાં જે બચે તેને અસબા લેશે. એનો વધુ ખુલાસો ઇલમે ફરાએજમાં છે.

૧૮૮૦ બોખારીમાં મૈમુના (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને અને તે (ઉંદ્ર) ને આસપાસ જે હોય તેને નાખી દો અને પોતાના [બાકીના] ઘીને ખાઓ.

ફાયદો ઉંદ્ર ઘીમાં પડીને મરી ગયો તેનો હજરત (સલ) ને મસલો પૂછયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ તે સૂરતમાં છે કે ઘી જમેલું હોય, પણ જો ઘી પાતળું હોય અથવા પગલેલું હોય તો સઘળુ ઘી નાપાક થયું.

૧૮૮૧ બોખારી તથા મુસલિમમાં કઅબ બીન માલિક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારો થોડો માલ રોકી રાખ એ તારે માટે બેહતર છે." આ હજરતે કઅબને ફરમાવ્યું.

ફાયદો જંગે તબૂકમાં કઅબ (રદી) હજરત (સલ) ની સાથે ગયા નહોતા, ખોદા અને રસૂલનો તેમના પર પચાસ દિવસ ઘણોજ ઠપકો રહ્યો. જ્યારે તેમની તોબા કબૂલ થઇ તો ખુશીમાં આવીને તેઓએ ચાહ્યું કે પોતાનો તમામ માલ ખૈરાત કરે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૮૮૨ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારો નકશવાળો પરદો મારી આગળથી દૂર કર. કારણ કે તેની તસવીરો હમેશ મારી આગળ નમાઝમાં આવ્યા કરે છે.

ફાયદો હજરત આએશા (રદી) એ રંગીન પરદો જેમાં તસવીરો હતી તે ઘરમાં લટકાવ્યો હતો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૮૮૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેને જુબહ કર ફરી તેના ખૂનમાં તારા જોડાને રંગ ને તેની ખૂંધ ઉપર રાખ. અને તેનું માંસ તું કે તારા સાથીઓ ખાય નહીં." એટલે જે કુરબાનીનું ઊંટ બૈતુલ્લાહના માર્ગમાં થાકી જઇ શકે નહીં તેનું.

ફાયદો હજરત [સલ] જ્યારે હજ્જ માટે ચાલ્યા તો સોલ ઊંટ કુરબાનીના એક શખ્સને સોપ્યા કે હાંકીને ચાલ. તેણે કહ્યું ઓ હજરત (સલ) જો કોઈ ઊંટ માર્ગમાં થાકી જાય અને ચાલી શકે નહીં તો હું શું કરૂં ? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. આ તદબીર હજરતે (સલ) આ માટે ફરમાવી કે માલદાર લોક તેને કુરબાની સમજી ખાએ નહીં. અને મોહતાજ લોક ખાએ.

૧૮૮૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્દુલ મુત્તલેબ પુત્રો પાણી ખેંચો. જો તમારા પાણી પાવા ઉપર લોકોની ભીડ કે ગલબાનો ખોફ મને નહોત તો હું પણ તમારી સાથે પાણી કાઢત.

ફાયદો આ હજરતે [સલ] ઝમઝમની સબીલ ઉપર હજરત અબ્બાસ (રદી) ને ફરમાવ્યું.

૧૮૮૫ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારા ભાઇની તું મદદ કર તે જાલિમ હોય કે મજલૂમ હોય. એક પુરૂષે કહ્યું ઓ રસૂલુલ્લાહ ! જ્યારે તે મજલૂમ હોય તો હું તેની મદદ કરૂં પણ મને ખબર આપો કે જો તે જાલિમ હોય તો હું તેની કેવી રીતે મદદ કરૂં ? હજરતે (સલ) ફરમાવ્યું

✻ અબુ તલહાએ હજરત અનસ (રદી) ને પસંદ કર્યા તેવણે હજરત (સલ) ની દશ વર્ષ ખિજમદ કરી. આ સૈયેદુલ મુરસલીનની ખિદમતની બરકતથી અલ્લાહે તેમના માલમાં ઓલાદમાં અને તેમની ઉમરમાં બરકત આપી. ગુ. મો.

કે તું તેને રોકે, તથા તેને જુલમ કરવાની મનાઇ કરે. ખચીત એજ તેની મદદ કરવી છે.

૧૮૮૬ મુસલિમમાં હોઝેફા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બંને પાછા જાઓ, અમે તેઓનો કરાર પુરો કરીશું. અને તેઓ પર ફતેહ થવાની મદદ અલ્લાહથી માંગીશું." આ હજરતે (સલ) હોઝેફા તથા તેમના બાપને ફરમાવ્યું.

**ફાયદો** હોઝેફા [રદી] થી રિવાયત છે કે કોરૈશના કાફેરો તથા હજરત [સલ] વચ્ચે દસ વર્ષની સલાહ થઇ હતી. તેજ મુદતમાં હું તથા મારો બાપ મક્કાથી મદીને ચાલ્યા. કાફેરોએ અમને પકડયા અને પૂછયું* તમો કયાં જાઓ છો? અમે કહ્યું મદીના જઇએ છીએ. કાફેરોએ કહ્યું કે તમો અમારી સુલાહ તોડવા ચાહો છો? તમો અમારાથી ખોદાનો કરાર કરો કે અમો મદીને જઇને પાછા આવીશું, અને પેગમ્બરની સાથે થઇને લડીશું નહીં. અમે તેઓની સાથે તેવીજ તરેહનો કરાર કર્યો. અને હજરત (સલ) ને એની ખબર કરી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે કરાર પૂરો કરવો જરૂર છે અગર જો કાફેરો સાથે કર્યો હોય.

૧૮૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે તમારાથી નીચો હોય તેની તરફ જુઓ અને જે તમારાથી ઉંચો હોય તેની તરફ નહી જુઓ. કારણ કે આ તારે લીધે બેહતર છે કે તું અલ્લાહની નેઅમતને હલકી ગણે નહીં.

**ફાયદો** એટલે જે લોક તમારેથી માલ, ખૂબસૂરતી, તંદરૂસ્તી, અને રિયાસતમાં ઓછો હોય તેને ખ્યાલ કર્યા કરો, કે જેથી ખોદાનું શુકર તમારા દિલથી થાય. અને જે લોક તમારાથી દુન્યામાં શ્રેષ્ઠ હોય તેને જોયા નહીં કરો. નહીં તો નાશુકરી ઝબાનથી નીકળશે. અને નકામો રંજ [દુઃખ] થશે.

૧૮૮૮ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તારી ચાલ પર ચાલ્યો જા, તે એટલાં સુધી કે તું તેઓના મેદાનમાં ઉતરે ફરી તેઓને ઇસ્લામ તરફ બોલાવ. અને ઇસ્લામ વિષે જે તેઓ પર હક છે તેની તેઓને ખબર કર. [એટલે કલેમાની તથા શરીઅતના અહકામોની]

**ફાયદો** જ્યારે હજરતે [સલ] અલી મુરતજા (રદી) ને ખેબરની ફતેહ માટે મોકલ્યા ત્યારે આ હદીસ ફરમાવી.

૧૮૮૯ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તારી માનતા પૂરી કર" હજરત ઓમરે [રદી] હજરત [સલ] ને કહ્યું આ રસૂલુલ્લાહ મેં જાહેલીયતમાં નજર કરી છે કે હું એક રાત એતેકાફ કરૂં. અને બીજી રિવાયતમાં છે મસજેદે હરામમાં [એટલે બૈતુલ્લાહમાં] એતેકાફ કરૂં ત્યારે તેમને હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે કુફરની હાલતની નજરને અદા કરવી વાજેબ છે* તે એવી શરતથી કે શરીઅત વિરૂધ્ધ નહોય.

*૧૮૯૦ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વલીમો કર અગર જો એક બકરીનો હોય.

**ફાયદો** અબ્દુર રહમાન બીન ઓફ (રદી) ને ઝરદી લાગેલી હતી. હજરતે [સલ] પૂછયું આ શું છે? તેવણે કહ્યું મેં નિકાહ કર્યો છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો વધુ શકિત નહોય તો એક બકરીમાં વલીમો થઇ શકે છે.

૧૮૯૧ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કોરૈશની નિન્દા કરો. કારણ કે એ તેઓને તીર મારવા કરતાં સખત છે.

**ફાયદો** આ હજરતે (સલ) કવી સહાબાઓને ફરમાવ્યું જેમકે હસ્સાન, અબ્દુલ્લાહ બીન રવાહાને.

૧૮૯૨ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેઓની (એટલે કોરૈશના કાફેરોની) નિન્દા કર, અને જીબરઈલ તારી સાથે છે" આ હજરતે (સલ) હસ્સાન બીન સાબિત

* શરહ મશારેકમાં છે કે કુફરની નજર સહી નથી અને જુમહૂરનો આજ મત છે. અને આ હદીસમાં જે નજર પાલવાનું છે તે મુસ્તહબની રૂએ છે. ગુ. મો.

[રદી] ને ફરમાવ્યું.

૧૮૯૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો સુબ્હથી આગળ વિતર પઢા કરો.

**ફાયદો** એટલે સુબ્હ સાદિકથી પેહેલાં. અને જો સુબ્હ પ્રગટ થઇ તો વિતરનો વખત નહીં રેહ્યો પણ કજા પઢવી દુરૂસ્ત છે.

૧૮૯૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ફિતનાઓથી પ્રથમ તમો સારાં અમલો જલદી કર્યા કરો. એવા ફિતનાઓ થશે જેવી અંધારી રાતના તુકડા (એટલે અંધા ધુન્દી વખત આવશે સત્ય અસત્યની પીછાન રહેશે નહીં.) સવારમાં એક પુરૂષ મુસલમાન હશે અને સાંઝના કાફિર થશે. અને સાંઝનાં મુસલમાન થશે અને સવારમાં કાફિર થશે દુન્યાના અસબાબને બદલે પોતાના દીનને વેચશે.

**ફાયદો** આ હદીસમાં તે ફસાદોનું બયાન છે જે યઝીદ તથા મરવાનીયા સલતનતમાં થયા. આ હદીસમાં હુકમ થયો છે કે માણસ ફુરસતને ગનીમત જાણે. અને બેચેહેનીની આગળ જે નેક કામો થઇ શકે તે કરી લ્યે.

૧૮૯૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે છ ચીજોની આગળ તમો સારાં કામો કરી લ્યો (૧) દજ્જાલ (૨) ધુમાડો (૩) પૃથ્વિનું પ્રાણી (દાબ્બતુલ અરદ) (૪) સૂર્યનું પશ્ચિમ તરફથી નીકળવું [૫] સઘળા જગતનો મામલો (કેયામત) અને (૬) પોતાની મોત.

**ફાયદો** એટલે કેયામતની નિશાનીયો તથા પોતાની મોતથી પ્રથમ જે બની શકે તે કરી લ્યો. કેયામતથી પ્રથમ તમામ જગતમાં ધુમાડો જાહેર થશે. અને ઝમીનથી એક અજબ શિકલનું જાનવર નીકળશે.

૧૮૯૬ મુસલિમમાં અબુ જર્ર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે માલ જમા રાખનારાઓને ખબર કર તેઓની પીઠ ઉપર ડામની કે જે તેઓની પાંસલીમાં નીકળશે. અને એક ડામની કે જે તેઓની બોચીમાં થશે અને કપાળમાં નીકળશે" અને બોખારી તથા મુસલિમની બીજી રિવાયતમાં છે "માલ ભેગો રાખનારાઓને ખબર કર એક પત્થરની કે જે જહન્નમમાં તાતો થશે ફરી તેઓની છાતીની બેડકી ઉપર તે રખાશે અને ખભાની ઉપરની હાડકી ઉપર નીકળશે. અને તે ખભાની ઉપરની હાડકી ઉપર રખાશે અને છાતીની બેડકી ઉંપર નીકળશે. અને બખીલ થરથરાશે.

**ફાયદો** માલદાર બખીલ નહીં ઝકાત આપનારને આ અઝાબ થશે.

૧૮૯૭ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અમર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યુ કે મારા તરફથી (લોકોને) પોહોંચાવો અગર જો એક આયત હોય. અને બની ઇસ્રાઇલિથી વાતો સાંભળીને બયાન કરો એમાં દોષ નથી.

**ફાયદો** એટલે લોકોને શરીઅતે મોહમ્મદી શીખવવું વાજેબ છે. જો વધુ નહીં તો 'કુરઆન'ની એક આયતજ શીખવે. શરૂ ઇસ્લામમાં બની ઇસ્રાઇલિની કિતાબો જોવાથી હજરતે [સલ] મનાઇ કરી હતી. કેમકે તેઓની રિવાયત ઉપર ભરોસો નહોતો કદાપી નવા મુસલમાનોનો અકીદો બગડે. ફરી જ્યારે દિલોમાં ઇસ્લામનો અકીદો જમી ગયો અને હક્ક દીન પર યકીન પૂરૂં મળી ગયું તો બની ઇસ્રાઇલિની રિવાયતો નકલ કરવાની છુટી આપી. જાણે સત્યવાતની ઓર મદદ થઇ. પણ આ વાત જરૂર છે કે બની ઇસ્રાઇલિની જે રિવાયત ઇસ્લામ વિરૂધ્ધ હોય તેને ઝટલ [ગપાટા] જાણુવી જોઇએ.

૧૮૯૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શબે કદરને તમો પાછલી સાત રાતમાં ઢુંઢો.

**ફાયદો** એટલે રામજાનના છેલ્લા દહાઇકામાં.

૧૮૯૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શબે કદરને તમો રમજાનની પાછળી દશ રાતોમાં ઢુંઢ કરો.

**ફાયદો** એટલે એકીની રાતોમાં.

૧૯૦૦ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો શબે કદરને પાછળી દશ રાતોમાં ઢુંઢો" અથવા આવી રીતે ફરમાવ્યું કે "પાછળી સાત રાતોમાં.

૧૯૦૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સેહરી ખાઓ કારણ કે સેહરી ખાવામાં બરકત છે (એટલે સવાબ તથા રોજાની શકિત.)

૧૯૦૨ બોખારી તથા મુસલિમમાં હારેસા બીન વહબ ખોઝાઈ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સદકો કરો. ઘણો જલદી વખત આવે છે કે પુરૂષ પોતાનો સદકો લઇને જશે તો જેને આપવા ચાહે છે (ફકીર) તે કહેશે જો તું એને ગઇ કાલે લાવતે તો હું લેતે. પણ આજે તો મને એની ગરજ નથી. ફરી કોઈ કબૂલ કરનાર મળશે નહીં.

**ફાયદો** ઇમામ મહદી (રદી) ના વખતમાં માલનો વધારો થશે. સર્વ લોક માલદાર થશે કોઇ દરિદ્રી મળશે નહીં જે સદકો લ્યે. તો ફરમાવ્યું કે આ વખતને ગનીમત જાણો, જે આપવું હોય તે મોહતાજોને આપો.

૧૯૦૩ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ કુરઆનને હમેશ પઢા કરો, કારણ કે તેની કસમ કે જેના હાથમાં મોહમ્મદનો જાન છે રસીમાં બંધાયલા ઊંટ કરતાં ખચીત એ ઘણું ભાગનારૂં છે.

**ફાયદો** ઊંટ જ્યાં પોતાની દોરડીથી છૂટયું કે ભાગ્યું. એવીજ રીતે હાફેજ જ્યારે કુરઆનનો દોર કરવો છોડી દે કે ભૂલ્યો, માટે હજરતે (સલ) તાકીદ ફરમાવી કે હમેશ દોર કરતો રહે કે જેથી કબજામાં રહે.

૧૯૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો અલ્લાહ પાસે પનાહ માંગો. બલાની મશક્કતથી, બદ બખતી મળવાથી, તકદીરની બુરાઇથી, અને દુશ્મનોના ખુશ થવાથી.

**ફાયદો** બલાની મશક્કત તે આ કે માલ થોડો હોય અને ઓલાદ ઘણી.

૧૯૦૫ મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો અલ્લાહ આગળ તોબા કર્યા કરો. કારણ કે હું દર રોજ અલ્લાહ આગળ સો વાર તોબા કરૂં છું.

**ફાયદો** એટલે જ્યારે માસૂમ પેગમ્બર દર રોજ સો વાર તોબા કરે તો બીજાઓને ઘણીજ તોબા કરવી જરૂર છે.

૧૯૦૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વોજુ કર અને તારી પુરૂષ-ઇંદ્રિય ધો ફરી સુ.

**ફાયદો** ઓમર ફારૂકે (રદી) કહ્યું કે રાતના ગોસલની હાજત હોય તો શું કરે? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જો તે વેળા ગોસલ નહીં થઇ શકે તો નજાસત ધોઈ વોજુ કરીને સૂઈ રહે. કે જેથી રૂહની સફાઈ થાય.

૧૯૦૭ મુસલિમમાં અબુ હોરેરા તથા આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે ચીજને અગ્નિ લાગી હોય તેથી તું વોજુ કર.

**ફાયદો** આ હદીસ મનસૂખ છે. પ્ર.મ આજ હુકમ હતો હવે એ પર હુકમ નથી. કારણ કે અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) બકરીનું પાકેલું માંસ ખાધું અને પ્રથમના વોજુથી નમાઝ પઢી. ખાધા પછી વોજુ કર્યું નહીં.

૧૯૦૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મૂછોને ઘણી કતારાઓ, અને દાઢીને રાખો.

**ફાયદો** મૂછ કતરાવી અને દાઢી બોડાવવી, અથવા ઘણી કતરાવવી કબીરો ગુનોહ છે. મુસલમાનોને અલ્લાહ તોફીક આપે અને ગેરત આપે [કે કાફેરોના જેવા ચેહરા નહીં બનાવે.]

૧૯૦૯ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તેણીના તરફથી હજ્જ કર. વારૂ બતાવ તો ખરી જો તારી મા ઉપર દેણુ હોય તો તું તેને અદા કરશે? તેણીએ કહ્યું હા, હજરતે (સલ) ફરમાવ્યું તો ખોદાનું કરજ અદા કરો. કારણ કે અલ્લાહનું કરજ અદા કરવાને વધુ લાએક છે.

**ફાયદો** એક સ્ત્રીએ કહ્યું કે ઓ હજરત મારી માએ હજ્જની નજર માની હતી અને તે વગર હજ્જ કરે મ[રી] ગઇ ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. ઇમામ આજમ (રહ) ની ન-

નજીક જો મૈયતનો માલ હોય અને તેણે હજ્જની વસીયત કરી હોય તો વારેસ પર તેના તરફથી હજ્જ કરાવવી વાજેબ છે. પણ જો માલ નહોય અથવા મૈયતે વસીયત કરી નહોય તો મુસ્તહબ છે.

૧૯૧૦ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું હજ્જ કર, અને શરત કર આવી રીતે કહે, ઓ મારા અલ્લાહ જ્યાં તું મને રોકશી [એટલે જ્યાં બીમારી વધશે] ત્યાં મારું હલાલ થવું છે." દોબાઆ બીનતે ઝોબૈરે [રદી] જ્યારે હજ્જ કરવાનો વિચાર કર્યો અને હતી તે બીમાર તેણીને આ હજરતે [સલ] ફરમાવ્યું.

**ફાયદો** જ્યારે એહરામ બાંધીને હજ્જ કરવા જાય અને માર્ગમાં બીમાર થાય અથવા દુશમનના ડરથી જઈ શકે નહીં તો એહરામ ખોલી નાખે. અને બીજે વર્ષે હજ્જની કજા કરે.

૧૯૧૧ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આને તું દૂર કર. કારણ કે જ્યારે હું ઘરમાં આવું છું અને એને જોવું છું તો મને દુન્યા યાદ આવે છે" એટલે પરદાને કે જેમાં પક્ષીની તસવીર હતી. આ હજરતે [સલ] હજરત આએશા (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** આ પરદો તે વખત હતો જ્યારે તસવીર રાખવી હરામ નહોતી.

૧૯૧૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુરઆન ચાર શખ્સોથી શીખો. અબ્દુલ્લાહ બીન મસઊદથી, સાલિમથી, મોઆઝથી અને ઓબે બીન કઅબ (રદી)થી". અને સાલિમ તે અબુ હોઝેફા (રદી) ના ગુલામ છે.

**ફાયદો** હજરત (સલ) ના વખતમાં આ ચારે સહાબા કુરઆનના સારા વાકેફગાર હતા. માટે હજરતે (સલ) તેમની ઉસતાદીની સનદ કરી આપી કે લોક તેમનાથી શીખે.

૧૯૧૩ મુસલિમમાં ઓબાદા બીન સામિત (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારાથી તમો શીખો, મારાથી તમો શીખો, ખચીત અલ્લાહે તેઓ માટે માર્ગ કાઢ્યો છે. કુંવારો કુંવારી સાથે સો કોરડા છે અને એક વર્ષ દેશવટો છે. અને નિકાહ વાળો નિકાહ વાળી સાથે સો કોરડા તથા સંગસાર કરવો છે.

**ફાયદો** કુરઆનમાં પ્રથમ આ હુકમ હતો કે બદકાર આઓને કેદ કરો તે એટલાં સુધી કે મરી જાય. અથવા તેમની બાબતમાં ખોદા કોઇ માર્ગ કાઢે. ફરી ખોદાએ આ માર્ગ કાઢયો જે હજરતે ફરમાવ્યો. ઇમામ શાફેઇ ઇમામ અહમદ (રહ) નો આજ મજહબ છે કે જો કુંવારો પુરૂષ કે કુંવારી સ્ત્રી વ્યભિચાર કરે તો તેની શીક્ષા આ છે કે કોરડા પણ મારીએ અને દેશ વટો પણ આપીએ. અને ઇમામ આજમ (રહ) ની નજદીક. કુંવરીની હદ માત્ર કોરડા છે. અને નિકાહ વાળીની સજા માત્ર સંગસાર છે. કોરડાની સાથે દેશ વટો આપવો, અને સંગસારની સાથે કોરડા મારવા દુરસ્ત નથી. બે સઝાનું ભેગી કરવું છે. એમના મત પ્રમાણે આ હદીસ મનસૂખ છે. કારણ કે હજરતે (સલ) કેટલાકને સંગસાર કર્યા અને તેઓને કોરડા માર્યા નહીં.

૧૯૧૪ મુસલિમમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે તેના પર હોય તે ઉતારો અને તેને છોડી દો. કારણ કે આ લાનતી છે. (હદીસ ના. ૫૭૦)

**ફાયદો** હજરત (સલ) સફરમાં હતા. લાનતનો શબ્દ સાંભળ્યો. પૂછયું કે આ શું છે? લોકોએ કહ્યું કે ફલાણી સ્ત્રીએ પોતાની ઊંટડીને લાનત કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જ્યારે તે લાનતી ઠરી તો તે પર બેસવાની શી જરૂર? તે પરથી તેણીનો અસબાબ ઉતારો અને એને છોડો. આ વાતથી હજરતે (સલ) તે સ્ત્રીને ગણકી આપી કે જેથી બીજી વાર ફરી એવું કામ કરે નહીં. આથી જણાયું કે જાનવર પર લાનત કરવી દુરસ્ત નથી.

૧૯૧૫ મુસલિમમાં અબુ સઈદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે તમને મળે તે લો અને એ સિવાય બીજું તમને કંઇ મળશે નહીં." આ હજરતે અબુ સઈદના કરજદારોને કહ્યું.

**ફાયદો** એક શખ્સે પોતાની વાડીના ફળ વેચ્યા અને કીમત લીધી ફરી ફળોને આફત લાગી અથવા નકામા થયાં. ખરીદારોએ પોતાના માલનો દાવો કર્યો. હજરતે (સલ) સહાબાને કહ્યું એને

ખેરાત આપે કે પોતાનું કરજ અદા કરે. સહાબાએ ખૈરાત આપી પણ એટલી નહોતી કે તેથી સઘળું કરજ અદા થાય ત્યારે હજરતે માંગનારાઓને આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે હાકેમને દુરસ્ત છે કે દરિદ્રી કરજદાર તરફથી કંઈ કરજ અપાવીને બાકીનું કરજ માફ કરાવે.

૧૯૧૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શકિત પ્રમાણે અમલ કર્યા કરો. કારણ કે જ્યાં સુધી તમો (અમલ કરવાથી) ઉદાસ થાઓ નહીં ત્યાં સુધી અલ્લાહ (સવાબ આપવાથી) ઉદાસ થતો નથી.*

**ફાયદો** એટલે ઇબાદત તેજ બેહતર છે જે હમેશા થઇ શકે જેથી દિલ ઉદાસ થાય નહીં.

૧૯૧૭ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન ખાલિદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેને લે. કારણ કે તે તો તારેજ માટે છે અથવા તારા ભાઇ માટે છે અથવા વરૂ માટે છે" એટલે ભટકેલી બકરીને.

**ફાયદો** એટલે જો તું તેને નહીં પકડશે તો બીજો કોઈ માણસ તેને લેશે. અને જો કોઇ પણ નહીં લેશે તો વરૂ ખાઇ જશે.

૧૯૧૮ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ જાબેર તું અનસારીની નાની મશકનું પાણી લે અને મારા પર રેડ. અને બિસ્મિલ્લાહ કહે.

૧૯૧૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કસ્તુરીમાં ખરડેલો કપડાનો એક તુકડો લે ફરી તેથી પાકી મેળવ.

**ફાયદો** એક સ્ત્રીએ પૂછયું, ઓ હજરત હું હેજ પછી કેવી રીતે પાક થયા કરૂં ? હજરતે (સલ) ફરમાવ્યું કે ગોસલ પછી એક કપડાના તુકડામાં મુશક લગાડીને રાખ્યા કર એટલે એથી ખૂનની બદબો દુર થશે.

૧૯૨૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારા ખાવિન્દના માલથી દસ્તુર પ્રમાણે એટલો લે જે તને અને તારી ઓલાદને પૂરો પડે." આ હજરતે (સલ) અબુ સુફયાનની બાયડી હિન્દ બીનતે ઉતબા (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** હિન્દાએ (રદી) કહ્યું ઓ હજરત ! અબુ સુફયાન બખીલ મરદ છે, મને એટલો ખરચ આપતો નથી કે જે મને તથા મારી ઓલાદને બસ થાય. પણ આટલું બની શકે છે કે તેને વગર ખબર કરે હું જરૂરત જોગું લઇ લઊં એટલે શું એવી રીતે લેવું દુરસ્ત છે કે નહીં ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે બાયડી ખાવિન્દના માલથી વગર હુકમે જરૂરત જોગું કંઇ લ્યે તો દુરસ્ત છે. કારણ કે તેનું હક ખાવિન્દ ઉપર ફરજ છે.

૧૯૨૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મને છોડો (રહેવાદો) હું જેમાં છું તે બેહતર છે. અને હું તમને ત્રણ ચીજની આજ્ઞા કરૂં છું. અરબના બેટથી મુશરેકોને કાઢજો, અને જેવી રીતે હું એલચીને માન આપતો (મેમાની કરતો) હતો તેવી રીતે તમો એલચીઓને માન આપશો. રાવીએ કહ્યું હજરતે (સલ) ત્રીજી વાત કહી નહીં. અથવા તેવણે કહીં પણ તે વાત મારેથી ભુલાવાઇ. આ વાકય સુલૈમાન બીન અબુ મુસલિમનો છે.

**ફાયદો** એનો પુરો કિસ્સો કિરતાસ (કાગળ) ની હદીસમાં આજ અધ્યાયમાં આવી ગયો છે.†

૧૯૨૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી હું તમને રહેવાદું (છોડું) તમો મને રહેવાદો. જે તમારાથી આગળ હતા તેઓને તો સવાલોએ તથા પેગમ્બરો સાથે વિરૂધ્ધ પડવાએ હલાક કર્યા છે. તો જ્યારે હું તમને કોઇ ચીજની મનાઇ કરૂં તો તમો તેથી બચતા રહો. અને જ્યારે તમને કોઇ બાબતનો હુકમ કરૂં તો બનતા સુધી તે કામ તમો કર્યા કરો.

* આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૧૪૭૫ માં છે. ગુ. મો.

† વાંચો હદીસ નાં૦ ૧૭૯૫. ત્રીજી આજ્ઞા રાવી ભુલી ગયો તેના વિષે મોહલ્લબ (રહ) કહ્યું છે કે તે ઓસામાના લશકરની તૈયારી છે. અને કાજી અયાજ (રહ) કહે છે કે તે ત્રીજી આજ્ઞા આ છે કે તમો મારી કબરને બુત નહીં બનાઓ જે પૂજવામાં આવે. ગુ. મો.

**ફાયદો** હજરતે (સલ) ખુતબો પઢયો અને ફરમાવ્યું કે ઓ લોકો તમો પર હજ્જ ફરજ થઈ છે માટે તમો હજ્જને અદા કરો. તો એક શખ્સે કહ્યું ઓ હજરત (સલ) શું દરેક વર્ષ હજ્જ ફરજ છે? હજરત (સલ) ચુપ રહ્યા. તે એટલાં સુધી કે તેણે ત્રણવાર પૂછયું. ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે જો હું હા, કહેતે તો તમો પર દર સાલ હજ્જ કરવી ફરજ થતે. અને તમારેથી કદી બની શકતે નહીં. ફરી આ હદીસ ફરમાવી. એટલે નકામા સવાલ નહીં કર્યા કરો. જે તમારે વિષે બેહતર છે તે હું પોતે બયાન કરૂં છું તમને એટલી ઢુંઢ કરવાની શી જરૂર.

*૧૯૨૩ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ વાતને છોડ એ તો ગંધાતી છે.

**ફાયદો** હજરત [સલ] સફરમાં હતા એક મોહાજેર તથા અનસારીમાં બોલા ચાલી થઇ. મોહાજેરે અનસારીના ઢગરા પર લાત મારી. અનસારીએ ચીખ મારી કે ઓ અનસારીયો દોડો. અને મોહાજેરે એવીજ રીતે મોહાજેરોને તેડયા. બંને તરફના લોક ભેગા થયા. હજરતે (સલ) આ શોર સાંભળીને ફરમાવ્યું આ કુફરનો શબ્દ (લડાઇ માટે બુલાવવા) શા માટે થયો? સહાબાએ તે બંને શખ્સોનો હાલ બયાન કર્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૯૨૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને છોડો, અને એક ભરેલી ડોળ તેની પિશાબ ઉપર રેડો. કારણ કે તમો આસાની કરનાર મોકલાયા છો. સખતી કરનાર મોકલાયા નથી. (ના. ૫૫૯)

**ફાયદો** એક ગામડીયાએ હજરત (સલ) ની મસજીદમાં પીશાબ કરી. સહાબાઓએ તેને ધમકાવ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી હજરતે (સલ) તેને બોલાવીને કહ્યું કે મસજીદ ઇબાદતની જગ્યા છે, અયાં પીશાબ કરવી યોગ્ય નથી. આથી જણાયું કે નાદાનોની કસૂર ઉપર સખતી કરવી નજ જોઇએ. અને સિધ્ધ થયું કે ઝમીનની નજાસત પાણી નાંખવાથી તથા સુકાઇ જવાથી દૂર થાય છે.

૧૯૨૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એને છોડ કારણ કે શરમ કરવી ઇમાનથી છે." એક પુરૂષ પોતાના ભાઇને શરમ વિષે બોધ આપતો હતો તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે શરમ ઇમાનનો ગુણ છે એ દરેક હાલતમાં બેહતર છે. અને બે શરમી દરેક રીતે એબદાર છે.

૧૯૨૬ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એને છોડ. ખચીત એના સાથીઓ થશે તેઓની નમાઝની આગળ તમારામાંનો પોતાની નમાઝને હલકી ગણશે. અને તેઓના રોઝાની સામે પોતાના રોઝાને હલકો ગણશે. અને તેઓ કુરઆન પઢશે પણ તેઓના ગળાની નીચે ઉતરશે નહીં. (એટલે દિલમાં કુરઆનની અસર થશે નહીં.) જેવી રીતે તીર શિકારથી નીકળી જાય છે તેવી રીતે તેઓ ઇસ્લામથી નીકળી જશે. તે તીરના ફલને જુએ તો કંઇ અસર દેખાય નહીં. તેની બાળની તરફ જોવે તો કંઇ અસર દેખાય નહી. તેની લાકડીને જોવે તો કંઇ અસર દેખાય નહીં તે તીરના પરને જુવે તો કંઇ અસર દેખાય નહીં. ગોવર તથા ખુનથી તે તીર પાર થઇલો (એટલે જેવી રીતે પાર થયલા તીરમાં જાનવરની કંઇ અસર લાગતી નથી તેવી રીતે તે કોમમાં ઇસ્લામની કંઇ અસર બચેલી રહેશે નહીં.) તે કોમની પીછાન આ છે કે તે કોમમાં એક કાળો પુરૂષ છે જેનો એક દણ્ડ જાણે સ્ત્રીનું થાન અથવા માંસનો લોથડો ધરૂજે છે. લોકોના સારા ટોલા ઉપર તેઓ નીકળશે (એટલે અલી મુરતજા (રદી) ઉપર બાગી થઇને ચઢાઇ કરશે) અને બીજી રિવાયતમાં છે કે "ઇખતેલાફ તથા ફુટના વખતમાં તેઓ નીકળશે.

**ફાયદો** હજરતે [સલ] કેટલોક માલ તકસીમ કર્યો. એક શખ્સ જેનું નામ જુલ ખોવૈસેરા હતું તેણે હજરત [સલ] ને કહ્યું કે ઇનસાફથી વેહેંચણી કરો. ઓમર ફારૂક (રદી) કહ્યું ઓ હજરત જો હુકમ હોય તો હું આ કાફિરને મારી નાખું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને ખારજી લોકોની ખબર આપી. અલી મુરતજાએ

(રદી) તે લોકોને કતલ કર્યો. આ હદીસમાં જે નીશાનીનો પુરૂષ હજરતે [સલ] બતાવ્યો હતો તેજ નિશાનીનો પુરૂષ તે કોમમાં મોજુદ હતો. બાકી કિસ્સો આ હદીસનો બીજા અધ્યાયમાં આવી ગયો.*

૧૯૨૭ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એને રહેવા દે. લોકો કહેશે મોહમ્મદ પોતાના સાથીઓને કતલ કરે છે" ઓમર ફારૂકે કહ્યું મને છોડો હું આ મોનાફેક એટલે અબ્દુલ્લાહ બીન ઓબૈની ગરદન મારૂં ત્યારે તેમને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** મદીનામાં અબ્દુલ્લાહ બીન ઓબૈ મોટો મોનાફેક હતો તેણે હજરત (સલ) ની સેવામાં બે અદબી કરી. ઓમર ફારૂકે [રદી] તેના કતલનો હુકમ માંગ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે લોક મુળ બાબત સમજશે નહીં. અને મને ખુની કતલ ચલાવનાર જાણીને મુસલમાન થવાને ગભરાશે.

૧૯૨૮ બોખારી તથા મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તે બંનેને રહેવા દે (નહીં ઉતાર) કારણ કે મેં તે બંનેને પાક પેહેર્યા છે" એટલે બંને મોઝાને. આ હજરતે (સલ) મોગીરા (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** મોગીરા (રદી) થી રિવાયત છે કે હું સફરમાં હજરત (સલ)ની સાથે હતો. હજરતે (સલ) ફરમાવ્યું તારી પાંસે પાણી છે? મેં કહ્યું હા, ફરી હજરત સ્વારીથી ઉતર્યા. મેં પાણી નાખ્યું. હજરતે (સલ) વોજુ કર્યું, મોં હાથ ધોયા માથા પર મસહ કર્યો. હજરતે મોઝા પેહેરેલા હતા જેથી હું મોઝા ઉતારવા ઝુકયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ઉતારવાની કશી જરૂર નથી મેં વોજુ કરીને એને પેહેર્યા છે.

૧૯૨૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેણીને છોડ (એટલે તકરાર નહીં કર) એજ કારણથી મલતા પણું થાય છે. અને જ્યારે સ્ત્રીની મની પુરૂષની મનીથી વધી જાય છે તો તે પુરૂષ પોતાના મોસાલને મોશાબેહ થાય છે. અને જ્યારે પુરૂષનું પાણી સ્ત્રીના પાણીથી ચઢતું થાય છે તો તે પોતાના કાકાઓ જેવો થાય છે.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે એક સ્ત્રીએ પૂછયું કે જો સ્ત્રીને એહતેલામ થાય અને વીર્ય જુએ તો ગોસલ કરે? હજરતે (સલ) ફરમાવ્યું કે હા, ગોસલ કરે. હજરત આએશા (રદી)એ તે સ્ત્રીને કહ્યું તારૂં કાળુ થાય? સ્ત્રીને પણ એહતેલામ થાય છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો સ્ત્રીને વીર્ય નહોત તો મામાઓની સુરતથી કેવી રીતે મળતો થતે?

૧૯૩૦ બોખારીમાં સલમા બીન અકવા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઇસમાઈલ (અલે) ની ઓલાદ તમો તીર મારો કારણ કે તમારો બાપ તીર મારનાર હતો.

**ફાયદો** કેટલાક સહાબા તીર અંદાઝી કરતા હતા. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી, અને ફરમાવ્યું કે અમે ફલાણી કોમની સાથે છીએ. ત્યારે બીજી કોમે તીર અંદાજી બંધ પાડી. હજરતે (સલ) ફરમાવ્યું તમો શા માટે તીર મારતા નથી? તેઓએ કહ્યું ઓ રસૂલુલ્લાહ અમે કેવી રીતે તીર મારીએ તમો તો પેલી કોમની સાથે છો? અને અમારે સાથે નથી. હજરતે (સલ) ફરમાવ્યું તીર મારો હું સઘળાઓની સાથે છું. આ હદીસથી જણાયું કે અનસારીઓ હજરત ઇસમાઈલ (અલે) ની ઓલાદ છે. તીર અન્દાઝીની તાકીદ એટલાં માટે ફરમાવી કે એ જેહાદનું સાધન છે.

૧૯૩૧ બોખારી તથા મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તારા છોકરાનું નામ અબ્દુર રહમાન રાખ." આ હજરતે જાબેરને ફરમાવ્યું.

**ફાયદો** જાબેર (રદી) થી રિવાયત છે કે અમારી કોમમાં એક શખ્સને ત્યાં છોકરો થયો તેણે કાસમ નામ રાખ્યું ફરી તેણે હજરત [સલ] ને ખબર આપી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૯૩૨ બોખારી તથા મુસલિમમાં ઓમર બીન સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બિસ્મિલ્લાહ કહે અને સીધે હાથે ખા. અને તારી આગળથી ખા.

**ફાયદો** ઓમર બીન અબી સલમા [રદી] થી રિવાયત છે કે હું છોકરો હતો અને રકાબીની

* વાંચો હદીસ નાં૦ ૩૯૮ ગુા. મો.

દરેક તરફથી ખાતો હતો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે છોકરાઓને અદબ શીખવવો સુંનત છે.

૧૯૩૩ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારા નામ પર તમારૂં નામ રાખો. પણ મારી કુન્યત જેવી કુન્યત રાખવી નહીં.

**ફાયદો.** કુન્યત તેને કહે છે જેને મથાલે શબ્દ અબ [બાપ] હોય જેમકે અબુલ કાસિમ અબુલ હસન. હજરત [સલ] ની કુન્યત અબુલ કાસિમ હતી તો ફરમાવ્યું કે તમારી ઓલાદનું નામ મોહમ્મદ રાખો, અબુલ કાસિમ તેમને નહીં કહો. મસાબીહમાં રિવાયત છે કે હજરત (સલ) બજારમાં હતા. એક શખ્સે પૂકાર કરી ઓ અબુલ કાસિમ. હજરત તેની તરફ જોવા લાગ્યા. તેણે કહ્યું ઓ હજરત મેં આપને નહીં બોલાવ્યા ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. હજરતનું નામ તથા કુન્યત રાખવામાં ઓલમાના ઘણા મત છે. પણ સહી મત આજ છે કે નામ રાખવું તો દુરસ્ત છે પણ કોઇને અબુલ કાસિમ કહેવું બેહતર નથી. જેમકે એનું વિસ્તારથી બયાન સિફરૂસ સઆદતમાં છે.

૧૯૩૪ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારી સફોને બરાબર કરો. કારણ કે સફ્ફ બરાબર કરવી તે નમાઝનું સમ્પૂર્ણ છે.

૧૯૩૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો ચાલો. આ જુમદાન પહાડ છે. એકકા [મોફર્રેદુન] આગળ વધી ગયા છે. સહાબાએ કહ્યું ઓ હજરત [સલ] એકકા કોણ છે? હજરતે [સલ] ફરમાવ્યું કે ઘણી અલ્લાહની યાદ કરનાર પુરૂષો તથા સ્ત્રીઓ.

**ફાયદો.** હજરત [સલ] મક્કાના માર્ગમાં જતા હતા. ત્યાં એક પહાડ દેખાયો જેનું નામ જુમદાન હતું ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. તે પહાડ પાસે કોઇ પહાડ નથી. એટલે જેવી રીતે આ પહાડ એકલો છે એવીજ રીતે ખોદાની યાદ કરનારા પણ તેની યાદમાં તનહાઇને પસંદ કરનાર તથા ખૂણો પકડનાર છે. તીરમિઝીમાં રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એકકા લોકો તે છે કે જે ખોદાની યાદના લોભી તથા ફિદા થનાર છે. યાદે ઇલાહી તેમના ગુનાહોના બોઝને મટાડનાર છે તો તેઓ કેયામતમાં હલકા ફુલકા આવનાર છે.

૧૯૩૬ મુસલિમમાં અલી [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તે કપડાને ફાડીને ઓઢણી ફાતેમાઓ માટે બનાવ." એટલે તે રેશમી કપડાને કે જે ઓકૈદેર દુમાએ રસુલુલ્લાહ [સલ] તરફ ભેટ મોકલ્યું હતું. આ હજરતે [સલ] અલી [રદી] ને ફરમાવ્યું. અને ફાતેમાઓ તે એક ફાતેમા ઝહરા, બીજી હજરત અલી [રદી] ની મા ફાતેમા બીનતે અસદ, અને ત્રીજી ફાતેમા બીનતે હમઝા.

**ફાયદો.** જો કે રેશમી કપડું પુરૂષને હરામ છે પણ જો કોઇ તોહફો આપે તો કબૂલ કરે અને ઓરતોને હવાલે કરે તેઓને હલાલ છે.

૧૯૩૭ મુસલિમમાં અમર બીન અબસા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સુબ્હની નમાઝ પઢ ફરી સૂર્ય નીકળી ઉંચે ચઢે ત્યાં સુધી નમાઝ પઢવાથી રોકાયલો રહે. કેમકે જ્યારે તે ઉગે છે તો તે શૈતાનના બે શીંગડાઓની વચ્ચે ઉગે છે. અને એ વખત કાફિરો તેને સિજદો કરે છે. ફરી નમાઝ પઢ. કારણ કે એ નમાઝમાં ફિરસ્તા તથા ઇબાદત કરનાર મોજૂદ તથા હાજર થાય છે તે એટલાં સૂધી કે લાકડી સાથે ઓલો લાગી જાય (એટલે બપોર થાય અને ભૂમી પર સાયો રહે નહીં.) ફરી તે વેળા નમાઝ પઢતાં રોકા. કારણ કે તે વેળા જહંનમ ભડકે છે. ફરી જ્યારે સૂર્ય ઢલે તો નમાઝ પઢ. કેમકે તે વેળા ફિરસ્તા તથા ઇબાદત કરનાર હાજર તથા મોજૂદ હોય છે. તે એટલાં સૂધી કે અસરની નમાઝ પઢે ફરી નમાઝ પઢતો અટક તે સૂર્યાસ્ત થાય ત્યાં સુધી. કેમકે તે શૈતાનના બે શીંગડાઓ વચ્ચે ડુબે છે, અને એ વેળા કાફિરો તેને સિજદો કરે છે.

**ફાયદો.** અમર બીન અબસા [રદી] થી રિવાયત છે કે હજરત [સલ] મદીનામાં પધાર્યા તો મેં હજરતને નમાઝના વખતો પૂછ્યા ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે દરેક વખત નમાઝ પઢવી દુરૂસ્ત છે પણ ત્રણ વખતમાં દુરૂસ્ત નથી. સૂર્યોદય તથા તથા સૂર્યાસ્ત વેળા તો એટલા માટે મના છે કે તે વખત કાફિરો સૂર્યને સિજદો કરે છે તો મુસલમાનોએ તેઓના જેવું

થવું [મોશાબહત] નહીં જોઇએ. અને બપોરના જહંનમ ભડકાવાય છે જલાલનો વખત છે.*

૧૯૩૮ બોખારીમાં ઇમરાન બીન હોસેન [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું ઉભા રહીને નમાઝ પઢ ફરી જો (ઉભા રહેવાની) શકિત ન હોય તો બેસીને પઢ, ફરી જો બેસવાની શક્તિ ન હોય તો લેટીને પઢ." આ હજરતે (સલ) ઇમરાનને કહ્યું.

**ફાયદો** ઇમરાન (રદી) થી રિવાયત છે કે મને બવાસીરની બીમારી હતી મેં એનો મસલો હજરત [સલ] ને પૂછયો ત્યારે આ હદીસ ફરમાવી. એટલે બીમારને દરેક તરેહથી નમાઝ પઢવી દુરૂસ્ત છે. ચાહે ઉભા રહીને ચાહે બેસીને ચાહે સૂઇને.

૧૯૩૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મોગફ્ફલ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મગરેબની નમાઝ પેહેલાં તમો નમાઝ પઢો. મગરેબની નમાઝ પેહેલાં તમો નમાઝ પઢો. અને ત્રીજી વાર ફરમાવ્યું જેને જોઇએ તે પઢે." આ એટલાં માટે ફરમાવ્યું કે લોક તેને સુંનત મોઅક્કદા જાણે નહીં.

**ફાયદો** લોકોએ પૂછયું કે મગરેબની આગળ નમાઝ દુરૂસ્ત છે કે નહીં. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જો કે મગરેબથી પ્રથમ નમાઝ પઢવી દુરૂસ્ત છે પણ તાકીદ તથા હમેશગી કરવી નજ જોઇએ. કેમકે ફરજ અદા કરવામાં દેર લાગશે.

૧૯૪૦ બોખારી તથા મુસલિમમાં ખબ્બાબ બીન અરત્ત (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તેને [એટલે કામળીને] તેના માથા તરફ ઢાંકો અને પગની તરફ ઇજખેર ઘાસ નાંખો" એટલે મુસઅબ બીન ઓમેરને જ્યારે તેવણુ ઓહોદમાં શહીદ થયા.

**ફાયદો** જ્યારે મુસઅબ [રદી] શહીદ થયા તો એક કામળી વગર કંઇ કફન મળ્યું નહીં. અને કામળી પણ એવી નાની હતી કે જો માથા પર નાખતા તો પગ ખુલ્લા રહેતા હતા. અને જો પગ પર નાખતા તો માથું ખુલ્લું રહેતું હતું. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. આથી જણાયું કે જ્યારે કંઈ નહીં મળે તો કફનમાં એક કપડું બસ થાય છે. *

૧૯૪૧ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જયાંથી તેં એને લીધી ત્યા તું એને મુક."

**ફાયદો** ગનીમતના માલમાંથી સઅદ બીન અબુ વક્કાસે એક તલવાર ઉઠાવી અને હજરત (સલ) થી માંગી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ગનીમતના માલમાં સર્વ ગાઝીયોનું હક્ક છે, વહેંચ્યા વગર તને કેવી રીતે મળે?

૧૯૪૨ મુસલિમમાં ઉસમાન બીન અબુલ આસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તારા બદન ઉપર જ્યાં તેને દરદ થાય છે ત્યાં તારો હાથ રાખ. અને **બિસ્મિલ્લાહ** ત્રણ વાર કહે અને **અઉઝો બિઇઝ્ઝતિલ્લાહે વ કુદરતેહી મિન શર્રે મા અજેદો વ ઓહાઝેરો** સાત આવાર કહે." હજરતે ઉસમાન બીન અબુલ આસ (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં ઉસમાન બીન અબુલ આસ (રદી) થી રિવાયત છે કે મેં પોતાના દરદ તથા બીમારીની શિકાયત કરી ત્યારે હજરતે (સલ) આ દોઆ ફરમાવી. મેં તેપર અમલ કર્યો તો મને શિફા મળી.

૧૯૪૩ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું લોકોની પાછળ સ્વારી ઉપર બેસીને તવાફ કર." જ્યારે ઉમ્મે સલમાએ કહ્યું કે હું બીમાર છું ત્યારે તેણીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે બીમારને હજ્જમાં સ્વાર થઇને તવાફ કરવો દુરૂસ્ત છે.

૧૯૪૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ પાસે તમો અલ્લાહના અજાબની પનાહ માંગો, અલ્લાહ પાસે અજાબે કબરની પનાહ માંગો, અલ્લાહ પાસે મસીહે દજ્જાલના ફિતનાની પનાહ

* પણ જુમઆને દિવસે માથે સૂર્ય હોય છતાં નમાઝ પઢવાની છુટી હદીસ શરીફમાં છે. અને ઇમામ શુસોફની તે માફક રિવાયત છે અને તેના પર ફતવો છે. ગુ. મો.

* અને આ પણ જણાય છે કે જો એક કફન પણ પૂરૂં નહોય તો માથા તરફ ઢાંકે. ગુ. મો.

માંગો, અલ્લાહ પાસે જીન્દગી તથા મરવાના ફિતનાની પનાહ માંગો.

૧૯૪૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો વાસણને ઢાંકો, અને મશકનું મોં બાંધો. વર્ષમાં એક રાત છે જેમાં વબા (મરકી) ઉતરે છે જે વાસણ કે તેના પર ઢાંકણુ ન હોય તથા જે મશકનું મોં બંધાયુ ન હોય તે પર તેનું ગુજર થવાથી તેમાં તે (વબા) ઉતરે છે" લેસ બીન સઅદ કહે છે, અમારે પાસે રહેતા અજમ ના પેહેલા કાનુન (ડીસમ્બર) માં એથી બચાવ કરે છે. *

ફાયદો કાનુન અવ્વલ એ રૂમી મહીનો છે. ખરીફની આખર ફસલમાં થાય છે. સારાંશ આ છે કે હદીસમાં તે રાતને ખાસ ઠેરવી નથી કે કેયારે થાય છે. પણ અજમના લોક એને કાનુન અવ્વલમાં જાણે છે. કદાપી એવીજ રીતે હશે કેમકે એ ફસલમાં હવા બગડે છે. પણ એના પર યકીન નથી માટે વાસણોને દરેક રાત્રે બંધ રાખવાં જોઇએ.

૧૯૪૬ બોખારી તથા મુસલિમના જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો વાસણોને ઢાંકો. અને મશકોના મોં બાંધો, અને દરવાજાઓને બંધ કરો, અને દીવાને હોળાવો. કારણ કે શૈતાન મશક ખોલતો નથી દરવાજો ઉઘાડતો નથી અને વાસણ ખોલતો નથી. ફરી જો તમારામાંના કોઇને પોતાના વાસણ ઉપર લાકડી મુકવા સિવાય કંઈ નહીં મળે તો લાકડીની આડ કરે અને બિસ્મિલ્લાહ કહે. ખચીત ઊંદર ઘરવાળાઓને ઘર સહીત બાળે છે (એટલે સૂતી વેળા જો દીવો બળતો રહે તો ઊંદર બત્તી લઇ જાય છે. તો ઘણું કરીને આગ લાગે છે.)

ફાયદો હજરતે (સલ) આ હદીસમાં અદબ શીખવ્યા કે બિસ્મિલ્લાહ કહીને રાત્રે આ કામ કરવાં જોઇએ. એમાં ઘણા ફાયદા છે.

૧૯૪૭ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આને (દાઢીને) કોઇ ચીજથી બદલી નાખો (રંગી નાખો) અને કાળકથી બચો.

ફાયદો ફતેહ મક્કામાં અબુ કોહાફા (રદી) સિદ્દીક અકબર [રદી] ના બાપ મુસલમાન થયા. તેમની દાઢી તથા માથાના વાળ ઘણુંજ સફેદ હતાં ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ખેજાબ કરવો દુરૂસ્ત છે પણ કાળો ખેજાબ કરવો મકરૂહ (તાહરીમા) છે. ફોકહા કહે છે કે વસમાનો ખેજાબ દુરૂસ્ત છે કારણ કે કેટલાક સહાબા કરતા હતા. વસમા સિવાય બીજો કાળો ખેજાબ દુરૂસ્ત નથી. વલ્લાહો આલમ.

૧૯૪૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પીત [જોજામ] વાળાથી તું ભાગ જેવી રીતે તું વાઘથી ભાગે છે" બોખારીએ આ હદીસની પૂરી સનદ બયાન કરી નથી.

ફાયદો આ બીમારીથી લોકોને નફરત આવે છે તો માંદાને ઘણું દુઃખ થાય છે માટે તેની સંગતની મનાઈ કરી.*

૧૯૪૯ બોખારીમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કેદીને છોડવો ભૂખ્યાને ખવરાવો, અને માંદાની બીમાર પુરસી કરો.

ફાયદો દુશમનથી મજલુમને છોડવવું શક્તિવાળાપર ફરજ છે અને ખાણું આપવું તથા બીમાર પુરસી કરવી ફરજે કિફાયા છે.

૧૯૫૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સૂધી તેઓ આ વાતની સાક્ષી આપે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને મોહમ્મદ અલ્લાહના રસૂલ છે ત્યાં સૂધી તું તેઓથી કિતાલ ચલાવ. ફરી જ્યારે તેઓ આ સાક્ષી આપે તો તેઓએ પોતાના ખૂનને તથા માલને બચાવ્યા. પણ હક વાત ઉપર. અને તેઓનો હિસાબ અલ્લાહ પર છે." આ હજરતે (સલ) ખૈબરને દિવસે હજરત અલી (રદી) ને ફરમાવ્યું.

ફાયદો એટલે જ્યારે કાફેરે કલેમો પઢયો તો તેના જાન લેવો માલ લુટવો દુરૂસ્ત નથી. પણ ખૂનને બદલે ખૂન થશે. તથા જો માલ હશે તો ઝકાત લેવાશે. પણ જો તેણે પોતાના મા

* અને હિંન્દુઓ એ વખત આસોની છેવટમાં ગણે છે. અને દીવાળી ફટાકા વગેરે પણ એના ઉપાયમાં કરે છે. ગુ. મો.

* આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૪૪૯ માં છે. ગુ. મો.

ન જાન બચાવવા માટે કલેમો પઢગો હશે અને દિલથી કાફેર રહેશે તો ખોદા તેનાથી હિસાબ કરી લેશે. અમને જાહેરનો હુકમ છે.

૧૯૫૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરમિયાની ચાલ ચાલો તથા સિધે માર્ગે ચાલો.

**ફાયદો** એટલે ઇબાદતમાં. એટલુંજ નહીં પણ દરેક ચીજમાં વધવા ઘટવાથી બચો. એટલી ઘણી ઇબાદત કરવી ઠીક નથી કે દિલ ગભરાય અને દુઃખી થાય. અને ન એટલી થોડી કરે કે દિલ પર કંઇ અસર થાય નહીં.

૧૯૫૨ મુસલિમમાં જોવેરીયા હજરતની બીબી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને મારી પાસે લાવ તે પોતાની જગ્યાએ પોહોચ્યું છે" એટલે તેણીની લોંડીને સદકાની બકરીનું માંસ અપાયું હતું તેને.

**ફાયદો** હજરતે (સલ) ખાણું માંગ્યું. હજરત જોવેરેયા (રદી) એ કહ્યું ઓ હજરત આ વખત કંઇ હાજર નથી પણ મારી આઝાદ કરેલી લોંડીને ખેરાતનું ગોશ્ત મળ્યું છે તે હાજર છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો કે ઝકાત અને ખેરાત અમને દુરૂસ્ત નથી પણ જયારે પ્રથમ મોહતાજને મળી અને મોહતાજે બીજા શખ્સને આપી તો તેને દુરસ્ત થશે.

૧૯૫૩ મુસલિમમાં તારેક બીન ઓશેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું કહે **અલ્લાહુમ્મ-ગફરલી વરહમની વ આફેની વરજોકની*** ખચીત આ શબ્દો તારે માટે દુન્યા તથા આખેરત બંને ભેગા કરે છે" એક પુરૂષે કહ્યું ઓ રસુલુલ્લાહ જ્યારે હું મારા પરવરદિગારથી માંગણી કરૂં તો કેવી રીતે કહું તે પુરૂષને હજરતે આ ફરમાવ્યું.

૧૯૫૪ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું **કહે લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ અલ્લાહો અકબર કબીરા વલ હમ્દો લિલ્લાહે કસીરા સુબ્હાન લ્લાહે રબ્બિલ આલમીન લા હવલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અઝીઝીલ હકીમ** તે જંગલી માણસે કહ્યું આ તો મારા પરવરદિગાર માટે છે મારે માટે શું છે? હજરતે (સલ) ફરમાવ્યું કે કહે **અલ્લાહુમ્મ-ગફેરલી વરહમની વહદેની વરઝોકની વ આફેની** (આફેની શબ્દ વિષે રાવીને શક છે)" એક જંગલી હજરત (સલ) પાસે આવ્યો અને કહ્યું ઓ નબીય-લ્લાહ મને કોઇ કલામ શીખવો કે હું કહ્યા કરૂં તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

* ૧૯૫૫ મુસલિમમાં હોઝેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ હોઝેફા અમારી પાસે તે લોકોની ખબર લાવ" આ હજરતે (સલ) લૈલતુલ અહઝાબના (ખનદકની લડાઇની રાત્રે) ફરમાવ્યું.

૧૯૫૬ મુસલિમમાં હોઝેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ઊંઘણસી ઉઠ" આ હજરતે [સલ] લૈલતીલ અહઝાબની સવારના હોઝેફાને કહ્યું.

**ફાયદો** જંગે ખનદકમાં કાફેરોએ મદીનાને કેટલાક દિવસ સુધી ઘેરો નાખ્યો. એક રાત્રે ઘણીજ ઠંડી હવા ચાલી લોકો બેભાન થયા ત્યારે હજરતે (સલ) હોઝેફા (રદી) ને ખબર કાઢવા મોકલ્યા. ફરી હોઝેફાને પોતાનો કામળો ઓઢાડ્યો. તેમને નિદ્રાનો ઘણો ગલબો થયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. બાકી કિસ્સો ચોથા અધ્યાયમાં વીસ્તારથી આવી ગયો છે.@

૧૯૫૭ બોખારીમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કહો **અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદીન અબ્દેક વ રસૂલેક કમા સલ્લેત અલા ઇબ્રાહીમ વ બારેક અલા મોહમ્મદીન વ આલે મોહમ્મદીન કમા બારકત અલા ઇબ્રાહીમ વ આલે ઇબ્રાહીમ.**

૧૯૫૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોમેદ સાએદી (રદી) થી રિવાયત છે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કહો **અલ્લાહુમ્મ સલ્લે અ-**

---

* અર્થ—ઓ મારા અલ્લાહ તું મારી બખશીશ કર અને મારા પર રહમ કર અને મને આફીયત આપ અને મને રિઝ્ક રોજી આપ. ગુ. મો.

@ વાંચો હદીસ નં. ૧૪૧૦ ગુ. મો.

**લા મોહમ્મદીન વ અલા અઝવાજેહી વ જુરીંયતિહી કમા સલ્લૈત અલા ઇબરાહીમ વ બારેક અલા મોહમ્મદીન વ અલા અઝવાજેહી વ જુરીંયતિહી કમા બારકત અલા ઇબરાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

૧૯૫૯ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું કહે **અલ્લાહુમ્મ–ગફેરલી વ લહુ વ અઅકેબની મિન્હો ઉકબા હસનતન** " * જ્યારે અબુ સલમા (રદી) મર્યા ત્યારે ઉમ્મે સલમા (રદી) ને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત ઉમ્મે સલમા (રદી) ના પ્રથમ ખાવિન્દ અબુ સલમાનો જ્યારે ઇન્તેકાલ થયો ત્યારે તેણીને હજરતે (સલ) આ શીખવ્યું. અલ્લાહે તે દોઆ કબૂલ કરી તેણીનો નિકાહ હજરત (સલ) સાથે થયો.

૧૯૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો તમારા સૈયદ અથવા બેહતર તરફ ઉઠો (એટલે સઅદ બીન મોઆજ (રદી) ની તરફ) ફરી તેવણ નબી (સલ) પાસે બેઠા. ફરી હજરતે (સલ) ફરમાવ્યું ખચીત આ લોકો તારા હુકમ ઉપર કબૂલ થયા છે.

**ફાયદો** બની કોરેજા યહુદીની એક કોમ હતી તેઓએ હજરત સાથેનો કરાર તોડયો હતો. હજરતે તેઓના કિલ્લાપર ઘેરો નાખ્યો હતો. ફરી તે લોકો આ વાત પર રાજી થયા કે સઅદ બીન મોઆજ અમારે વિષે જે ફેસલો આપે તે અમને કબૂલ છે. સઅદ ઝખમી હતા. હજરતે (સલ) તેમને મદીનાથી બોલાવ્યા. જ્યારે તેવણ આવ્યા ત્યારે હજરતે (સલ) અનસારીઓને આ હદીસ ફરમાવી. સઅદે તેમને કતલ કરવાનો હુકમ ફરમાવ્યો. તો તે કોમના પુરૂષ કતલ થયા. સ્ત્રી અને બાળકો લોંડી ગુલામ થયાં. કેટલાક બોલમા કહે છે કે આ હદીસથી જણાય છે કે સરદાર તથા આલેમોની તાજીમ માટે ઉભા થવું દુરૂસ્ત છે. અને કેટલાકોએ એનો જવાબ આપ્યો છે કે આ ઉભા થવું તાજીમ માટે નહોતું પણ સઅદ ઝખમી હતા. તેમની સંભાળ માટે હજરતે ઉભા થવાનો હુકમ આપ્યો હતો. જેમકે બીજી હદીસમાં છે કે એક બીજા માટે ઉભા થયા નહીં કરે જેવી રીતે અજમી લોકો કર્યા કરે છે. અને કેટલાક બોલમાં કહે છે કે તાજીમમાં હદથી વધવા માટે ઉભા થવું મકરૂહ છે. અને અદલે ઇલ્મ તથા દીનની તાજીમ માટે દુરૂસ્ત છે.

૧૯૬૧ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તે જંનત માટે ઉઠો કે જેની ચોડાઇ આકાશો તથા પૃથ્વી છે " બદરને દિવસે મુશરેકો નજદીક થયા ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે તેઓને કતલ કરો. કારણ કે તેઓને કતલ કરવા અથવા શહીદ થવું દરેક રીતે બેહતર છે. કારણ કે તેનો બદલો જંનત છે.

૧૯૬૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી પાસેથી તમો ઉઠી જાઓ. અને મારી પાસે ઝગડો કરવો યોગ્ય નથી " અને બીજી રિવાયતમાં છે " નબીની પાસે ઝગડો કરવો યોગ્ય નથી "

**ફાયદો** હજરતે (સલ) મોતની બીમારીમાં ખડયો કલમ માંગ્યા. કેટલાકોએ કહ્યું લાઓ, કેટલાકોએ કહ્યું કંઇ જરૂર નથી. કેમકે હજરત (સલ) ને લખાવવામાં તકલીફ થશે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એ વિગ્રેનો બાકી કિસ્સો વીસ્તારથી આજ અધ્યાયમાં આવી ગયો.†

૧૯૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે છી છી એને થુકી નાખ. શું તેં જાણ્યું નથી કે અમો સદકો ખાતા નથી." અને બીજી રિવાયતમાં છે." અમને સદકો હલાલ નથી " હસન બીન અલી (રદી) એ જ્યારે સદકાના ખજુરમાંથી એક ખજૂર લઇ મોંમાં નાખ્યું ત્યારે તેમને હજરતે (સલ) આ ફરમાવ્યું

**ફાયદો** હજરત ઇમામ હસન (રદી) તે વેળા નાના હતા. આ હદીસથી સિધ્ધ થયું કે સૈયે-

---

* અર્થ—ઓ મારા અલ્લાહ તું મને તથા તેને બખ્શ, અને તેના બાદ મને તેનો સારો બદલો આપ. ગુ. મો.

† વાંચો હદીસ ના૦ ૧૭૯૫ ગુ. મો.

દોને ઝકાતનો માલ હરામ છે.

૧૯૬૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું ખા કારણ કે હું જેની સાથે ગુસ-પુસ કરૂં છું તેની સાથે તમો ગુસ-પુસ કરતા નથી. " એટલે પાકવેલા લસણને. હજરત (સલ) ના સહાબાથી એક પુરૂષને આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત [સલ] ની આગળ પાકેલું શાક આવ્યું તેમાં લસણની બો આવી હજરતે (સલ) તેને ખાધું નહીં. એક સહાબીને ફરમાવ્યું કે તું ખા. સહાબીએ જોયું કે હજરત (સલ) ખાતા નથી તો તેણે પણ હાથ ખેંચ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે પાકેલું લસણ જો કે હલાલ છે, પણ હું આ કારણથી ખાતો નથી કે મારે જીબરઇલ [અલે] સાથે વાત ચીત થયા કરે છે. અને તેમને એની બોનો અણગમો છે.

૧૯૬૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ખાઓ. કારણ કે તે એટલે પાટલા ઘો હલાલ છે પણ તે મારો ખોરાક નથી.

**ફાયદો** હજરત [સલ] એક જગ્યા બેઠા હતા પાટલા ઘોનું માંસ આવ્યું કોઇએ કહ્યું ઓ હજરત ! આ પાટલા ઘોનું માંસ છે. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જો કે આ હલાલ છે પણ કોરેશ લોક એને ખાતા નથી. એટલે શરીઅત તરફની કરાહીયત નથી પણ તબીયત ચાહતી નથી. ઇમામ શાફેઇ તથા ઇમામ માલિક [રહ] ની નજદીક પાટલા ઘો હલાલ છે, અને આજ હદીસ તેમની દલીલ છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક હલાલ નથી ‡ એમના મત પ્રમાણે આ હુકમ શરૂ ઇસ્લામમાં હતો.

૧૯૬૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો કુરબાનીથી ત્રણ દિવસ સુધી ખાઓ." અમો પ્રથમ વર્ણન કરી આવ્યા ☞ તે પ્રમાણે આ હદીસ મનસૂખ છે.

૧૯૬૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું દુન્યામાં એક મોસાફેર સરખો થા. અથવા જાણે એક માર્ગના ચાલતા સમાન થા. અને તું પોતાને કબરવાળાઓમાં ગણી રાખ.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મારા બંને ખભા પકડયાં ફરી આ હદીસ ફરમાવી. અને અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] આવી રીતે કહ્યા કરતા હતા કે જ્યારે તું સવાર કરે તો સાંઝની આશા નહીં રાખ. અને જ્યારે તું સાંઝ કરે તો સવારની વાટ નહીં જો, અને તંદરૂસ્તીની હાલતમાં બીમારીના ખીયાલથી જે અમલ કરવો હોય તે કરી લે. (એટલે તંદરૂસ્તીને ગનીમત જાણ બીમારીમાં કંઇ થઇ સકશે નહીં.) અને ઝિન્દગીમાં મોતની તૈયારી કર. હદીસમાં આ જે ફરમાવ્યું છે કે મુસાફેર તથા માર્ગે ચાલનારની તરેહ ગુજારો કર એટલે મોસાફેર સફરમાં વધારે બખેડો કરતો નથી, તથા દરેક વખત પોતાનું વતન યાદ કરે છે વાટ ખરચ [ઝાદે રાહ] ની ફિકરમાં રહે છે તેવીજ તરેહ ઇમાનવાળાને લાઝેમ છે કે દુન્યાને સરા [ઉતારો] જાણીને બેહુદા હિરસને મારીને પોતાના અસલી વતનથી ગફલત કરે નહીં, દરેક વખત ત્યાંનો સામાન કરતો રહે. અને આ જે ફરમાવ્યું કે પોતાને કબરવાળાઓમાં ગણી રાખ એટલે દુન્યાની ફિકર અને હાય વરાલ એ મોતની ગફલત છે અને જ્યારે મોતને યાદ રાખે તો સર્વ મુશકેલ આસાન છે.

**શેઅર.**

ચું આહન્ગે રફતન કોનદ જાને પાક
ચે બર તખત મુરદન ચે બર રૂએ ખાક *

આ હદીસ ઝોહદ તથા દરવેશીની મુળ છે. અલ્લાહ અમારી આંખો ખોલે. અને એના પર અમલ નસીબ કરે. **આમીન**

‡ એ વિષે હદીસ ના૦ ૩૨૦ માં બયાન થયું છે. ગુ. મો.

☞ વાંચો હદીસ ના૦ ૧૭૭૪ ગુ. મો.

* અર્થ—જ્યારે પવિત્ર જાન જવાનો ઇરાદો કરે ત્યારે તેને તખત ઉપર મરવું અને માટી પર મરવું બંને બરાબર છે. ગુ. મો.

૧૯૬૮ બોખારીમાં અબુ ઐયુબ અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો તમારા અનાજને માપો [અથવા તોલો] તમારે માટે તેમાં બરકત થશે.

**ફાયદો** એટલે ખરીદીને તોલવું જોઇએ. જો ઓછું થાય તો માંગણી કરે, અને જો વધે તો પારકાનું હક્ક પાછું ફેરવે. દર રોજ તોલીને ઘરમાં ખરચ કરવો પણ ડહાપણથી ખાલી નથી કે હિસાબથી ખરચ થાય, જરૂરતથી ન ઓછો ન વધારે. †

૧૯૬૯ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારા મરવા પડેલાઓને **લાએલાહ ઇલ્લ-લ્લાહ**ની તલકીન કરો [શીખવો]

**ફાયદો** એટલે મરવાની વખતે લાએલાહ ઇલ્લ-લ્લાહ પુકારીને કહો કે જેથી મરનાર પણ સાંભળીને કહે. § અને તેને આવી રીતે કહેવું નહીં જોઇએ કે લાએલા ઇલ્લ-લ્લાહ કહે. કારણ કે કદાપી એ ભાનીને લીધે નકાર કરી બેશે.

૧૯૭૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક પુરૂષે પોતાના ઊંટનું માથું પકડી રાખવું જોઇએ. કારણ કે આ એક એવી મજલ છે જેમાં અમારી પાસે શેતાન હાજર થયો છે" લેલતુત તારીસની સવારે હજરતે [સલ] આ ફરમાવ્યું. *

**ફાયદો** જંગે ખેબરથી પાછા ફરતાં આખરી રાત્રે હજરત (સલ) તથા તમામ લોક સૂઇ રહ્યા ફજરની નમાઝ કજા થઇ ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ જગ્યા શેતાનની છે. એવું નહીં થાય કે શૈતાન કોઇના ઊંટને ભગાવે માટે હુશયારીમાં રહેવું જોઇએ.

*૧૯૭૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમને જોઇએ કે દિલની ખુશીની વખતે નમાઝ પઢે. જ્યારે સુસ્તી આવે તથા કાહેલ બને તો બેસી જાય." અને બીજી રિવાયતમાં છે "તેને બેસી જવું જોઇએ"

**ફાયદો** અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) મસજીદમાં દોરડી લટકેલી જોઇ. પૂછ્યું આ શું છે? લોકોએ કહ્યું કે હજરત ઝૈનબ (રદી) ની આદત છે કે જ્યારે તહજ્જોદની નમાઝમાં સુસ્ત થાય છે તો તેને પકડે છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે સુસ્તીમાં નફલ નમાઝ પઢવી વગર સવાદી છે.

૧૯૭૨ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના જેને જોઇએ તે પોતાના ઉતારામાં નમાઝ પઢે." હજરતે (સલ) આ વરસાદના દિવસે સફરમાં ફરમાવ્યું.

**ફાયદો** આથી જણાયું કે વરસાદના ઉજરથી જમાઅતમાં હાજર નહીં થવું દુરૂસ્ત છે.

૧૯૭૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો હુશયાર અને અકલવાળો મારી પાસે થવો જોઇએ, ફરી તેઓની પાસે તે લોકો થાય જે તેઓથી મળતા હોય, ફરી તેઓની પાસે તે લોકો થાય જે તેઓથી મળતા હોય. અને બઝારોના બક બકથી તમો બચતા રહો" * [એટલે મસજીદમાં તથા જમાઅતમાં બઝારની તરેહ શોર બકોર તથા ભીડ કરો નહીં.)

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતની દસ્તૂર હતી કે જમાઅત વખતે અમારા ખભાને લગોલગ રાખતા હતા. અને ફરમાવતા હતા કે બરાબર થાઓ.

---

† નબી (સલ) થી રિવાયત થઇ છે કે તદબીરથી ગુજારો કરવો એ કેટલાક વેપારથી બેહતર છે. શરહ મશારેક. ગુ. મો.

§ જેથી તેની આખર વાત કલેમાની થાય. અને જંનતમાં દાખલ થવાની બશારતમાં શામેલ થાય. ફરી જ્યારે મરનારના મોંથી એક વાર કલેમો નીકળ્યો કે ચુપ રહે. પણ જો તે કલેમો પઢી પછી બીજી વાત કરે તો ફરી કલેમાની તલકીન કરે. ગુ. મો.

* આ હદીસનો વધુ ખુલાસો હદીસ નાં૦ ૨૭૦ માં છે. ગુ. મો.

* શરહ મશારેકમાં એના અર્થ આવી રીતે છે "બઝારની જેમ ભેળસેલ થવા'થી તમો બચતા રહો" એટલે જેવી રીતે બજારમાં ભેળસેળ થાય છે આલિમ જાહેલ, તથા પુરૂષ સ્ત્રી જુદા પડતા નથી તેવી રીતે નમાઝ પઢવા'થી બચતા રહો. ગુ. મો.

અને ઉભા રહેવામાં આગળ પાછળ નહીં થાઓ. નહીં તો તમારા દિલોમાં ઇખતેલાફ પડશે ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે ઇમામની પાસે ઇલમવાળા તથા અકલવાળા ઉભા રહે કે જેથી મસલા શીખે, તથા ઇમામને જો ચુક પડે તો તેને ખબરદાર કરે. અને ઓલમા પછી દરજા બ દરજા લોક સફ્ફમાં ઉભા રહે. અબુ બકર સિદ્દીક [રદી] ની ટેવ હતી કે નમાઝમાં હજરત (સલ) ની પાછલ બરાબર ઉભા રહેતા હતા. તે જગ્યા બીજો શખ્સ ઉભો રહેતો નહોતો.

૧૯૭૪ મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે પુરૂષોમાંથી એક (જેહાદ કરવા માટે) ખડો થાય. અને સવાબ બંનેમાં બરાબર છે" બની લેહયાન તરફ જ્યારે લશકર મોકલ્યું ત્યારે હજરતે (સલ) તેઓને આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે દરેક કોમથી અડધા માણસ જેહાદ માટે જાય અને અડધા આદમી જેહાદ કરનારાઓના બાયડી બચ્ચાંની સંભાળ કરે. સવાબ બંનેને બરાબર થશે.

૧૯૭૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અબુ બકર [રદી] ને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે.

**ફાયદો** હજરતે (સલ) મોતની બીમારીમાં આ હદીસ ફરમાવી. અને પાંચ દિવસ તેમનાથી ઇમામત કરાવી. બીજા અધ્યાયમાં એનું વિસ્તારથી બયાન થયું છે. * જે હોદ્દો હજરત (સલ) નો ખાસ હતો એટલે ઇમામતનો તે પોતાની ઝિન્દગીમાં અબુ બકર સિદ્દીક (રદી) ને આપ્યો. એમાં સાફ ઇશારો છે કે ખિલાફત માટે જાણે હજરતે (સલ) તેમને પોતાના વલી અહદ (જાય નશીન) બનાવ્યા.

૧૯૭૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને (એટલે અબુ ઇસ્રાઇલને) કહો કે વાત કરે પોતા ઉપર છાયા કરે, બેસે અને પોતાના રોઝાને પૂરો કરે.

* વાંચો હદીસ નાં૦ ૪૯૫ ગુ. મો.

**ફાયદો** હજરતે (સલ) એક શખ્સને જોયો કે તડકામાં ચુપકો ઉભેલો છે તેનું કારણ પૂછયું, લોકોએ કહ્યું આ અબુ ઇસ્રાઇલ છે એણે નજર માની છે કે રોઝો રાખે તડકામાં ઉભો રહે અને કોઇથી વાત કરે નહીં. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. રોઝો ઇબાદત હતો તેનો હુકમ આપ્યો. અને નહીં બોલવું તથા ધુપમાં ઉભા રહેવું ઇબાદત નહોતી માટે મનાઇ કરી. આથી જણાયું કે નાજાએઝ નજરનું પૂરૂ કરવું નહીં જોઇએ.

૧૯૭૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને જોઇએ કે તેણીથી રૂજુ કરે (એટલે તલાકને બાતેલ કરી પાછી તેણીને બાયડી બનાવે.)* ફરી તેણીને રહેવા દે તે એટલાં સુધી કે પવિત્ર થાય. ફરી બીજું હેજ આવે. ફરી જ્યારે તે પવિત્ર થાય તો સમ્ભોગ કર્યાં પેહેલાં તેણીને તલાક આપે અથવા તેણીને રોકી રાખે. ઓરતોની તલાકની બાબતમાં જે ખોદાએ હુકમ ફરમાવ્યો તે આજ ઇદ્દત છે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે મેં પોતાની બાયડીને હેજમાં તલાક આપી. ઓમર ફારૂકે (રદી) આ હાલ હજરત (સલ) ને કહ્યો. હજરત ખફા થયા, ફરી આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે હેજમાં તલાક આપવી ઘણીજ મકરૂહ છે. ફિકહમાં એને તલાકે બિદઇ કહે છે. સુંનત આ છે કે જ્યારે સ્ત્રી હેજથી પવિત્ર થાય તો તેણીથી વગર સોહબત કરે તલાક આપે.

૧૯૭૮ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તારા સુથાર ગુલામને હુકમ કર કે તે મારે માટે લાકડાનું મિન્બર બનાવે, હું તે પર લોકોથી વાતો કરૂં (બોધ આપું)

**ફાયદો** એક અનસારી સ્ત્રીનો રૂમી ગુલામ સુથારનું કામ કરતો હતો હજરતે (સલ) તેણીથી મિન્બરની ફરમાઇશ કરી. તો તેણે બના-

* આથી જણાયું કે હેજમાં તલાક આપવી બુરી છે છતાં તે તલાક થાય છે. કારણ કે રોજુનો શબ્દ તલાક થયલી ઉપર વપરાય છે. ગુ. મો.

બ્યો હતો. હજરત (સલ) તેના પર ખુતબો પઢા કરતા હતા. અને જ્યારે મિન્બર ન હોતો તો જમીન ઉપર થામ્લાને ટેકી ખુતબો પઢતા હતા. હજરત (સલ) ને તેમાં તકલીફ થતી હતી. એક સહાબીએ જેમનું નામ તમીમ હતું તેવણે અરજ કરી કે ઓ હજરત જેવો શામમાં મિન્બર થાય છે તેવો બનાઓ ત્યારે હજરતે (સલ) મિન્બર બનવાવ્યો.

૧૯૭૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મસજીદમાંથી મને ચટાઇનો મોસલ્લો લાવી આપ" આ હજરતે (સલ) આએશા (રદી) ને ફરમાવ્યું.

**ફાયદો** ઘરમાં એક જગ્યા હતી જ્યાં ઓરતો નમાઝ પઢતી હતી. તેને હજરતે (સલ) મસજીદ કહી. આ હદીસમાં હજરત (સલ) ની મસજીદ મુરાદ નથી કારણ કે હજરત આએશા (રદી) એ વખત હેજવાળાં હતાં. અને હેજવાળીને મસજીદમાં જવું દુરૂસ્ત નથી. અથવા આ મતલબ છે ‡ કે હેજવાળી સ્ત્રી હાથ લમ્બાવી મસજીદમાં કોઇ ચીજ ઉઠાવે તો દુરૂસ્ત છે. હેજવાળીને મસજીદમાં જવું મના છે.

૧૯૮૦ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો મારા પર સાત મશક પાણી નાખો જેનાં મોં ખુલ્યાં નહોય (એટલે ભરેલી મશકો) કદાપી હું લોકોને વસીયત કરૂં" જે બીમારીમાં હજરત (સલ) મર્યા તેમાં જ્યારે દરદ વધ્યું ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે જ્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી તો અમે હજરત (સલ) ને એક લગન (કે કુંડા) માં બેસડાવ્યા, અને તે મશકોનું પાણી નાખવા શરૂં કર્યું. તે એટલાં સુધી કે હજરતે [સલ] ઇશારો કર્યો કે બસ. ફરી બહાર નીકળ્યા અને નમાઝ પઢાવી અને ખુતબો પઢ્યો. આથી જણાયું કે હજરત [સલ] ને બીમારીમાં પૂર જોશમાં ગરમી હતી. ખૈબરમાં યહુદણે ઝેહેર આપ્યું હતું તેની આ અસર હતી.

૧૯૮૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે નરમી કરો અને સખતી નહીં કરો. દિલાસો તથા ધીરજ આપો પણ ભડકાવો નહીં. ¶

**ફાયદો** એટલે નરમી જોઇએ કે લોક દીન શીખે. બુરો સ્વભાવ કે સખતી નજ જોઇએ કે લોકો ભડકી જશે.

‡ આ બીજો મતલબજ ઠીક છે. હદીસ નાં૦ ૩૩૪ થી એનો ટેકો મળે છે. ગુ. મો.

¶ આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૧૯૨૪ માં છે. ગુ. મો.



# અધ્યાય દશમો

આ અધ્યાયમાં કેટલીક તરેહની હદીસો છે.

## ફસલ પેહેલી

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાલે લામે તાકીદ છે.

૧૯૮૨ મુસલિમમાં ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જરૂર હું યહુદ તથા નસારાને અરબના બેટથી કાઢીશ તે એટલાં સુધી કે તેમાં મુસલમાન સિવાય કોઇને રહેવા દઇશ નહીં.

**ફાયદો** અરબ ઇસ્લામનું ધામ છે માટે ડહાપણ આજ હતું કે ત્યાં મુસલમાનો સિવાય કોઈ રહે નહીં. તો ઓમર ફારૂકે (રદી) આ હદીસ પ્રમાણે યહુદને ખૈબર વગેરેથી કાઢયા. અને શામમાં રાખ્યા.

૧૯૮૩ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું કાલે તે પુરૂષને ઝણ્ડો આપીશ કે અલ્લાહ તેના હાથ પર ફતેહ આપશે, જે અલ્લાહને તથા તેના રસૂલને ચાહે છે અને અલ્લાહ તથા રસૂલ તેને ચાહે છે." એટલે અલી (રદી)ને. આ હજરતે [સલ] ખૈબરને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** જંગે ખૈબરમાં જ્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું તો રાત્રે સહાબાએ ચર્ચા કર્યા કરી કે જોઇએ આ દોલત કોને ભાગ્યે થાય છે. સવારમાં સહાબા હજરત (સલ) ની ખિજમતમાં હાજર થયા. દરેક શખ્સ એનો ઉમેદવાર હતો. તો હજરતે [સલ] ફરમાવ્યું અલી મુરતજા કયાં છે ? લોકોએ કહ્યું આ હજરત તેમની આંખો આવી છે. હજરતે [સલ] તેમને બોલાવ્યા અને લબ મુબારક તેમની આંખમાં લગાડયો તેજ વખત સાજી થઇ. ફરી હજરતે [સલ] તેમને ઝણ્ડો આપ્યો. ખોદાએ તેમના હાથ પર ફતેહ આપી. આ હદીસથી અલી મુરતજા [રદી] ની ઘણી ઉમદા ફજીલત સિધ્ધ થઇ.

૧૯૮૪ બોખારીમાં અબુ સઈદ બીન મોઅલ્લા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જરૂર હું તને એક સૂરા શીખવીશ કે જે કુરઆનની સુરતોમાં મોટી (શ્રેષ્ઠ) છે." આ હજરતે [સલ] અબુ સઈદ [રદી]ને ફરમાવ્યું.

**ફાયદો** આ સૂરાની મતલબ ફાતેહા (અલહમ્દ) છે. સાતમાં અધ્યાયમાં એનું બયાન આવી ગયું છે. *

૧૯૮૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત સુબ્હાન-લ્લાહે વલ હમ્દો લિલ્લાહે વ લાએલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર કહેવું જે ચીજ ઉપર સૂર્યોદય થાય છે તે સર્વથી વધારે પ્યારૂં છે (એટલે સઘળી દુન્યાથી.)

૧૯૮૬ મુસલિમમાં ઝોબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારામાંના કોઇનું પોતાનું દોરી લઇ પહાડ પાસે આવવું ફરી લાકડાનો ભારો પોતાની પીઠ ઉપર લાવી તેને વેચવું કે જેથી અલ્લાહ તેના મોંને (આબરૂને) રાખે" અને બીજી રિવાયતમાં છે "ફરી તે તેના વકરાથી મદદ લ્યે એ લોકો પાસે માં-

* વાંચો હદીસ નાં૦ ૧૨૭૫ ગુ. મો.

ગવા કરતાં બેહતર છે. તેઓ આપે અથવા નહીં આપે.

**ફાયદો** એટલે લાકડાં વેચીને ખાવું માંગવા કરતાં સારૂં છે કારણ કે સવાલમાં એકતો ઝીલ્લત છે બીજી મતલબ મળવાની ખાતરી નથી મળે અથવા નહીં મળે. †

૧૯૮૭ મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલબત્તા તમારામાંના કોઇનું અંગારા ઉપર બેસવું ફરી તેના કપડાં બળવું ને તેની ચામડીને લાગવું એ કબર ઉપર બેસવા કરતાં બેહતર છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે કબર પર બેસવું અથવા કબર પર ચાલવું ફરવું સખ્ત ગુનાહ છે. @

૧૯૮૮ મુસલિમમાં અબુ હોરૈરા તથા સઅદ બીન અબુ વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના કોઇના પેટનું પરૂથી ભરાવું તે એટલાં સુધી કે તેના ફેફસાને લાગે [ફેફસુ સડે] એ બેહતર છે આથી કે તેનું પેટ શેઅરથી ભરાય.

**ફાયદો** એટલે શેઅર કહેવી અથવા શેઅર પઢવાનો ઘણો શુગલ રાખવો અને કુરઆન તથા શરઈ ઇલમ પર ઓછી તવજ્જોહ રાખવી ઘણુંજ બુરૂં છે. કારણ કે ઘણી ખરી શેઅરો બેહુદા તારીફથી, ખરાબ નિન્દાથી તથા હદથી વધારવાથી કોરી નથી. તો શેઅર કેહવી કે પઢવી જાણે જૂઠ બોલવું તથા ખોટી કલપનાની ટેવ પાડવી છે. અને દિલ ભટકતું રાખવું તો તરતજ મળે છે. કારણ કે નવા નવા મજમુનની ઢુંઢમાં શાએરોને કેવી કેવી રીતે ફાંફા ઝાંખવા પડે છે (તકલીફમાં ઉતરવું પડે છે.) પણ કદી કદાચ શેઅર સુખનમાં દિલ લગાડે અને ઘણો વખત દીનના ઇલમમાં ખરચ કરે તો મનાઇ નથી. કારણ કે હજરત (સલ) પણ કોઇ કોઇ વાર શેઅર સાંભળતા હતા. પણ સાચા મજમુનની શેઅરને.

૧૯૮૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત એક પુરૂષ પોતાના ભાઇ મુસલમાનને પોતાની ઝમીન મફત આપે એ તેના ઉપર નિર્મેલું ગણોત લેવા કરતાં બેહતર છે.

**ફાયદો** પેહેલા અધ્યાયમાં જમીન ગણોતે આપવાનો મસલો વર્ણાયો છે. *

૧૯૯૦ બોખારીમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તારે લીધે કોઇ પુરૂષને હિદાયત કરે (માર્ગ બતાવે) એ બેહતર છે આથી કે તને લાલ ઊંટો મળે.

**ફાયદો** અરબની નજદીક લાલ ઊંટ ઉમદા માલ છે. એટલે તારે લીધે જો એક માણસ મુસલમાન થાય તો આ દુન્યાના માલથી બેહતર છે. કારણ કે સવાબ હમેશ રહેનાર છે અને દુન્યાને ફના છે. જયારે હજરત અલી (રદી) ને જંગે ખૈબરમાં અમીર બનાવ્યા ત્યારે તેમને હજરતે (સલ) આ ફરમાવ્યું.

૧૯૯૧ મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જરૂર હક્કવાળાનું હક્ક કેયામતને દિવસે અદા કરવામાં આવશે તે એટલાં સુધી કે શીંગવાળી બકરીથી બોડી બકરીનો બદલો અપાવાશે.

**ફાયદો** એટલે જુલમ તથા કોઈનું હક્ક નાશ કરવાથી બચો. કેયામતમાં ઇનસાફ થશે. માણસ તો કોરે રહ્યા જાનવરોના જુલમનો પણ બદલો થશે. જો શીંગવાળી બકરીએ બોડી બકરીને મારી હશે તો બોડીને હુકમ થશે કે શીંગવાળીને મારે.

૧૯૯૨ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જરૂર તમારેથી જે આગળ થયા છે તેઓને માર્ગે તમો ચાલશો વેંત વેંત અને હાથ હાથ. તે એટલાં સુધી કે જો તેઓ પાટલા ઘોના દરમાં ધુસ્યા હશે તો તમો તેની તાબેદારી કરશો. અમે કહ્યું ઓ રસૂલુલ્લાહ યહુદ તથા નસારાની ચાલ? હજરતે (સલ) ફરમાવ્યું તો કોની? (એટલે યહુદ તથા નસારાજ મતલબ છે

---

† રોજગારને હલકો ગણી ભીખ માંગનાર ફાયદાએ આથી બોધ લેવો જોઇએ. ગુ. મો.

@ શરહ મશારેકમાં છે કે એ બેસવાની મતલબ ઝાડે ફરવા બેસવું છે. ગુ. મો.

* વાંચો હદીસ ના૦ ૧૫૧. ગુ. મો.

તેઓનીજ ચાલ ચાલશો)

**ફાયદો.** હકીકત જોતાં હજરતે (સલ) જેવું ફરમાવ્યું તેવુજ થયું કે આ ઉમ્મતની અવામ મખલુકમાં શિર્ક તથા બિદઅત ઘણાજ ફેલાયા, કબર પરસ્તી પીર પરસ્તી અને બદ એતકાદી સામાન્ય રીતે પ્રગટ છે યહુદ તથા નસારાને પગલે પગલે ચાલ્યા. એટલુંજ નહીં પણ તાજીયાવાળા અને પીર પરસ્તોએ એવી વાતો કાર્યો છે કે યહુદ તથા નસારાને પણ કદી સુઝ નહીં.†

૧૯૯૩ બોખારી તથા મુસલિમમાં નોઅમાન બીન બશીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જરૂર તમો તમારી સફો બરાબર કરો નહીં તો ખોદા તમારા દિલોમાં ફૂટ નાખશે.

**ફાયદો.** એટલે જમાઅતની સફ બરાબર નહીં થવાની આ અસર છે કે આપસમાં ફૂટ પડશે તકરાર થશે જેથી દુઃખ થશે.

૧૯૯૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ પોતાના મુમિન બંદાની તોબા કરવાથી તે પુરૂષથી પણ વધારે ખુશ થનાર છે કે જે એક ખુલ્લી (ચટપટ) હલાકીવાળી ઝમીનમાં ઉતર્યો હોય તેની સાથે તેની સ્વારી હોય તેના ઉપર તેનું ખાવાનું પીવાનું હોય ફરી તેણે માથું મુકયું અને સારી રીતે ઊંઘ્યો, અને જાગ્યો તો જુએ છે કે તેની સ્વારી ચાલી ગઇ. ફરી તેણે તેની ઢુંઢ કરી તે એટલાં સુધી કે તે પર ગરમી તરસ વગરેની સખતી થઇ તો તેણે પોતાના દિલને કહ્યું હું જ્યાં હતો ત્યાં પાછો જાઊં અને સૂઇ રહું તે એટલાં સુધી કે મરી જાઊં. ફરી તેણે પોતાનું માથું કાંડા [કલાઇ] ઉપર રાખીને ઊંઘ્યો કે મરી રહે, ફરી તે જાગ્યો તો જુએ છે કે તેની સ્વારી તેની પાસે છે તેના પર તેનું ભાથું તથા તેનું પાણી છે. તો મુમિન બંદો જે આ સ્વારી તથા ભાથાથી ખુશી થાય છે તેથી વધારે અલ્લાહ તેની તોબા કરવાથી ખુશ થાય છે.

**ફાયદો.** એટલે મુમિનની તોબાથી અલ્લાહની સમ્પૂર્ણ ખુશી થાય છે- બંદો અઝાબથી બચી જાય છે.

૧૯૯૫ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જરૂર લોકો ઉપર એવો વખત આવનાર છે કે આદમી આ વાતની પરવા કરશે નહીં કે તેણે જે માલ લીધો તે હલાલથી છે કે હરામથી છે.

**ફાયદો.** બદીની ફેલાશે દોલત મેળવવામાં ઘણો લોભ તથા પોચું ઈમાન હોવાને લીધે હરામ હલામમાં કંઇ જુદાઇ [તમીઝ] રહેશે નહીં. ચાહે લાંચથી મળે ચાહે ચોરીથી ચાહે ખરચી [ઝીનાની કમાઇ] થી ચાહે વ્યાજથી ચાહે દગા બાજીથી. આ વખતનો એવોજ હાલ છે કે જેવી રીતે મળે છે સાંભરે છે [ઓસડે છે] જાણે મોત કે કેયામતની કંઇ ખબર નથી.

૧૯૯૬ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જરૂર લોકો ઉપર એક વખત એવો આવવાનો છે કે કતલ કરનાર નહીં જાણશે કે કયા વાતમાં કતલ કરી, અને ન કતલ થઇલો જાણશે કે કયા બાબતમાં કતલ થયો.

**ફાયદો.** એટલે ઝમાનો એવો બગડશે કે વગર કારણે અને વગર સબબે ખૂના મરકી ચાલશે. આવો મોટો ગુનાહ લોકોને સેહલો લાગશે. જેમકે આપસની લડાઇ [ખાના જંગી] ઘણું કરીને વગર કારણે થાય છે. દિલ્લી તથા લખનૌના વાંકાઓમાં માત્ર આંખ મેળવવા ઉપર તલવાર ચાલે છે. આદમીની જાનને કીડી સમાન પણ જાણતા નથી. જાણે એઓજ માણસને ઉત્પન્ન કરે છે જેથી નાહકક જબહ કરે છે.

૧૯૯૭ બોખારીમાં અબુ સઈદ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે યાજૂજ માજૂજના નીકળવા પછી જરૂર બૈતુલ્લાહની હજ્જ તથા ઉમેરા થશે. *

**ફાયદો.** આથી જણાયું કે યાજૂજ માજૂજની હલાકી પછી ઇસ્લામ કાએમ રહેશે તથા

† અને અંગ્રેજોની રીત ભાતે ચાલવું એટલુંજ નહીં પણ તેની મદદ કરવી અને સ્કુલમાં શીખવવું એતો જાહેર છે. આ હજરતનો મોજેઝો છે. ગુ. મો.

* આથી જણાયું કે યુરોપવાળા અમે તેવી સખતાઇ કરશે પણ હજ્જ કેયામત સુધી બંધ પડશે નહીં. ગુ. મો.

હજ્જ ઉમરો અદા થશે. કેટલાક ઓલમા કહે છે કે તેઓના હલાક થયા પછી વીશ વર્ષ સુધી માણસોનું રહેવું થશે. વલ્લાહો આલમ.

૧૯૯૮ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ [રદી] થી રિવ... છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જરૂર મારી ઉમ્મતમાંથી સિત્તેર હઝાર અથવા સાત લાખ જંનતમાં જશે. [સંખ્યા વિષે અબુ હાઝેમ તાબેઇનને શક પડયો છે જે આ હદીસનો રાવી છે] તેઓ એક બીજા સાથે લાગેલા હશે એક બીજાને શોભાવનાર હશે તેઓના આગળા પાછળાઓ કરતાં આગળ જશે નહીં. (એટલે એક કતાર પ[ાં]ને એકી વેળા સર્વ સાથે અંદર જશે) તેઓના મોં પુનેમના ચંદ્ર જેવાં થશે.

*૧૯૯૯ બોખારી તથા મુસલિમમાં † અબ્દુલ્લાહ બીન મસઉદ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંના કેટલાક પુરૂપ મારી સામે લવાશે તે એટલાં સુધી કે જ્યારે હું તેઓને હોજે-કો[સર]નું પાણી આપવા ઝુકીશ તો તેઓ મારો પાસેથી હટાવાશે. તો હું કહીશ એ મારા પરવરદિગાર આ તો મારા સહાબા છે તો જવાબ મળશે કે ખચીત તારી પછી તેઓએ શું કર્યું એની તને ખબર નથી.

**ફાયદો** અરબના કેટલાંક ટોલાં નવાં મુસલમાન હજરત [સલ] પછી મુરતદ થયાં હતાં જેઓને સિદ્દીકે અકબરે [રદી] કતલ કર્યાં. આ હદીસમાં તેજ લોકો મતલબ છે.

૨૦૦૦ બોખારીમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેટલાક માણસોને તેઓના ગુનાહોને લીધે શિક્ષામાં અગ્નિની ઝાળ જરૂર લાગશે ફરી તેઓને અલ્લાહ પોતાની રહમતના ફઝલથી જંનતમાં દાખલ કરશે. તેઓ જહંમીયો કહેવાશે. ☞

**ફાયદો** નવાદેરૂલ ઓસૂલમાં રિવાયત છે કે આ લોકો જનાબે ઇલાહીમાં અરજ કરશે કે એ અલ્લાહ જેવી રીતે તેં પોતાના કરમથી અમને દોઝખથી કાઢયા તેવીજ રીતે આ લકબ (ટટલ જહંનમીનો) પણ દૂર કર. તો અલ્લાહ તઆલા એક ફિરસ્તાને મોકલશે, તે તેઓના માથાથી આ ખિતાબ મટાવશે. આ હદીસથી જણાયું કે બદકાર મુસલમાન હમેશ દોઝખમાં રહેશે નહીં. ઈમાનની બરકતથી આખર મુકિત મેળવશે.

૨૦૦૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નમાઝમાં દોઆ વખતે આસમાન તરફ આંખ ઉઠાવ્યાથી લોકો જરૂર અટકે નહીં તો જરૂર તેઓની આંખો છીણવાય જશે.

**ફાયદો** નમાઝમાં દોઆને વખતે આસમાન તરફ આંખ ઉપાડવી દુરૂસ્ત નથી. કારણ કે હક તઆલા જગ્યાથી પવિત્ર છે.

૨૦૦૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જુમઆને છોડવાથી લોકો બાજ રહે (કિનારે રહે) નહીં તો જરૂર અલ્લાહ તેઓના દિલો પર મોહોર (સિલ) કરશે ફરી જરૂર તેઓ ગફલત કરનારાઓમાં થશે.

**ફાયદો** એટલે જુમઆ છોડવાની આ સઝા છે કે દિલ પર ગફલતની છાપ પડે છે. અને જ્યારે ગફલત થઈ તો અલ્લાહની રહમતથી દૂર પડયો. આ હદીસથી જણાયું કે જુમઆની નમાઝ ફરજ છે. શરીઅતના ઓજર વગર છોડવી હરગીઝ દુરૂસ્ત નથી.

૨૦૦૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મરયમના છોકરા (ઇસા આ.) જરૂર રૌહાના માર્ગમાં લબ્બૈક કહેશે હજ્જ માટે અથવા ઉમરા માટે અથવા બંને માટે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે કેયામતની નજદીક જ્યારે હજરત ઇસા (અલે) આસમાનથી ઉતરશે તો શરીઅતે મોહમ્મદી ઉપર અમલ કરશે. અને કાબાની હજ્જ અથવા ઉમ-

---

† તોહફાવાળા કહે છે કે કરતાએ આ હદીસને બોખારી તથા મુસલિમની લખી છે. પણ એ માત્ર બોખારીમાં છે. ગુ. મો.

☞ આ હદીસથી જણાયું કે કેટલાક વાએજો જે લોકોને બેહકાવે છે કે હજરતની ઉમ્મતના કોઈ જહંનમમાં જશે નહીં સર્વ શફીઅ શફાઅતથી છુટી જશે તેઓ જુઠા છે. લોકોને ગુનાહ કરવા શીખવનાર છે. ગુ. મો.

રો કરશે. મક્કા તથા મદીનાની વચ્ચે એક જગ્યા છે તેનું નામ રૌહા છે.†

† શરહ મશારેકમાં છે કે આ જગ્યા મદીનાથી ૩૬ માઇલ ઉપર છે. ગુ. મો.

## ફસલ ૨ જી

આ ફસલમાં ઘણી તરેહની હદીસો છે.

૨૦૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોનાફિકની ત્રણ નિશાની છે. જ્યારે તે વાત કરે તો જૂઠ કહે, અને જ્યારે તે વાયદો કરે વિરૂધ્ધ કરે, અને જ્યારે અનામત રખાય તો ખિયાનત કરે. ‡

૨૦૦૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક કોમનો ભાણેજ તેઓમાંથી છે.

**ફાયદો** એટલે જ્યારે કોઈ પાસેનો સગો વારેસ નહીં રહે તો ભાણેજ પોતાના મામાનો વારેસ છે. અને મામો ભાણેજનો વારેસ છે.

૨૦૦૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હા, તમારામાંના બે પુરૂષોને જેટલો તાવ (બોખાર) ચઢે છે તેટલો મને તાવ ચઢે છે" અબ્દુલ્લાહ બીન મસઊદે (રદી) જ્યારે કહ્યું કે ઓ હજરત (સલ) આપને બોખારનું ઘણું જોર છે ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે જેટલી તકલીફ બે પુરૂષોને થાય છે તેટલી મારા પર થાય છે. તો ઘણી સખતાઇ થવીજ જોઇએ. હજરત (સલ) પર ઘણી તકલીફ થવાનું કારણ આ હતું કે તેથી સવાબ ઘણો થાય. કારણ કે જેટલી તકલીફ વધુ તેટલો સવાબ વધુ.

૨૦૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઓહોદ પર્વત અમને ચાહે છે અને અમો તેને ચાહીએ છીએ. [મોહબ્બત રાખીએ છીએ.]

૨૦૦૮ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કદી મારી પાસે ઘાટરડીના ખણખણાટની જેમ આવે છે. અને એ મને ઘણી ભારી પડે છે ફરી તે બંધ પડે છે. અને જે કંઈ કહ્યું હોય તે હું યાદ કરી લઉં છું. અને કદી મારી આગળ પુરૂષની શિકલમાં ફિરસ્તો આવે છે ને તે મારાથી વાત કરે છે. ફરી જે તે કહે છે તે હું સંભાળું છું?" હારેસ બીન હિશામે હજરત [સલ] ને સવાલ કર્યો કે કેવી રીતે આપની પાસે વહી આવે છે? ત્યારે હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** બોખારીમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મેં હજરત (સલ) ને જોયા કે કડકડતી ઠંડીમાં વહી આવતી તો હજરત [સલ] ના કપાળ પર પરસેવો ફુટતો હતો.

૨૦૦૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારી પાસે આવવા માટેનો તને હુકમ આજ છે કે તું પરદો ઉઠાવે અને મારા ભેદની વાતો સાંભળે. તે એટલાં સૂધી કે હું તેને મનાઈ કરૂં." આ હજરતે [સલ] અબ્દુલ્લાહ બીન મસઊદને ફરમાવ્યું. *

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] હજરત [સલ] ના ખાદિમ હતા. જ્યારે કુરઆનમાં આ હુકમ થયો કે હજરતના ઘરમાં લોક વગર હુકમે જાય નહીં ત્યારે હજરતે (સલ) અબ્દુલ્લાહને આ હદીસ ફરમાવી. એટલે તને વારે ઘડી હુકમ માંગવાની જરૂરત નથી. કેમકે ખિજમતના કામમાં હરકત પડશે. તારૂં ભીતર આવવું અને મારૂં મનાઇ

‡ આ હદીસનું વધુ બયાન હદીસ નં૦ ૧૫૨૫ માં છે. ગુ. મો.

* આ હદીસમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) ની મોટી ફજીલત છે. ગુ. મો.

નહીં કરવું એજ હુકમ આપવાની નિશાની છે. અને જ્યારે હું તને મના કરૂં તે વેળા આવવું દુરૂસ્ત નથી.

૨૦૧૦ બોખારીમાં અબુ ઐયુબ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અભાગ્ય આઓ તેને શું થયું ?" અને બોખારી તથા મુસલિમમાં આવી રીતે છે "અલ્લાહની તું બંદગી કરે અને તેની સાથે તું કોઇ ચીજને શરીક કરે નહીં. અને નમાઝને કાએમ કરે [ઠીક રીતે પઢે અથવા હમેશ પઢે) અને ઝકાત આપે અને સગાંઓથી ભલાઇ કરે. તુ મારી ઊંટડી છોડ" એક જંગલી માણસે હજરત [સલ] ની ઊંટડીની નાથ [નકીલ] પકડીને કહ્યું, એ રસૂલુલ્લાહ આપ મને એવું કામ બતાઓ જે મને જંનતની પાસે કરે અને જહંનમથી દૂર કરે તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત [સલ] ને તેના પૂછવાથી આશ્ચર્ય થયો કે ઇસ્લામના અહકામ પ્રગટ થયા. ફરી ખુલ્લી વાતને આવી દિલેરીથી શા માટે પૂછે છે ? ફરી ફરમાવ્યું કે તોહીદ, નમાઝ, ઝકાત અને સગાંઓથી સોલૂક કરવાથી જંનતથી નજદીકી અને દોઝખથી દૂરી મળે છે.

૨૦૧૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અસલમ ખોદા એને સલામત રાખો. અને ગેફાર ખોદા એની મગફેરત કરો. તમો જાણો કે મેં એ કહ્યું નથી પણ અલ્લાહે એ કહ્યું છે." અને ખોફાફ બીન ઐમા (રદી) ની રિવાયતમાં છે "ગેફાર ખોદા એની મગફેરત કરો. અને અસલમ ખોદા એને સલામત રાખો. અને ઓસૈયાએ અલ્લાહની તથા તેના રસૂલની નાફરમાની કરી. ઓ અલ્લાહ તું બની લેહયાન પર લાનત કર અને રેઅલ તથા જકવાન પર લાનત કર.

**ફાયદો** અસલમ તથા ગેફાર બે કોમો હતી વગર લડે ઇમાન લાવી હતી. હજરતે [સલ] તેઓ માટે બિશારત તથા દોઆ કરી. અને ઓસૈયા, બની લેહયાન, રઅલ અને જકવાન ચાર કોમ હતી તેઓએ હજરત (સલ) ના સહાબાને દગાથી કતલ કર્યા. માટે હજરતે [સલ] તેઓને બદ–દોઓ કરી (શ્રાપ આપ્યો.)

૨૦૧૨ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક કુતરયા દાંતવાળા દરિન્દા (ફાડી ખાનાર જાનવર) ને ખાવું હરામ છે.

**ફાયદો** એટલે જે જાનવરના નોકદાર દાંત હોય અને તે દરિન્દુ પણ હોય એટલે બીજા જાનવરને ચીરી ફાડીને ખાતું હોય તે હરામ છે. જેમકે વાઘ, ચીતો, વરૂ, કુતરૂં બીલાડી કોહલું શિયાળ વગેરે. ઇમામ આજમ ઇમામ શાફેઈ તથા ઇમામ અહમદ (રહ) નો આજ મજહબ છે. પણ ઇમામ માલિક (રહ) ના મજહબમાં બે રિવાયતો છે એક હરામની અને બીજી મકરૂહની. પણ જેને નોકદાર દાંત તો હોય પણ દરિન્દુ નહોય જેવું કે ઊંટ તે હલાલ છે.

૨૦૧૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઝમઆ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ પોતાની બાયડીને ગુલામની જેમ કોરડા કયાં સૂધી માર્યા કરશે? કદાપી તેજ શખસ દિવસની આખરીમાં તેને સૂવડાવશે.

**ફાયદો** એટલે શરીઅતની તથા અકલની રૂએ લાએક નથી કે જેને પોતાની પાસે સૂવડાવે તેને એવી રીતે સખત માર મારે. સવારના મારવું અને સાંઝના પોતાની પાસે સૂવડાવવું આદમી પણાને છાજતું નથી.

૨૦૧૪ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઝમઆ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ જે કામ પોતે કરે તેવાંથી કયાં સૂધી હસશે.

**ફાયદો** એક શખ્સે પાદ મારી અને બીજો પુરૂષ હસ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જે પોતે કરે તે પર હસવાનું કેવું ? આથી જણાયું કે પાદ વિષે હસવું દુરસ્ત નથી. કેમકે બેઅદબી તથા બીજાની શરમિન્ગી છે.

૨૦૧૫ મુસલિમમાં અબુ હોમેદ સાએદી (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તેં તેને શા માટે નહીં ઢાંક્યું ? કંઇ નહીં તો તે પર એક લાકડીજ મુકતે." અબુ હોમેદ [રદી] જ્યારે હજરત [સલ] ની પાસે દૂધનું પ્યાળું લાવ્યા ત્યારે હજરતે તેમને આ ફરમાવ્યું.

ફાયદો હજરતે [સલ] આ અદબ શીખવ્યો કે વાસણને ખુલ્લું રાખવું નહીં જોઈએ. કે તેમાં કોઈ ચીજ પડે નહીં. જો કંઈજ ચીજ ઢાંકવાની નહીં મળે તો તે પર એક લાકડી રાખે.

૨૦૧૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેયામતના દિવસે વોજુની અસરથી મારી ઉમ્મતના મોં તથા હાથ પગ ચમકતાં [પંચકલ્યાન] થશે.

ફાયદો એટલે જે જે જગ્યા ઉપર વોજુનું પાણી લાગે છે તે કેયામતમાં પ્રકાશીત થશે.

૨૦૧૭ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તો અમારો ભાઇ તથા મોલા (આઝાદ કરેલો) છે " આ હજરતે (સલ) ઝેદ બીન હારેસા (રદી) ને ફરમાવ્યું. ¶

૨૦૧૮ બોખારીમાં ઉરવા બીન ઝોબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તો મારો ભાઇ અલ્લાહના દીનમાં તથા તેની કિતાબમાં છે. અને તે [એટલે આએશા] મને હલાલ છે." જ્યારે હજરતે આએશા (રદી) ની માંગણી કરી તો અબુ બકર સિદ્દીકે [રદી] કહ્યું હું તો તમારો ભાઇજ છું.¶ ત્યારે હજરતે તેમને આ ફરમાવ્યું. આવી રીતે મુરસલ હદીસ રિવાયત થઇ છે. અને એ હદીસ હજરત આએશા [રદી] નો છે હજરત [સલ] થી રિવાયત થઇલી.

ફાયદો હજરત આએશા (રદી) ની માંગણી વેળા હજરત અબુ બકર સિદ્દીક (રદી) આ ઉજર (કારણ) કર્યો કે હજરત (સલ) મને ભાઇ ફરમાવ્યા કરે છે. તો ભાઇની દીકરીથી કેવી રીતે નિકાહ દુરૂસ્ત થાય? હજરતે જવાબ આપ્યો કે અમારે અને તારે દીની ભાઇ પણું છે એથી હરામ પણું સિધ્ધ થતું નથી હરામ પણું તો સગા (નસબ) ની રૂએ ભાઈ પણું છે

૨૦૧૯ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આજના દિવસે તમો ઝમીનવાળાઓથી અફઝલ (શ્રેષ્ઠ) છો " આ હજરતે (સલ) જંગે હોદેબીયાને દિવસે ફરમાવ્યું. અને તેઓ ચઉદસો હતા.

ફાયદો તે દિવસે સહાબાએ મરવા ઉપર સ્થાપના (બેઅત) કરી હતી. એટલે આ મેદાનમાં તુકડે તુકડા થશે પણ અમો કદમ ખસેડવાના નહીં. ત્યારે હજરતે (શલ) તેમને આ બિશારત આપી. અને એક રિવાયતમાં છે કે પંદર સો સહાબી હતા.

* ૨૦૨૦ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું જેની મોહબ્બત રાખે છે તેની સાથે થશે.

ફાયદો અનસ (રદી) થી રિવાયત છે કે એક પુરૂષે પૂછયું ઓ રસૂલુલ્લાહ કેયામત કયારે થશે? હજરતે (સલ) ફરમાવ્યું તેં કેયામત માટે કયો સમાન કર્યો છે જે પુછે છે? તેણે કહ્યું કંઇ સામાન નથી, નવધારે નમાઝ છે અને નવધારે રોજા છે. * પણ હું ખોદાની તથા તેના રસૂલની મોહબ્બત રાખું છું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે કેયામતમાં તું મોહબ્બતને લીધે અમારે સાથે થશે. આથી જણાયું કે પેગમ્બરો તથા વલીયોની સાચી મોહબ્બત મુક્તિનું ઉમદા સાંધન છે. અને આ પણ આ હદીસથી સિધ્ધ થાય છે કે કાફેરો તથા ફાસેકોની મોહબ્બત બદબખતીની નિશાની છે.

---

¶ ઝેદ બીન હારેસા [રદી] એ હજરત હમઝાની છોકરી પાલવા માટે દાવો કર્યો અને ચુકાદો હજરત જાફર માટે અપાયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ઝેદને દિલાસા માટે કહી. વાંચો હદીસ નાં૦ ૪૯૯ ગુ. મો.

¶ આથી જણાયું કે સહાબા હજરત ઉપર ભાઇનો શબ્દ વાપરતા હતા. ગુ. મો.

* એટલે જરૂરત જોગી ઇબાદત કરૂં છું વધારે ઇબાદત કરી નથી. આટલી ઈબાદત પણ જો થઇ હોય તોજ મોહબ્બતનો દાવો થઇ શકે છે. ફરજ સુંનત ચટ કરવાથી મોહબ્બતનો દાવો ખોટો પડે છે. અને આ હદીસમાં સવાલ કેયામત કયારે થશેનો છે પણ તેનો જવાબ અપાયો નથી તેનું કારણ મિરકાત વગેરેમાં છે કે એ જવાબ આપવો અશકય છે. માટે ફરી કેયામતની નિશાનીયો બયાન કરી. કેયામત કયારે થશે તેની કોઇને ખબર નથી. ગુ. મો.

કારણ કે દરેક શખ્સનો હશ્ર (કયામતમાં ઉઠવું) પોતાના દોસ્તની સાથે થશે.

૨૦૨૧ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું મારો છે અને હું તારો છું." આ હજરતે (સલ) હજરત અલી (રદી) માટે ફરમાવ્યું. *

**ફાયદો** એટલે સમ્પૂર્ણ એકયતા (કમાલ ઇત્તેહાદ) છે બેતકલ્લોફી છે. આ હદીસથી અલી મુરતઝાની ઘણી નજદીકી તથા બુઝુરગી સિધ્ધ થઇ.

૨૦૨૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેજ છે મોટી થઇ ગઇ તારી ઉમર મોટી થાય નહીં." અનસ બીન માલિક (રદી) ની મા ઉમ્મે સોલૈમ (રદી) ની પાસે એક યતીમ છોકરી હતી તેણીને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હજરતે (સલ) હસીની રૂએ ફરમાવ્યું બદદોઆ કરવાની મતલબ નથી જેમકે અધ્યાય પાંચમામાં એનું બયાન વિસ્તારથી થયું છે. §

૨૦૨૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતને દિવસ લોકોમાં પ્રથમ ઇનસાફ ખુન વિષે થશે.

**ફાયદો** આથી જણાયું કે નાહક ખૂન કરવું ખોદાને ઘણુંજ ના પસંદ છે. અને એ એવો સખત ગુનોહ છે કે કેયામતમાં પ્રથમ ખુન વહેવાના મોકદ્દમા રોજુ થઇને ફેસલ થશે. ઇબાદતમાં પ્રથમ નમાઝનો સવાલ થશે અને મામલાત (વ્યવહાર) માં ખુનનો (પ્રથમ) ફેસલો થશે.

* હજરત અલીએ (રદી) હજરત હમઝા (રદી) ની છોકરીને પાલવાનો દાવો કર્યો અને ચુકાદો હજરત જાફર માટે અપાયો ત્યારે તેમનું દિલ રાખવા હજરતે આ હદીસ ફરમાવી. વાંચો હદીસ ના૦ ૪૯૯. આ હદીસથી શીઆ હજરત અલીની ખિલાફતનો આધાર લે છે પણ એવા શબ્દો જોલેબીબ માટે પણ ફરમાવ્યા છે. વાંચો હદીસ ના૦ ૧૬૯૮ તથા ૧૭૮૫. ગુ. મો.

§ વાંચો હદીસ ના૦ ૧૦૫૨ ગુ. મો.

૨૦૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વાહ, આ તો ઠીક વ્યાજજ છે તું નહીં કર. પણ જ્યારે તું ખજૂર ખરીદવા ચાહે તો પ્રથમ તેને વેચ ફરી બીજા વેચાણથી તેને ખરીદ" જ્યારે બિલાલ (રદી) હજરત (સલ) પાસે બરની જાતનું ખજૂર લાવ્યા અને કહ્યું અમારી પાસે નબળુ ખજૂર હતું તો મેં બે સાઅ ખજૂર આપીને એક સાઅ ખજૂર લીધું, નબી સાહેબ (સલ) ના ખાવા માટે ત્યારે હજરતે આ તેમને ફરમાવ્યું. અને બોખારીની રિવાયતમાં વાહ, વાહ, બે વાર છે.

**ફાયદો** એટલે એક જાતની વસ્તુને ઓછી વધારે કરીને વેચવું બદલવું એનુંજ નામ વ્યાજ છે. પણ જ્યારે નબળી ચીજને સારી ચીજથી બદલવી હોય તો તેની આ તદબીર છે કે હલકી ચીજને વેચે ફરી તે કીમતથી સારી ચીજ ખરી દે. આ વ્યાજ નથી. કારણ કે જાત બદલાઇ ગઇ. એમ થવામાં ઓછું વધતાનો કશો દોશ નથી.

૨૦૨૫ મુસલિમમાં નોબૈશા બીન હોઝલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઐયામે તશરીક એ ખાવા પીવાના તથા અલ્લાની યાદના દિવસ છે.

**ફાયદો** કુરબાનીની ઇદ પછી ત્રણ દિવસ અગિયારમી બારમી અને તેરમીને ઐયામે તશરીક કહે છે. એટલે એ ખાવા પીવાના દિવસ છે એમાં રોઝો રાખવો દુરૂસ્ત નથી. વર્ષમાં પાંચ દિવસ રોઝા રાખવા હરામ છે ઇદે ફિતર (રમઝાનની ઇદ) ઇદે અદહા (બકર ઇદ) અને ઐયામે તશરીકમાં.

૨૦૨૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હું કાલે કયાં થઇશ. હું કાલે કયાં થઇશ (કયાં રહીશ)" જે બીમારીમાં હજરત (સલ) ની વફાત થઇ તેમાં હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) ની દસ્તૂર હતી કે સઘળી બીબીયોને ઘેર એક એક દિવસ રહેતા હતા. પણ હજરત આએશા (રદી) ને ઘણા

ચાહતા હતા. જ્યારે મોતની બીમારીમાં માંદા થયા ત્યારે આ હદીસ ફરમાવી. એટલે કાલે કઈ બીબીની વારી થશે. આ વાતથી બીબીયો સમજી કે હજરત (સલ) નું દિલ આજ ચાહે છે કે હજરત આએશા [રદી] ના ઘરમાં રહે. સર્વેએ ખુશીથી છુટટી આપી કે આપ આએશા (રદી) ના ઘરમાં રહો. અમે પોતાની વારી માફ કરી. હજરત (સલ) ઘણા ખુશી થયા ફરી ત્યાં રહ્યા. અને ત્યાંજ ઇનતેકાલ થયો અને ત્યાંજ દફન થયા. આ હદીસથી હજરત આએશા (રદી) ની મોટી ફજીલત સિધ્ધ થઇ.

૨૦૨૭ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ સોમૈયાના છોકરા સખતાઇ પામનાર તને બાગી ટોલું કતલ કરશે.

**ફાયદો** અમ્માર (રદી) ની માનું નામ સોમૈયા હતું. અમ્માર અલી [રદી] ના સાથી હતા. જ્યારે હજરત મોઆવીયા તથા હજરત અલી (રદી) માં લડાઇ થઇ ત્યારે અમ્માર શહીદ થયા. આ હદીસથી સિધ્ધ થયું કે ઇમામે બરહક અલી મુરતજા (રદી) હતા. અને મોઆવીયા (રદ) નું લશકર બાગી હતું. @

૨૦૨૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમાનદારને આટલું જૂઠ બસ છે કે તે જે સાંભળે તે બયાન કરે.

**ફાયદો** એટલે જૂઠ માત્ર આ ચીજનુંજ નામ નથી કે પોતાની તરફથી વાત બનાવે અને જૂઠ ઘડે પણ આ પણ જૂઠમાંથી છે કે જે વાત સાંભળે વગર તપાસે તેને કહેવા લાગે. કારણ કે ઘણી ખબરો જૂઠી ફેલાય છે. માટે અકલવાળા ઇમાનદારને તેની તહકીક કરવી જરૂર છે. વગર તહકીક કોઇ વાત ઝબાનથી કાઢે નહીં. એજ માટે ઓલમાએ હદીસે હદીસની તપાસમાં ઘણી મેહનત કરી છે. અને ઘણી સારી રીતે છાંટી છાંટીને સહી હદીસને જઇફ તથા મોજૂઅથી જૂદી પાડી છે. અલ્લાહ તઆલા તેમના દરજા [પદવી] બોલંદ કરો. માટે અકલવાળા મુસલમાનને લાજેમ છે કે જે કોઇથી હદીસ સાંભળે અથવા કોઇ કિતાબમાં જુએ તો જ્યાં સુધી હદીસની મોતબર કિતાબોમાં તેની સનદ મળે નહીં ત્યાં સુધી માને નહીં.

૨૦૨૯ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ:હો આ માલ લાભ કારક છે. અને જે તેં કહ્યું તે મેં સાંભળ્યું. અને હું જાણું છું (ઠીક લાગે છે) કે તું એને (પોતાના) સગાંઓમાં આપે " આ હજરતે [સલ] અબુ તલહા [રદી] ને ફરમાવ્યું.

**ફાયદો** કુરઆનમાં જ્યારે આ મજમૂનની આયત ઉતરી કે "તમો જ્યાં સુધી પોતાની પ્યારી ચીજને (ખોદાના માર્ગમાં) ખરચશો નહીં ત્યાં સુધી નકીને મેળવશો નહીં " તો અબુ તલહા અનસારીએ કહ્યું ખોદા આવી રીતે ફરમાવે છે અને મારા સર્વ તરેહના માલથી બેરોહા નામનો બગીચો ઘણો પ્યારો છે. તેને મેં ખોદાના માર્ગમાં આપ્યો. માટે ઓ હજરત (સલ) આપ જે ચાહો તે એને કરો અને જેને આપવું ઘટે તેને આપો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરત ઘણાજ ખુશ થયા અને તેની તારીફ કરી અને તે બાગને અબુ તલહાના સગાંઓને આપ્યો. આથી જણાયું કે ખેરાત આપવામાં બીજાઓ કરતાં સગાં પ્રથમ છે. આ બાગ મદીનામાં ઘણો ઉમદા હતો હજરત [સલ] ની મસજીદને સામે હતો અને તેનું પાણી ઘણુંજ મીઠું હતું. હજરત [સલ] ઘણી વેળા તેમાં પધારતા હતા. અને તેનું પાણી પીતા હતા. સમ્પૂર્ણ ઇમાનની આજ નિશાની છે કે પોતાની ઘણી પ્યારી વસ્તુને ખોદાના માર્ગમાં કુરબાન કરે.

૨૦૩૦ મુસલિમમાં જાબેર [રદી] થી .રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેમ નહીં (હા,) તો તું તારી ખજૂરીઓને તોડ ફરી કદાપી તું ખેરાત કરશે અથવા કોઇ ભલું કામ કરશે." આ હજરતે જાબેરની ખાલાને ફરમાવ્યું. અને જુઓ તો તેણીને તલાક થઇ હતી. ફરી તેણીએ વિચાર કર્યો હતો કે પોતાની ખજૂરીના ખજૂરને તોડે તો તેને એક પુરૂષે નીકળવાની મનાઇ કરી.

**ફાયદો** ઇમામ શાફેઇ [રહ] નો આજ મ-

@ એ વિષે હદીસ નાં૦ ૧૫૭૨ ની નોટમાં કેટલુંક બયાન થયું છે. મુ. મો.

મઝહબ છે કે સ્ત્રીને જરૂરતને લીધે ઇદ્દતમાં ઘરથી બહાર નીકળવું દુરૂસ્ત છે.

૨૦૩૧ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે ઘરમાં ખજૂર નહોય તે ઘરવાળા ભુખ્યા છે.

**ફાયદો** હજરતે મદીનાવાળાઓ માટે આ ફરમાવ્યું. કારણકે તેઓનો વધુ ખોરાક ખજૂર છે.

૨૦૩૨ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બંદા અને કુફરમાં નમાઝ છોડવું છે (નમાઝ છોડવાથી એમાં કંઇ ફરક રહેતો નથી.)

**ફાયદો** એટલે ઇમાનની નિશાની નમાઝ છે. જ્યારે આદમી જાણી બુઝીને નમાઝ છોડે તો કુફરમાં અને તેનામાં કંઇ છેટો રહો નહીં. કાફેર થઇ ગયો. ઇમામ અહમદ, ઇસહાક અને અબ્દુલ્લાહ બીન મોબારકનો આજ મજહબ છે. અને ઇમામ માલિક તથા શાફેઇ (રહ) ના મજહબમાં કાફેર તો નહીં થયો પણ કતલ કરવાને લાએક (વાજેબુલ કતલ) થયો. અને ઝોહરી તથા ઇમામ આઝમ (રહ) ના મજહબમાં જાણી બુઝીને નમાઝ છોડવાથી ન તો કાફેર છે અને ન તે વાજેબુલ કતલ છે. પણ જ્યાં સુધી નમાઝ નહીં પઢે તેને મારવું તથા કેદમાં રાખવું જોઇએ. તો ઇમામ આઝમ (રહ) ની નજદીક આ હદીસની આ મતલબ છે કે જો નકારતી રૂએ નમાઝ છોડે તો કાફેર છે. અથવા કુફર સરખો છે. મુસલમાનોને લાઝેમ છે કે નમાઝ છોડવાને સહેલું સમજે નહીં. ફુરસતને ગનીમત જાણીને જલદી તોબહ કરે અને નમાઝ માટે તૈયાર થાય.

૨૦૩૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મોગફફલ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક બે બાંગો (એટલે અઝાન તથા ઇકામત) વચ્ચે નમાઝ છે. દરેક બે બાંગો વચ્ચે નમાઝ છે. ફરી ત્રીજી વાર કહ્યું જેને જોઇએ તે પઢે. (એટલે વાજેબ નથી.)

૨૦૩૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન સલામ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તે બાગ તે ઇસ્લામનો બાગ છે. અને તે થામલો તે ઇસ્લામનો થામલો છે. અને રસી તે મજબૂત રસી (ઇસ્લામની રસી) છે. અને તું મરતા સુધી ઇસ્લામ પર રહેશે." જ્યારે અબ્દુલ્લાહ બીન સલામે પોતાનું સ્વપ્નું હજરતને કહ્યું ત્યારે હજરતે (સલ) આ તેમને ફરમાવ્યું.

**ફાયદો** ખ્વાબમાં બાગ, થમ્ભ, અને રસી જોયાં હતાં હજરતે તેની તાબીર (મતલબ) કહી હતી. જેમકે એનું બયાન વિસ્તારથી સાતમાં અધ્યાયમાં આવી ગયું છે. *

૨૦૩૫ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે ફિરશતા હતા. તારૂં પઢવું સાંભળતા હતા. અને જો તું પઢયા કરતે તો લોકો તેઓને સવારના જોતે. તેઓ છૂપતે નહીં." ઓસૈદ બીન હોઝેર (રદી) એક રાત્રે સૂરા કહફ પઢી અને તેમની પાસે એક ઘોડો બે ડોરડામાં બંધાયો હતો. તેના ઉપર એક વાદળીએ છાયા કરી (તેમાં દીવા બળતા હતા.) ફરી તે વાદળીઘડી ઘડી નજદીક થતી ગઇ અને તે ઘોડો તેનાથી ભડકતો હતો તે વિષે હજરતે (સલ) આ તેમને ફરમાવ્યું.

**ફાયદો** બોખારીમાં પૂરો કિસ્સો આવી રીતે છે કે ઓસૈદ બીન હોઝેરનો છોકરો તેમની પાસે સૂતો હતો તેવણના ઘોડાના ભડકવાથી ડર્યા કે કદાપી છોકરો છુંદાય નહીં. અને કુરઆન પઢવું બંધ પાડયું. વાદળી પણ ગેબ થઇ. સવારે આ હાલ હજરત (સલ) આગળ કહો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે કુરઆન સાંભળવા ફિરસ્તા હાજર થાય છે. હર કોઇને નજર આવતા નથી.

૨૦૩૬ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ એક સત્ય વાત છે જેને જીન્નો લઇ ભાગે છે અને ફરી પોતાના દોસ્તના કાનમાં નાખે છે. ફરી તે તેમાં સો જૂઠનો ઉમેરો કરે છે." હજરત આએશા [રદી] એ કહ્યું કે કાહેનો કોઇ ચીજ અમને બયાન કરે છે ફરી અમો તેને ખરી પડેલી જોઇએ છીએ ત્યારે હજરતે [સલ] તેણીને આ કહ્યું.

**ફાયદો** અરબમાં કેટલાક લોકો હતા જીન્નાતથી તેઓને મુલાકાત રહેતી હતી. તેઓને પૂછીને આઇન્દાની ખબરો લોકોને બતાવતા હતા.

* વાંચો. હદીસ નાં૦ ૧૪૯૫. ગુ. મો.

કીને ઇસ્લામમાં હુકમ થયો કે ખોદા સિવાય કોઈ ગેબ જાણતું નથી કાહેન જૂઠા બેહકીકત છે તેઓથી હાલ દરયાફત કરવો દુરસ્ત નથી. હજરત આએશાએ (રદી) પૂછયું કે ઓ હજરત ! જો કાહેન જૂઠા છે તો તેનું શું કારણ છે કે તેઓની વાત સાચી પણ પડે છે ? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જે આ જગતમાં થાય છે તેના વિષે ફિરસ્તાઓને હુકમ થાય છે ફિરસ્તા આસમાન પર પ્રથમ પોતામાં તેની વાત ચીત કરે છે. શૈતાન અને જીન્ન ત્યાં જઇને સાંભળી આવે છે અને પોતાના પૂજક દોસ્તોને બતાવે છે. તે લોકો એક સાચને સાથે સો જૂઠ મેળવીને લોકોને કહે છે. તેજ એક વાત તો સાચી પડે છે અને બાકીની વાહીયાત. નાદાન લોકો તેજ એક સાચી વાતને આધારે માનનાર થાય છે. અને તેઓની જૂઠી ઘણી વાતોને પોતાની નાદાનીને અને મૂર્ખાઇને લીધે યાદ રાખતા નથી.

૨૦૩૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે તો નિર્મળ ઈમાન છે " એટલે વસવસો. વસવસા વિષે પૂછ થઇ ત્યારે હજરતે આ ફરમાવ્યું. અને તે આ છે કે માણસને પોતાના દિલમાં એવી વાત જણાય જેને બોલવું ભારી પડે. અને બીજી રિવાયતમાં અબુ હોરેરાથી આવી રીતે છે કે આ ચોખ્ખુ ઈમાન છે. આ હદીસ પણ માત્ર મુસલિમે રિવાયત કરી છે.

**ફાયદો** મિશકાતમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે કેટલાક સહાબાએ હજરત (સલ) પાસે આવીને પૂછયું કે ઓ હજરત અમારા દિલોમાં ઘણાંજ બુરા બુરા ખ્યાલ આવે છે જેને અમો ઝબાન પર લાવવો મોટો ગુનોહ સમજીએ છીએ ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે બુરા ખ્યાલને બુરો જાણવો અને ઝબાન પર નહીં લાવવો ઈમાનની નિશાની છે. જો દિલમાં ઈમાન નહોત તો કોણ રોકત ? અને આ મતલબ નથી કે બુરા ખ્યાલ આવવા ચોખ્ખુ ઈમાન છે. જેમ કે અબુ દાઊદમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે. કે એક પુરૂષે હજરત (સલ) ને કહ્યું કે મારા દિલમાં કોઇક એવો બુરો ખ્યાલ આવે છે કે જો હું બળીને કોયલો થાઊં તોએ જીભથી તેને કાઢું નહી. હજરતે (સલ) ફરમાવ્યું ખોદાનું શુકર કે તેણે શૈતાનનું કામ વસવસાથી ટાલ્યું. એટલે શૈતાન કાફરોથી તો શિર્ક અને બુત પરસ્તી કરાવે છે પણ ઈમાનવાળા પર બુરો ખ્યાલ નાંખવા સિવાય તેનું કશું જોર ચાલતું નથી. વસવસાનો ઉપાય આ છે કે તે તરફ ધ્યાન કરે નહીં. અને અલ્લાહ પાસે પનાહ અને બચાવ માંગે, લા હવલ પઢે અને લાએલાહની જીકર કરે કેમકે એ કીમ્યા સમાન છે.

૨૦૩૮ મુસલિમમાં રાફેઅ બીન ખદીજ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુતરાની કીંમત હરામ છે. વ્યભિચારના ખરચી હરામ છે અને રૂમડી ખેંચનારની કમાઇ નાપાક છે.

**ફાયદો** ઇમામ શાફેઇ (રહ) ની નજદીક આ હદીસ પરમાણે કુતરાની કીંમત હલાલ નથી અને ઇમામ આજમ (રહ) ની નજદીક હલાલ છે. તો એમની નજદીક હદીસની મતલબ આ છે કે જો કુતરૂં શિકારી કે સંભાળ માટેનું નહીં હોય તો તેની કીંમત હરામ છે. અને ખરચી (વેશ્યા મજદુરી) એ તો એક મતે હરામ છે. અને રૂમડી ખેંચવાની કમાઇ આ હદીસ પરમાણે ઇમામ અહમદ (રહ) ની નજદીક હરામ છે. અને બીજા ઇમામોની નજદીક હરામ નથી પણ મકરૂહ છે. કેમકે નજાસતથી કોરી નથી.

૨૦૩૯ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારૂં તેને મોહબ્બત કરવું તને જંનતમાં લઇ જશે." એટલે કુલ હોવલ્લાહની મોહબ્બત.

**ફાયદો** એક શખ્સે હજરત (સલ) ને કહ્યું ઓ હજરત ! હું ગરા ઇખલાસ એટલે કુલ હોવલ્લાહને ઘણી પ્યારી જાણું છું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૨૦૪૦ મુસલિમમાં બોરેદાં બીન ઓસૈબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેહાદ કરનારાઓની ... તેઓની હુરમત ઘેર બેસનારાઓ પર તેઓની માની હુરમત (ઇજ્જત) જેવી છે

જેહાદ કરનારાઓના ઘરબારની દેખરેખ રાખતો ઘેર બેસનાર પુરૂષ (જેહાદમાં નહીં જનાર) કંઇ તેઓમાં ખીયાનત કરશે તો તે કેયામતને દિવસે ખડો કરવામાં આવશે ફરી તે (જેહાદ કરનાર) તેના નેક અમલમાંથી જેટલાં ચાહશે લેશે. ફરી રસૂલુલ્લાહે અમારી તરફ જોઇને કહ્યું તમો શું ધારો છો ?

**ફાયદો** એટલે એને સત્ય જાણો છો કે કંઇ સન્દેહ છે.

૨૦૪૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બંનેનો હિસાબ અલ્લાહની આગળ છે. તમારામાંનો એક તો જૂઠો છે. તને આ સ્ત્રી પર કંઇ કાબુ નથી." હજરતે (સલ) આ બંને લેઆન કરનારાને કહ્યું.

**ફાયદો** એક શખ્સે પોતાની સ્ત્રીને બદકારીની એબ લગાડી. તેણીએ નકાર કર્યો. બંનેએ આપસમાં કસમ ખાધી અને જૂઠા પર લાનત કરીને (લેઆન કરીને) જૂદા પડયાં ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે બેમાનું એક ખાતરીથી જૂઠું છે. અગર જો શરીઅત પ્રમાણે કોઇનું જૂઠ સિધ્ધ થયું નથી પણ કેયામતમાં ખોદા હિસાબ કરશે. ફરી ખાવિન્દે જે માલ બાયડીને આપ્યો હતો તે માંગ્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે તને હવે તેને આપેલા માલ પર કાબુ કે અખત્યાર નથી. જો તું સાચો છે તો તે માલ સમ્ભોગના બદલામાં ગયો, અને જો સ્ત્રી સાચી છે તો માલનું લેવું આદમી પણાથી ઘણું દૂર છે.

૨૦૪૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મુસલમાનના મુસલમાન પર પાંચ હક છે. [૧] સલામનો જવાબ વાળવો [૨] બીમારની બીમાર પુરસી કરવી (૩) જનાઝાની પાછળ જવું [૪] દઅવતને કબૂલ કરવી અને [૫] છીંકનો જવાબ આપવો [એટલે યરહમોક—લ્લાહ કહેવું.]

૨૦૪૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મુસલમાન પર મુસલમાનના છ હક છે. લોકોએ પૂછયું તે કયાં છે. ? ઓ રસૂલુલ્લાહ ! હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું તેની મુલાકાત કરે તો તેને સલામ કરે * અને જ્યારે તે તને નોતરે તો નોતરૂં કબૂલ રાખે. અને જ્યારે તારેથી નસીહત ચાહે તો તેને નેક નસીહત કરે. અને જ્યારે છીંક ખાય અને અલ હમ્દો લિલ્લાહ કહે તો તેને જવાબ આપે. (એટલે યરહમોક-લ્લાહ કહે) અને જ્યારે તે માંદો થાય તો તેની ખબર લ્યે. અને જ્યારે તે મરે તો તેના જનાઝાની સાથે ચાલે.

**ફાયદો** પ્રથમ હદીસમાં પાંચ હક ફરમાવ્યાં અને આ હદીસમાં છ તો મતલબ આ છે કે ઇસ્લામના હક પાંચ કે છમાં અટકેલાં નથી તે ઘણાં છે. પણ જેની જરૂરત ઘણી જોઈ તે ફરમાવ્યું કદી પાંચ કદી છ અને કદી ઓછાં વધારે.

૨૦૪૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહનું હક દરેક મુસલમાન પર છે કે તે દર સાત દિવસમાં ગોસલ કરે પોતાના માથાને અને પોતાના બદનને ધુએ" અને બીજી રિવાયતમાં છે "અલ્લાહ માટે (એટલે અલ્લાહનું) દરેક મુસલમાન પર હક છે કે તે દરેક સાત દિવસમાં એક દિવસ ગોસલ કરે. (એટલે જુમઆને દિવસ ગોસલ કરવું મુસ્તહબ છે.) †

૨૦૪૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે (ઊંટડી) નું પાણી ઉપર દોહવું તથા તેની ડોલને માંગેલી આપવી અને તેના નરને માંગેલો આપવો (એટલે ઊંટડી ગાભણ કરવા માટે) અને તેને દૂધ પીવા (ગરીબોને) આપવી અને અલ્લાહના માર્ગમાં તે પર બોજ લાદવો (એટલે જેહાદ કરનારને સ્વાર કરવો અથવા અસબાબ લાદવો)" આ હજરતે (સલ) તે પુરૂષને ફરમાવ્યું કે જેણે કહ્યું કે ઓ રસૂલુલ્લાહ

* આથી જણાયું કે જેઓ મુલાકાત વેળા આદાબ બંદગી અને એના મળતા શબ્દો વાપરે છે તેઓ સુંનત વિરૂધ્ધ કરવા છતાં મુસલમાનનું હક પણ નાશ કરે છે. અને દોઆ લેવાથી સુંનતના સવાબથી પોતે અભાગ્યો રહે છે. ગ્રા. મો.

† વાંચો હદીસ નં૦ ૧૩૨૨ ગ્રા. મો.

ઊંટ વિષે શું હક છે (એટલે તેને રાખવામાં કયું હક્ક લાગુ પડે છે તથા કયી કયી ચીજ તેના માલિકને યોગ્ય છે.)

**ફાયદો** અરબની દસ્તૂર હતી કે જ્યારે તળાવ કે કૂવા ઉપર ઊંટોને પાણી પાવા લઇ જતા તો દૂધ દોહતા અને ગરીબોને આપતા.

૨૦૪૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારો હોજ મહિનાના રસતા સુધીનો છે. તેનું પાણી દૂધથી વધુ ઉજળું છે. અને તેની ખુશબો કસ્તુરીથી ઘણી છે. અને તેના કૂઆ આસમાનના તારા જેવા છે. જે કોઇ તેથી પીશે તે કદી તરસો થશે નહીં. ‡

**ફાયદો** જો કે તરસ તો એક વારના પીવાથી મટી જશે પણ જંનતવાળા લેહજતને માટે તેને પીયા કરશે.

૨૦૪૭ મુસલિમમાં ઉમ્મુદ-દરદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન પુરૂષની દોઆ પોતાના ભાઇ માટે પીઠ પાછલ મકબૂલ છે. તેના માથાની પાસે એક ફિરસ્તો નિમાયો છે. જ્યારે તે પોતાના ભાઇ માટે ભલી દોઆ કરે છે તો તેની સાથે નિમાઇલો ફિરસ્તો કહે છે આમીન. અને તારે માટે પણ તે દોઆ જેટલો લાભ છે. (એટલે જેટલી દોઆ તેં તેને માટે માંગી તે તેને પણ મળશે. અને તને પણ મળશે. ¶

૨૦૪૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક દીનાર તેં અલ્લાહના માર્ગમાં (જેહાદમાં) ખરચ કર્યો, અને એક દીનાર તેં ગરદન છોડવવામાં (એટલે ગુલામ આઝાદ કરવામાં) ખરચ કર્યો, અને એક દીનાર તેં મીસકીનો ઉપર સદકો કર્યો, અને એક દીનાર તેં પોતાના ઘરવાળાઓ પર ખરચ કર્યો. આ સર્વમાં જે તેં પોતાના ઘરવાળા પર ખરચ કર્યો તે (નો સવાબ) મોટો છે.

**ફાયદો** જેહાદમાં આઝાદ કરવામાં અને ખેરાત કરવામાં ખરચ કરવાથી બાયડી બચ્ચાંઓ પર ખરચ કરવું આટલાં માટે અફ્જલ છે કે આ ફરજે એેન છે. ફરજનો સવાબ નફ્લ વગેરેથી વધુ થવો જોઇએ. પોતાની બાયડી બચ્ચાં પર દરેક શખ્સ ખરચ કરે છે પણ જો તેને ખોદાનો હુકમ સમજીને ખરચ કરશે તો નિયતને લીધે ઘણો સવાબ મળશે.

૨૦૪૯ મુસલિમમાં ઉસમાન બીન અબુલ આસ સકફી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે તો શૈતાન છે તેને ખિન્ઝબ કહે છે. તો જ્યારે તું તેને [એટલે તેના વસવસાને) જુએ તો તેના વિષે અલ્લાહની પનાહ લે. અને તારી ડાબી તરફ ત્રણ વાર થુંક." ઉસમાન બીન અબુલ આસે જ્યારે કહ્યું કે શૈતાન મારી વચ્ચે તથા મારી નમાઝ ને કિરાઅત વચ્ચે આવે છે ફરી મારી કિરાઅતમાં શુબહ નાંખે છે ત્યારે હજરતે [સલ] આ તેમને ફરમાવ્યું.

**ફાયદો** એટલે જે શૈતાન નમાઝમાં શુબહ નાખે છે તેનો લકબ (અભિધાન) ખિન્ઝબ છે. ફરી તેનો ઉપાય બતાવ્યો. બીજી હદીસમાં છે કે જે શૈતાન વોઝુમાં શુબહ નાખે છે તેનો લકબ વલહાન છે.

*૨૦૫૦ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જો એમજ થશે અને હું જીવતો રહીશ તો તારે માટે બખશીશ માંગીશ અને તારે માટે દોઆ કરીશ.

**ફાયદો** હજરત આએશાએ (રદી) અરજ કરી કે ઓ હજરત! મારા મરવા પછી મારે માટે દોઆ કરશો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૨૦૫૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કુફરનું માથું (કે સરદાર) પૂર્વ તરફ છે. અને બડાઇ અને મગરૂરી ઘોડાવાળાઓમાં ઊંટોવાળાઓમાં અને બુમો પાડનાર ઊંટવાળાઓમાં છે. અને ગરીબાઇ (તથા ગમખારી) બકરાંવાળાઓમાં છે. ☞

‡ આ હદીસનું કેટલુંક બયાન હદીસ ના૦ ૧૫૩૬ માં છે. ગુ. મો.

¶ વાંચો હદીસ ના૦ ૯૧૩ ગુ. મો.

☞ વાંચો હદીસ ના૦ ૧૩૨૩ જ્યારે જાનવરની સંગતની અસર થાય છે તો માણસની સંગતની અસર જરૂર થવાની માટે નેક લોકોની સોહબત પસંદ કરવી. ગુ. મો.

**ફાયદો** પૂર્વની તરફથી ઘણા ફસાદ થયા અને દજ્જાલ પણ તે તરફથી નીકળશે. ફરી ફરમાવ્યું કે જાનાવરોની સંગતની પણ તાસીર થાય છે. સાહસ તથા ઊંટવાળા ઘણું કરીને બદ સ્વભાવ થાય છે. અને બકરાં ચરાવનાર ઘણું કરીને ગરીબ થાય છે. એજ માટે પેગમ્બરોએ બકરાં ચરાવ્યાં છે.

૨૦૫૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેટલાક વીખેરાયલા વાળ વાળા દરવાજાઓ પરથી હકાડાયલા પુરૂષો છે કે જો તેઓ અલ્લાહને ભરોસે કસમ ખાય તો ખોદા તેઓની કસમ સાચી કરે છે.

**ફાયદો** એટલે કેટલાક ખોદાના બંદા દેખાવમાં તો એવા બુરા લાગે છે કે તેઓને કોઈ દરવાજા ઉપર ઉભા રહેવા દે નહીં. અને ભીતરથી એવા સાફ હોય છે કે ખોદાને તેઓની ખાતેરદારી કરવી પસંદ છે. આ હદીસથી બે લાભ જણાય છે (૧) આકે કોઈ દેખીતા ખરાબ મુસલમાનને હલકો જાણે નહીં.

**શેઅર.**

ખાકસારાને જહાંરા બ હેકારત મનેગર
તું ચે દાની કે દરીં ગરદ સ્વારે બાશદ *

પણ એવું પણ નહીં જોઇએ કે શરીઅત વિરૂધ્ધ ફકીરોને સામાન્ય લોકોની જેમ વલી અને કોતુબ જાણે. કારણ કે આ હદીસમાં હજરતે (સલ) કેટલાક વીખેરાયલા વાળ વાળા ખાકસારો (ગરીબો) ને ખોદાના મકબૂલ ફરમાવ્યા છે. એમ ફરમાવ્યું નથી કે દાઢ્યા દાઢી મુડા પણ એવા થાય છે. અને (૨) આ કે ઇમાનને સાથે ગરીબાઇ (નરમાઇ) અને ગુમનામી અલ્લાહ તઆલાને પસંદ છે. [હદીસ ના૦ ૩૯૯]

૨૦૫૩ બોખારીમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહના માર્ગમાં એક દિવસ સરહદ સમ્ભાળ કરવી તે દુન્યાથી તથા જે તેમાં છે તેથી બેહતર છે. અને તમારા કોરડા મુકવાની જગ્યા જંનતમાં દુન્યાથી તથા જે તેમાં છે તેથી સારી છે. અને અલ્લાહના માર્ગમાં બંદાનું બપોર પેહેલાં ચાલવું અથવા બપોર પછી ચાલવું દુન્યાથી તથા જે તેમાં છે તેથી ઉમદા છે.

**ફાયદો** આખેરતનો સવાબ તથા આખેરતનું અદના મકાન સઘળી દુન્યાથી એટલાં માટે બેહતર થયા કે દુન્યા ફાની છે. અને આખેરત ઉમદા તથા બાકી છે. †

૨૦૫૪ મુસલિમમાં સલમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક દિવસની સરહદ સમ્ભાળ તે રમજાનના રોજા તથા રમજાનની રાત જાગવા કરતાં બેહતર છે. અને જો તે મરે તો જે અમલ તે કરતો હતો તે તેના અમલ ચાલુ રહે છે. અને તેનો રિજક (રોજી) તેના પર ચાલુ રહે છે અને મુનકર તથા નકીરના ડરથી નિર્ભય (નીડર) થાય છે.

**ફાયદો** મોતથી શહીદનો ખોરાક તથા અમલનો સવાબ બંધ પડતો નથી. તથા કબરના સવાલ જવાબનો ખટકો રહેતો નથી.

૨૦૫૫ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ફજરની બે રકઅતો દુન્યાથી તથા જે તેમાં છે તેથી બેહતર છે.

**ફાયદો** આ ફજરની સુંનતની ફજીલત છે. હજરત (સલ) ની આદત હતી કે સઘળી સુંનત તથા નફલથી ફજરની સુંનતને ઘણીજ શ્રેષ્ઠ જાણતા હતા. તથા તેની સમ્પૂર્ણ સમ્ભાળ રાખતા હતા.

૨૦૫૬ મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકોને પાણી (વગેરે) પાનાર પીવામાં તેઓથી છેલ્લો છે.

**ફાયદો** એટલે પાનારને લાજમ છે કે પ્રથમ બીજા તરસા મુસલમાનોને પાય. ફરી સ-

---

* અર્થ—જહાનના ગરીબોને તું હલકાઈથી નહીં જો. તું શું જાણે છે કદાપી આ ધુળમાં સ્વાર હશે. ગુ. મો.

† એક હકીમનો કોલ (વચન) છે કે જો કોઈ સોનાનું વાસણ આપે અને કહે કે કાલે પાછું આપશો. અને બીજો માટીનું વાસણ હમેશ માટે આપે તો અકલવાળો માટીના વાસણને હમેશ માટે કબૂલ કરશે. અને આખેરતની વસતુ તો ઉમદા તથા હમેશની છે એટલે તેનેજ ધ્યાનમાં લેવી જોઇએ. ખોદા મને એવી સમજ આપો. ગુ. મો.

વીનીં પછી પોતે પીએ. એવીજ તરેહ દરેક હાકેમ સરદાર, અને કારભારીને લાજેમ છે કે જે વસ્તુમાં અખત્યાર ધરાવતો હોય તેમાં પ્રથમ બીજા મુસલમાનોને શ્રેષ્ઠ રાખે. સરદારી એનુંજ નામ છે.

૨૦૫૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાનને ગાળો ભાંડવી ગુનોહ છે. અને તેને કતલ કરવો કુફ્ર છે (એટલે એ ઈનસાફી નાશુકરી છે.)

**ફાયદો** જો હલાલ જાણીને મુસલમાનને કતલ કરશે તો ચોખ્ખું કુફ્ર છે અને નહીં તો મોટો ગુનોહ છે.

૨૦૫૮ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સુબ્હાન-લ્લાહ તું અલ્લાહના અજાબને ઉઠાવી શકતો નથી" અને બીજી રિવાયતમાં છે કે "અલ્લાહના અજાબની તને શક્તિ (કે બરદાશ્ત) નથી તેં શા માટે આવી રીતે નહીં કહ્યું **અલ્લાહુમ્મ આતેના ફીદ-દુન્યા હંસનતં વ ફીલ આખેરતે હંસનતં વ કેના અઝાબ-નાર"** હજરત (સલ) એક પુરૂષની બીમાર પુરસી માટે ગયા તેણે આ દોઆ કરી અલ્લાહે તેને શિક્ષા આપી તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) એક મુસલમાન બીમારને જોવા માટે પધાર્યા. તે ઘણોજ નિર્બળ (નાતવાન) થયો હતો. જેવું મરગીનું બચ્ચું. તો હજરતે (સલ) ફરમાવ્યું કે તેં કંઇ દોઆ તો કરી નથી? તેણે કહ્યું કે હા, હું સાજા પણામાં આ દોઆ કર્યા કરતો હતો. કે એ અલ્લાહ આખેરતમાં તારે જે અજાબ મને કરવો હોય તે દુન્યામાં જલદી મારા પર કર. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે માણસને અલ્લાહના અજાબની શક્તિ નથી ન તો દુન્યામાં અને ન આખેરતમાં. દુન્યાની તકલીફ તેં પોતાના મેંથી શા માટે માંગી. ફરી તેને દીન તથા દુન્યાની ભલાઇની દોઆ શીખવી. તો તેને તેજ દોઆથી તંદુરસ્તી આવી.

૨૦૫૯ બોખારીમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સુબ્હાન-લ્લાહ આજની રાત્રે કેવા (રહમતના) ખજાના ઉતર્યા. આજ રાત્રે કેવા ફિતના ઉતર્યા. કોઇ છે જે કોઠડીવાળી સ્ત્રીઓને જગાડે(એટલે તેઓ તહજ્જોદ પઢે) કેટલીક દુન્યામાં પેહેરનારી આખેરતમાં નાંગી છે [એટલે દુન્યામાં ઇજ્જતવાળી અને આખેરતમાં ગુનાહને લીધે ફજીહત.)

**ફાયદો** હજરત ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) એક રાત્રે સુઇને જાગ્યા ફરી આ હદીસ ફરમાવી. ઇસ્લામની ફતેહ તથા આ ઉમ્મતના ફસાદો થનારા હજરતને (સલ) ખ્વાબમાં પ્રગટ થયા.

૨૦૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સૈહાન, જૈહાન, ફોરાત, અને નીલ દરેક જંનતની નેહેરો છે.

**ફાયદો** સૈહુન તથા જૈહુન તુરકસ્તાનમાં છે. અને ફોરાત એરાકમાં છે. અને નીલ મિસરમાં છે. એટલે આ નેહેરોનું પાણી જંનતના પાણીથી મળતું છે. અથવા આકે આ નેહેરોને ત્યાંથી મદદ મળે છે.

૨૦૬૧ બોખારીમાં શદાદ બીન ઓસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સૈયેદુલ ઇસ્તિગફાર આ છે કે બંદો કહે **અલ્લાહહુમ્મ અન્ત રબ્બિ લાએલાહ ઇલ્લા અન્ત ખલકંતની વ અના અબ્દોક વ અના અંલા અંહદેક વ વઅંદેક મસ્તતંઅંતો અંઊઝો બેક મિન શર્રે મા સંનઅતો અબુઓ લક બેનેઅંમતેક અંલૈય વ અબુઓ લક બે ઝંન્બી ફગફેરલી ફઇન્નહુ લા યગફેરૂઝ ઝોનૂબ ઇલ્લા અન્ત ***

* અર્થ—એ મારા અલ્લાહ તુંજ મારો પાલનાર છે તારા સિવાય કોઇ પૂજ્ય નથી. તેં મને ઉત્પન્ન કર્યો અને હું તારો બંદો છું અને હું તારા કરાર પર તથા તારા વાયદા પર છું જેટલી મારી શક્તિ છે. અને મારા બુરા કરતુકથી તારી પનાહહું છું. મારા પરના તારા એહસાનનો હું ઇકરાર કરૂં છું અને મારા ગુનાહનો હું ઇકરાર કરૂં છું. માટે તું મને બખ્શ. કારણ કે તારા સિવાય ગુનાહોને કોઇ બખશતો નથી. ગુ. મો.

જે કોઇ એને યકીન કરીને કહેશે ફરી તે તે દિવસે સાંઝ થવા પેહેલાં મરશે તો તે જંનતવાળાઓથી છે. અને જે કોઇ એને યકીન કરીને રાતના પઢશે ફરી તે સવાર થવા પેહેલાં મરશે તો તે જંનતવાળાઓથી છે.

**ફાયદો** અલ્લાહુમ્મ થી તે અન્ત સુધી સવાર સાંઝ પઢા કરે. રાત દિન બંને આવી ગયાં. રાત અથવા દિવસમાં જ્યારે મરશે આ ઉમદા બશારતમાં દાખલ થશે. આ દોઆને સૈયેદુલ ઇસ્તિગફાર કહે છે.

૨૦૬૨ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇદના બંને મહિના રમઝાન તથા જુલ હજ્જ અધુરા થતા નથી.

**ફાયદો** ઇમામ અહમદે (રદી) આ હદીસની મતલબ આવી રીતે કહી છે કે એક વર્ષમાં આ બંને મહિના અધુરા થતા નથી જો એક ઓગણત્રીસનો થશે તો બીજો ત્રીસ દિવસનો થશે. અને ઇસહાકે (રહ) કહ્યું કે આ બંને મહિનાનો સવાબ ઓછો થતો નથી પૂરો મળે છે. અગર જો ગણતરીમાં ઓગણત્રીસા હોય. અને આજ મત ઠીક છે **વલ્લાહો આલમો.**

૨૦૬૩ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ સદકો છે અલ્લાહે તમારા પર એનો સદકો કર્યો છે. માટે તમો તેના સદકાને કબૂલ કરો." એટલે સફરમાં અમન હોવા છતાં સફરની કસરને.

**ફાયદો** સફરમાં ચાર રકઅત નમાઝને બે રકઅત પઢવાનો હુકમ છે. આ ખોદાની તરફથી હલકો ભાર કરવું તથા છુટી છે. તો યોગ્ય નથી કે ખોદાની રૂખસત (છુટી) નહીં માનીએ અને પૂરી પઢીએ. ઇમામ આઝમ (રહ) નો આજ મજહબ છે કે સફરમાં પૂરી નમાઝ પઢવી દુરસ્ત નથી.

૨૦૬૪ મુસલિમમાં ઝૈદ બીન અરકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સલાતે અવ્વાબીન તે વેળા છે કે જ્યારે ઊંટના બચ્ચાના તળિયાં દાઝવા લાગે.

**ફાયદો** એટલે ચાસ્તની વખતે ઘણો ગરમ થાય છે. બચ્ચાંના તળિયાં બળવા લાગે છે. તેઓ દરેક તરફથી ભાગીને ઊંટો પાસે ભેગાં થાય છે. મશાએખ લોક મગરેબ પછી છ રકઅત નમાઝને સલાતુલ અવ્વાબીન કહે છે. અને આ હદીસથી જણાયું કે સલાતુદ્‌—દોહા (ચાશ્તની નમાઝ) નું નામ સલાતુલ અવ્વાબીન છે. અવ્વાબીન તે આબેદોને કહે છે કે જેનું દિલ અલ્લાહની ઇબાદત તરફ ઝુકેલું રહેતું હોય.

૨૦૬૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા એકલા નમાઝ પઢવાથી જમાઅતની નમાઝ અફ્‌જલ છે પચ્ચીસ હિસ્સા.

૨૦૬૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર તથા અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એકલાં નમાઝ પઢવાથી જમાઅતની નમાઝ પચ્ચીસ દરજ્જા શ્રેષ્ઠ છે. આ અબુ સઇદ (રદી) ની રિવાયત છે. અને અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) ની રિવાયતમાં સત્તાવીસ દરજ્જા છે.

૨૦૬૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પુરૂષની નમાઝ પઢવી પોતાના ઘરમાં તથા બજારમાં તેથી જમાઅતમાં નમાઝ પઢવી વીસ અને કેટલાક દરજ્જા વધારે છે (એટલે પચ્ચીસ અથવા સત્તાવીસ દરજ્જા) અને એનું કારણ આ છે કે તેઓમાંનો કોઇ જ્યારે સારી રીતે વોજુ કરે છે ફરી તે મસજીદમાં આવે છે તેને નમાઝ સિવાય કોઇએ ઉઠાવ્યો નથી તો તે જે ડગલાં ભરે છે તેના બદલ અલ્લાહ તેનો મરતબો બોલંદ કરે છે અને તેના બદલ એક ગુનોહ મટાડે છે. તે એટલાં સુધી કે મસજીદમાં દાખલ થાય. અને જ્યારે તે મસજીદમાં દાખલ થયો તો જ્યાં સુધી નમાઝ તેને રોકી રાખે (એટલે જેટલી મુદ્દત નમાઝની ઇન્તેજારીમાં વીતે) તે નમાઝમાં છે અને તમારામાંનો કોઇ નમાઝ પઢેલી જગ્યામાં જ્યાં સુધી હોય છે તેના પર ફિરસ્તા દોરૂદ પઢે છે (દોઆ માંગે છે) તેઓ કહે છે ઓ અલ્લાહ તું એના પર રહમ કર, ઓ અલ્લાહ તું એની મગફેરત કર, ઓ અલ્લાહ તું એની તોબા કબૂલ કર, તે જ્યાં સુધી કે તે તેમાં કોઇને તકલીફ

નહીં આપે દુન્યાની વાત નહીં કરે (અથવા વોઝુ નહીં તોડે.)

**ફાયદો** આ ત્રેણે હદીસથી જણાયું કે જમાઅતની નમાઝ એકલા પઢેલી નમાઝથી પચ્ચીસ દરજા અફ્ઝલ છે. તથા સવાબમાં વધારે છે. અને જો નેયત ઘણી નિર્મળ થઇ તો સત્તાવીસ દરજા સુધીનો પણ વખત આવે છે. ફરી હજરતે (સલ) તેનું કારણ ફરમાવ્યું કે સમ્પૂર્ણ વોઝુ કરવું તથા માત્ર નમાઝનેજ માટે મસજીદ સુધી જવું દરેક ડગલે સવાબ મેળવવો, અને મસજીદમાં થોભવું ઇનતેજારી કરવી નમાઝમાં દાખલ થવું, ફિરસ્તાઓનું દોઆ કરવું, અને મસજીદમાં તહારતથી બાઅદબ રહેવું, નકામી વાત તથા લોકોની તકલીફથી બચવું, આ ફજીલતનું તથા વધારાનું કારણ છે. એકલાં નમાઝ પઢવામાં આ બાબતો મળતી નથી.

૨૦૬૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રાતની નમાઝ બે બે રકઅતો છે. ફરી જ્યારે તું સુબ્હ થવાથી ડરે તો એક રકઅત વિત્ર પઢ.

**ફાયદો** ઇમામ શાફેઇ, અબુ યુસોફ, તથા મોહમ્મદ (રહ) ની નજદીક તહજ્જોદની બે બે રકઅત અફજલ છે. અને આજ હદીસ તેમની દલીલ છે.

૨૦૬૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બાળકની જનમતી વેળા કિકિયારી પાડવી તે શૈતાનના ઘોચવાથી (ચુબાવવાથી) છે.*

૨૦૭૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કાફિરનો દાંત ઓહોદ પર્વત બરાબર થશે, અને તેના ચાંમડાનું જાડા પણું ત્રણ દહાડાના માર્ગ બરાબર થશે.

**ફાયદો** એટલે દોઝખમાં કાફેરોનું કદ ઘણુંજ લાંબું ચોડું થશે. કે જેથી અજાબ ઘણો થાય, અને બદન ઉપર અગ્નિ ઘણી વળગે.

* આ હદીસનું વધુ બયાન હદીસ નાં૦ ૯૨૯ માં છે. ગુ. મો.

૨૦૭૧ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એકનું ખાણું બેને બસ થાય છે, અને બેનું ખાણું ચારને બસ થાય છે, અને ચારનું ખાણું આઠને બસ થાય છે.

**ફાયદો** એટલે ઇમાનવાળાને હિરસ [લોભ] નજ જોઇએ, પોતાના ખાણામાં બીજા ભૂખ્યા ભાઇ મુસલમાનને ભેગો કરે. એક દિવસ આસુદા થવું નહીજ સહી જરૂરત જેટલાં ઉપર બસ કરે. ઇનસાફથી આઘું છે કે પોતાનું તો પેટ ભરે અને બીજો મુસલમાન ભૂખ્યો રહે અને જોયા કરે.

૨૦૭૨ મુસલિમમાં સોહેબ બીન સેનાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમાનવાળાનો અજબ મામલો છે. તેના તો દરેક કામમાં ખૈર (બેહતરી તથા લાભ) છે. અને ઇમાનવાળા સિવાય બીજા કોઇને એ નથી. જો તેને ખુશી પોહોંચે તો તે શુકર કરે તો તે તેને માટે બેહતર છે. અને જો તેને દુઃખ પોહોંચે તો તે સબર કરે તો તે તેને માટે બેહતર છે.

**ફાયદો** એટલે મુમિનનું કોઇ રીતે નુકસાન નથી ખુશીમાં શુકર ગુજારીથી નેઅમત ઘણી મળે અને સવાબ મેળવે. અને દુઃખમાં સબરને લીધે ખોદાનો મકબૂલ થાય અને સવાબ અગણીત મળે. અને કાફિરને એ વાત હાસલ નથી. ન ખુશીમાં ખોદા તરફ તેની નજર રહે છે અને ન ગમમાં.

૨૦૭૩ મુસલિમમાં જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારા હાથોથી શા માટે તમો ઇશારો કરો છો જાણે ચંચલ ઘોડાની પુછડી (એટલે જેવી રીતે શરીર ઘોડા હમેશ દુમ અહીં તહીં હલાવતો રહે છે તેવી રીતે તમો હલાવો છો) માણસ પોતાની જાંઘ પર હાથ રાખે એ તેને બસ છે. ફરી સીધે તરફ ડાબે તરફ પોતાના ભાઈ ઉપર સલામ કરે.

**ફાયદો** નમાઝની છેવટમાં કેટલાક લોક હાથ ઉપાડીને ડાબે જમણે લોકોને સલામ કરતા હતા. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફ-

રમાવી. અને નમાઝમાં સલામની વખતે હાથ ઉઠાવવાની મનાઇ કરી.

૨૦૭૪ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે કૈસ બીનતે મેહસન [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો પોતાની ઓલાદનું તાલું અને ગળાને આ ધાંટીથી મસલો છો? તમો આ કુસ્ટ [કૂટ] ને લાજેમ જાણો કારણ કે એમાં સાત બીમારીથી શિફા છે. તેમાંની એક જાતુલ જન્બ (પાનજરનું દરદ) છે. ગળાના દરદમાં નાંખમાં લ્યો. અને જાતુલજન્બમાં ગળામાં નાંખો.

**ફાયદો.** અરબની ઓરતો ગળાના વરમમાં જે પોતાના બાળકોને ધાંટી આપતી હતી તેથી હજરતે [સલ] મનાઇ કરી. અને ફરમાવ્યું કે કૂટ (કુટકી)ની ધાંટી આપ્યા કરો. ફરી ફરમાવ્યું કે કૂટમાં સાત બીમારીયોની શિફા છે. તેમાંની બે ને બયાન કરી. ગળું સુજવું અને જાતુલ જન્બ. અને (બીજી) પાંચ બીમારીને વર્ણી નથી. પણ જાણવું જોઇએ કે કૂટ ગરમ તથા ખુશ્ક છે હૈજ તથા પિશાબને ચાલું કરે છે. ઝેહેરને દફે કરે છે, જીમાની શકિત [કામ શકિત] ને વધારે છે. પેટના કીડાને મારે છે જો મધ સાથે પીએ તો. અને કલેજા તથા હોજડી (મેઅદો) ના નિર્બળ પણાને દૂર કરે છે, અને આંતરીયાના તાવને શિફા આપે છે. બાળકોને ઘણું કરીને સરદીની હરકત હોય છે માટે હજરતે [સલ] આ દવા ઠેરવી. અહલે હદીસ ઊદે હિન્દીને કુસ્ટ એટલે કૂટ કહે છે. પણ હકીમો ઊદે હિન્દી અગરને કહે છે. અગર પણ ગરમ તથા ખુશ્ક છે. ભેજા, હૃદય, હોજડી, અને કલેજાને શકિત આપે છે. અને વાયનો નાશ કરે છે. અને ખાંસી સાંસ, બેહોશી ઠંડુ ખફકાન. પેટ ચાલવું, અને જાલનધરને દૂર કરે છે.

૨૦૭૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન પુરૂપ ઉપર કોઇ બાબતને પસંદ કરતો હોય અથવા નહીં પસંદ કરતો હોય જ્યારે ગુનાહનો હુકમ કરતો નહોય ત્યાં સુધી સાંભળવું તથા તાબેદારી કરવી છે. પણ જો ગુનાહનો હુકમ કરે (શરીઅત વિરૂધ્ધ આજ્ઞા કરે) તો સાંભળવું નહીં તાબેદારી કરવી નજ જોઇએ.

**ફાયદો.** ખુશીકે નાખુશી (બંનેમાં) હાકેમ (મુસલમાન) ની તાબેદારી વાજેબ છે. પણ શરીઅત વિરૂધ્ધ કામમાં તાબેદારી કરવાની નથી.

૨૦૭૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીનાના માર્ગોમાં ફિરસ્તા છે તેમાં પલેગ તથા દજ્જાલ આવશે નહીં.

૨૦૭૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અમર બીન લોહૈ બીન કમઆ બીન ખિન્દેફ તે ખોજાઆનો બાપ છે.

**ફાયદો.** એટલે ખોજાઆની કોમ અમર બીન લોહૈની ઓલાદ છે. એ લોક યમની નહીં પણ મોજરના ટોલામાં દાખલ છે. ખોજાઆની કોમમાં કંઇ વાંધો પડયો હતો હજરતે [સલ] તેને બયાન કર્યો. અરબમાં મૂર્તિ પૂજા તથા સાંઢ છોડવાની વીધી અમર બીન લોહૈથી નીકળી.

૨૦૭૮ મુસલિમમાં અબુ ઐયુબ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહના માર્ગમાં સવારના સાંઝના ચાલવું [જેહાદમાં સવાર સાંઝ મચયા રહેવું] તે જે ચીજ ઉપર સૂર્યોદય કે સૂર્યાસ્ત થાય છે તેથી બેહતર છે. [એટલે તમામ દુન્યાથી અફજલ છે. એનો સવાબ બાકી છે અને દુન્યા ફાની છે.)

૨૦૭૯ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે દિલોની સખતાઈ પૂર્વવાળાઓમાં છે અને ઈમાન હેજાઝવાળાઓમાં છે.

**ફાયદો.** મદીનાથી પૂર્વે મોજરની કોમ રહેતી હતી તેઓ ઘણા સખત લોક હતા. અરબમાં હેજાઝ તે પ્રાન્તનું નામ છે જેમાં મક્કા તથા મદીના છે.

૨૦૮૦ મુસલિમમાં નવ્વાસ બીન સિમઆન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા ઉપર દજ્જાલ સિવાયનો મને ઘણો ડર છે (એટલે દજ્જાલ સિવાય બીજા ફસાદોનો મને તમારા વિષે ઘણો ખોફ છે) જો તે દજ્જાલ નીકળ્યો અને હું તમારામાં હોઇશ તો હું તમારાથી પ્રથમ તેને દાખલાથી ઝ-

ઘડીશ. અને જો તે નીકળ્યો અને હું તેઓમાં નહીં હોઇશ તો દરેક પુરૂષ પોતાના તરફથી ઝઘડનાર છે. અને અલ્લાહ મારા તરફથી દરેક મુસલમાન ઉપર ખલીફા છે. ખચીત તે ઘુંઘરૂવાળા વાળનો જુવાન છે. તેની આંખ ટેટા સરખી છે. અબ્દુલ ઉઝઝા બીન કતનની સાથે હું તેને ઉપમા આપું છું (અબ્દુલ ઉઝઝા એક કાફિર હતો) તો જે કોઇને તમારામાંથી તે મળે તેના ઉપર સૂરા કહફની શરૂઆત પઢવી જોઇએ. ખચીત તે શામ અને એરાકની વચ્ચેના માર્ગથી નીકળનાર છે. ફરી તે જમણી તરફ ખરાબી નાંખશે અને ડાબે તરફ ફસાદ મચાવશે. એ અલ્લાહના બંદાઓ તમો ઇમાન પર ... અમે કહ્યું એ રસૂલુલ્લાહ તે ઝમીન ઉપર કેટલું રહેવાનો ? હજરતે [સલ] ફરમાવ્યું કે ચાલીસ દિવસ. એક દિવસ વર્ષ જેટલો, એક દિવસ મહિના જેટલો, એક દિવસ જુમઆ જેટલો, અને બાકીના દિવસો તમારા દિવસો સરખા છે. અમે કહ્યું એ રસૂલુલ્લાહ તે દિવસ જે વર્ષ જેટલો છે શું તેમાં એક દિવસની નમાઝ અમને બસ થશે ? હજરતે ફરમાવ્યું કે નહી. તમો અનદાજે કર્યા કરશો (એટલે જેટલી વાર પછી આ દિવસોમાં નમાઝ પઢો છો તેવીજ રીતે તે દિવસે પણ અટકલથી પડશો) અમે કહ્યું એ રસૂલુલ્લાહ ! ઝમીન ઉપર તેનું જલદી ચાલવું કેવી રીતે થશે ? હજરતે (સલ) ફરમાવ્યું કે વરસાદની જેમ જેને હવા પાછલથી ઉડાવે છે. ફરી તે લોકો પાસે આવશે અને (કુફર તરફ) બોલાવશે તો લોકો તેના પર વિશ્વાસ લાવશે તેનું કહ્યું માનશે. ફરી તે આસમાનને હુકમ કરશે તે વરસાવશે અને ઝમીનને હુકમ કરશે તે ઉગવશે ફરી તેઓના ઢોર તેઓની પાસે ઊંટની ખુધ જેટલાં લાંબાં થઇને અને થાન [આંચળ] ભરેલાં લઇને અને દૂધ ભરેલી લઇને આવશે. ફરી તે લોકો પાસે આવશે ને તેડુ કરશે તો તેઓ તેની વાતને પાછી ફેરવશે તો તે તેઓથી હટી જશે. ફરી તેઓ દુકાળવાળા સરખા થશે તેઓના હાથમાં તેમના માલથી કંઇ રહેશે નહીં. અને તે ખરાબાની ઝમીનમાં જઇને તેને કહેશે તારા ખજાના કાઢ તો ઝમીનના ખઝાના તેના તાબે થશે જેમ મધમાંખ સરદારને તાબે થાય છે. ફરી તે ભર જુવાન પુરૂષને બોલાવશે ફરી તેને તલવારથી મારીને બે તુકડા કરશે તીરના ફાસલા જેટલે, ફરી તેને પૂકારશે તો તે પુરૂષ ખુશીના ચેહેરાથી હસતો હસતો આવશે. ફરી તે એવી હાલતમાં હશે એવામાં અલ્લાહ મસીહ બીન મરયમને મોકલશે તો તે દિમશકના ઉજળા પૂર્વ તરફના મીનારાની પાસે બે ગેરવા રંગના કપડાંમાં બે ફિરસ્તાઓને ખાંધે હથેલી ટેકતા ઉતરશે. તેવણ જ્યારે માથું નીચું કરશે તો પરસેવો ટપકશે અને જ્યારે તેને ઉપાડશે તો મોતીના બુંદ જેવો પરસેવો રેલાશે. જે કાફેરને તેમના શ્વાસની વરાળ લાગશે તે મરશે. અને તમનો શ્વાસ જ્યાં સુધી તેમની નજર પોહોંચે છે ત્યાં સુધી જાય છે. ફરી તે દજ્જાલની ઢુંઢ કરશે તો તે લુદના દરવાજા પાસે મળશે તેને કતલ કરશે. ફરી ઇસા (અલે) પાસે એક કોમ આવશે જેઓને અલ્લાહે તે દજ્જાલથી બચાવ્યા હશે તેઓના મોં પર ઇસા [અલ] હાથ ફેરવશે * અને તેઓના જંનતના દરજાઓનું બયાન કરશે. ફરી તેઓ એવી હાલતમાં હશે કે અલ્લાહ ઇસા (અલે) ઉપર વહી મોકલશે કે મેં મારા બંદાઓને કાઢયા છે તેઓ સાથે કેતાલ ચલાવવાની કોઇને શકિત નથી તો તું મારા બંદાઓને તુરની તરફ ભેગા કર. અને અલ્લાહ યાજૂજ માજૂજને મોકલશે. અને તેઓ દરેક ઊંચી જગ્યાથી ઉતરી પડશે. ફરી તેઓના પ્રથમ તબરીયા નદી ઉપર આવશે અને તેનું સર્વ પાણી પીશે. ફરી તેઓના પાછલા ત્યાં આવશે તો તેઓ કહેશે ખચીત આ જગ્યા એક વેળા પાણી હતું. ફરી તેઓ ચાલશે ને જબલે ખમરે (ઘણા ઝાડવાળા પર્વતે) પોહોંચશે. અને તે પહાડ બૈતુલ મકદેસમાં છે. ફરી તેઓ કહેશે ખચીત ઝમીન વાળાઓને તો અમે કતલ કર્યા આવો આપણે આસમાનવાળાઓને કતલ કરીએ.

* એટલે મેહેર અને પ્યારની રૂએ મોં પર હાથ ફેરવશે અથવા જેહાદથી આવતાં તેમના મોં પર ધુળ ઉડેલી હશે તેને હાથ ફેરવી સાફ કરશે. શા. મો.

ફરી તેઓ પોતાના તીર આસમાન તરફ મારશે તો અલ્લાહ તેઓના તીરને (લોહીથી) ખરડેલા પાછા ફેરવશે. અને અલ્લાહના નબી ઈસા (અલે) તથા તેમના સાથીઓ ઘેરાયલા રહેશે તે એટલાં સુધી કે તમને જે સો સોનાના દીનાર આજે પસંદ છે તેથી વધારે તેઓને બળદનું એક માથું પસંદ થશે. [એટલે ખાવાની ઘણી તંગી પડશે] ફરી અલ્લાહના નબી ઈસા (અલે) તથા તેમના સાથી અલ્લાહથી દોઆ કરશે અલ્લાહ તેઓ પર તેઓની ગરદનમાં કીડો મોકલશે તો તેઓ એક જીવના મરવાની જેમ સવાર સુધી (સઘળા) મરી જશે. ફરી અલ્લાહના નબી ઈસા તથા તેમના સાથી ઝમીન તરફ ઉતરશે તો જમીન પર એક વેંત જમીન એવી નહીં મળશે જેમાં તેઓનો વીસડાત કે તેઓની દુરગંધથી ભરેલી ન હોય. ફરી અલ્લાહના નબી તથા તેમના સાથી અલ્લાહથી દોઆ કરશે તો અલ્લાહ તેઓ પર ખુખતી ઊંટની ગરદનો જેવા પક્ષીઓ મોકલશે, તેઓ તે મરેલાંને જ્યાં અલ્લાહ ચાહશે ત્યાં ફેંકશે. ફરી અલ્લાહ વરસાદ મોકલશે જેથી કોઇ માડીનું કે ઊનનું ઘર બચેલું રહેશે નહીં. ત્યારે અલ્લાહ ઝમીનને ધોઇને હોજને જેમ [અથવા ખુબસૂરત સ્ત્રીની જેમ] સાફ કરશે. ફરી ઝમીનને કહેવાશે તારા ફળને ઉગાવ અને તારી બરકતને પાછી ફેરવ. તો તે દિવસે એક દાડમને એક ટોલું ખાશે અને તેઓ તેના છલતાના છાયામાં બેસશે. અને દૂધમાં બરકત થશે તે એટલાં સુધી કે દૂધારી ઊંટડી એક મોટાં ટોલાને બસ થશે અને દૂધારી ગાય એક કબીલાને બસ થશે. અને દૂધારી બકરી એક દાદાની ઓલાદને બસ થશે. ફરી તેઓ એવી હાલતમાં હશે કે અલ્લાહ એક સાફ હવાને મોકલશે જે તેઓની બગળની નીચે અસર કરશે, ફરી તે દરેક મુમિન મુસલમાનની રૂહ (આત્મા) ને કબજે કરશે અને શરીર સોકા રહી જશે. તેઓ ઝમીનમાં ગધેડાંઓની જેમ લડવા ભીડવામાં* રહેશે તો તેઓ પર કેયામત કાએમ થશે.

* એના એક અર્થ આ છે કે ખુલ્લી તોર પર ગધેડાની જેમ સમ્ભોગ કરશે. એની પણ શરમ રહેશે નહીં. ગુ. મો.



**ફાયદો** એક દિવસે હજરતે [સલ] દજ્જાલનું ઘણું વર્ણન કર્યું. સહાબાને તેનો ડર ઘણો લાગ્યો. હજરત [સલ] ને આ હાલ જણાયો ત્યારે આ હદીસ ફરમાવી. સહાબાને શાન્ત [illegible] કે જો મારી ઝિન્દગીમાં દજ્જાલ આવ્યો તો હું બસ થઇશ, અને નહીં તો અલ્લાહ મારો ખલીફો છે તે ઈમાનવાળાઓને બચાવશે. ફરી તેની નિશાનીયો બતાવી અને સુરા કહફ પઢવાની આજ્ઞા કરી. સુરા કહફના મથાળાની દશ આયતોમાં દજ્જાલના શર્રને દફા કરવાની તાસીર છે. ફરી દજ્જાલનો પૂરો કિસ્સો તથા ઈસા (અલે) નું ઉતરવું તથા ઈસા [અલે] ને હાથે તેનું કતલ થવું, તે પછી યાજૂજ માજૂજનું નીકળવું, તેઓનું ઘણા થવું તથા જોર થવું, ફરી તેઓનું મરવું, ફરી કેટલાક વખત પછી કાફિરો બદ જાતના વખતમાં કેયામત કાએમ થવું ફરમાવ્યું. દજ્જાલ તથા યાજૂજ માજૂજને ખોદા એટલી તાકત એટલાં માટે આપશે કે ઈમાનવાળાઓની પરીક્ષા કરે કે કોણ તેઓના દાવમાં આવે છે? અને કોણ ઈમાન ઉપર થોભે છે? ઈમાનવાળાઓને લાઝેમ છે કે જ્યારે કોઇ કાફિર અથવા શરીઅત વિરૂધ્ધ ફકીરથી કોઇ ચમત્કારી કામ જુએ તો તેનો કદી અકીદો કરે નહીં, તેને દજ્જાલનો નાએબ જાણે. ઈમાન તથા પરહેઝગારીને જુએ. શોઅબદા (ઈંદ્રજાળ) પર ખ્યાલ કરે નહીં. વલી એટલે મુત્તકી ઈમાનવાળાથી જે થાય તેને કરામત કહે છે. અને જે કાફિર, બેદીન ફાસિકથી થાય તેને ઇસ્તિદરાજ કહે છે.

૨૦૮૧ બોખારી તથા મુસલિમમાં હોઝેફા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પુરૂષની પરીક્ષા તેના ઘરવાળાઓમાં, તેના માલમાં, તેના જાનમાં, તેની ઓલાદમાં, તથા તેના પડોસીમાં થાય છે. તેનો કફારો રોઝા, નમાઝ, સદકો, સારાં કામોની આજ્ઞા કરવી અને ભુંડાં કામોથી મનાઇ કરવી છે.

**ફાયદો** એટલે જો આદમીથી જાન માલ જોરૂ બચ્ચાં અને પડોસી વિષે કંઇ કસૂર કે નાઇનસાફી થાય તો તે આ ઇબાદતોથી માફ થાય છે.

૨૦૮૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અ-

મર* (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક બીછાણું પુરૂષનું બીજું સ્ત્રીનું ત્રીજું મેમાનનું અને ચોથું શૈતાનનું છે.

**ફાયદો** એટલે જરૂરતથી વધારે નામ અને બડાઇ માટે બીછાણાં રાખવાં શતાની કામ છે. પણ જો મેમાનો માટે ચાર કે ચારથી વધુ બીછાણાં રાખે તો તે દુરૂસ્ત છે. વગર જરૂરતે હોય તે મના છે.

૨૦૮૩ મુસલિમમાં અબુ મૂસા તથા અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સરીદની બુજુરગી જેવી રીતે બીજા ખાણા પર છે તેવી રીતે સ્ત્રીઓ પર આએશા [રદી] ની બુજુરગી છે.

**ફાયદો** સરીદ તે ખાણાને કહે છે કે રોટલીને માંસના સેરવામાં ભીંજવી હોય. અરબને આ ખાણું સર્વ ખાણાથી ઘણું પસંદ હતું. હજરત આએશા [રદી] એ બીજી સ્ત્રીને જોતાં ઇલમ તથા અદબ હજરત [સલ] થી ઘણાં શીખ્યાં હતાં, માટે તેમની ફજીલત હજરતે (સલ) ફરમાવી.

૨૦૮૪ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લાલ ઊંટવાળા સિવાય તમારો દરેક પુરૂષ બખશાયો છે" આ હજરતે (સલ) સનીયતુલ મિરાર ઉપર ફરમાવ્યું.

**ફાયદો** સનીયતુલ મિરાર નામનો એક ડુંગર હતો. હજરતે [સલ] ફરમાવ્યું કે જે એના પર ચઢે તેના ગુનાહ બખ્શાઇ જશે. સર્વ સહાબા ચઢયા પણ એક ગામડીયો ચઢો નહીં † ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. આથી જણાયું કે દુન્યાની મોહબ્બત આખેરતને બગાડે છે.

૨૦૮૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોત સિવાય દરેક બીમારીની શિફા કલોંજીમાં છે.

**ફાયદો** એટલે સર્વ સરદ બીમારીઓનું કલોંજી ઔષધ છે. એનું બાકીનું વિસ્તાર સાતમાં અધ્યાયમાં આવી ગયું છે. ¶

૨૦૮૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક તરસા કલેજામાં સવાબ છે.

**ફાયદો** સોરાકા બીન માલિકે પૂછયું એ હજરત (સલ) જો કોઇનું ભૂલું પડેલું જાનવર મારા હોજ પર આવે અને હું તેને પાણી પાઊં તો મને તેમાં કંઇ સવાબ થશે? ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. આથી જણાયું કે દરેક જાનદારના એહસાન કરવામાં સવાબ છે ફરી તે જાનવર હોય કે માણસ હોય, મુસલમાન હોય કે કાફેર હોય.

૨૦૮૭ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઝમીનને નેહેર કે વાદળ પાય તેમાં દશાંશ છે. અને જેને ઊંટડી પાય તેમાં વીસાંશ (વીસમો ભાગ) છે. ❦

**ફાયદો** જેમાં મેહનત ઓછી હતી તેમાં ઝકાત ઘણી ઠેરવાઇ અને જેમાં મેહનત ઘણી હતી તેમાં ઝકાત ઓછી નિમાઇ. એનું જ નામ હિકમત છે.

૨૦૮૮ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહ યહુદોને લાનત કરો તેઓએ પોતાના પેગમ્બરોની કબરોને મસજેદો ઠેરવી.

**ફાયદો** એમાં ઇશારો છે કે ઉમ્મતે મોહમ્મદીએ એવું કરવું નજ જોઇએ.

૨૦૮૯ બોખારી તથા મુસલિમમાં અનસ

---

* કર્તાએ આ હદીસને અબ્દુલ્લાહ બીન અમરની રિવાયત લખી છે પણ સહી મુસલિમમાં મસાબીહમાં તથા જમેઉલ ઓસૂલમાં એ રિવાયત જાબેર બીન અબ્દુલ્લાહની છે. શરહ મશારેક. ગુ. મો.

† રાવી કહે છે કે અમે તેની પાસે આવીને કહ્યું ચાલ હજરત [સલ] તારે માટે બખશીશની દોઆ કરે. તો તેણે કહ્યું. તમારાવાળો (એટલે હજરત) મારે માટે દોઆ કરે તેથી બેહતર છે કે હું મારા ખોવાએલા ઊંટને મેળવું. આ હદીસમાં હજરતનો મોઅજેઝો છે. ગુ. મો.

¶ વાંચો હદીસ નં૦ ૧૩૦૨ ગુ. મો.

❦ આ દશમો કે વીશનો ભાગ લેવાનું ઉશરી જમીનમાં છે જેના કાયદા ફિ[illegible]માં લખાયા છે. ઇંગ્રેજી રાજ્યની ઝમીન ઉપર એ ઝકાત લાગુ નથી. ગુ. મો.

(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઐલાથી કે યમનના સનઆ સુધી મારા હોજનો અંદાજો છે. અને તેમાં આસમાનના તારાની ગણતરીએ કુઝા છે. *

ફાયદો. ઐલા શામની એક વસ્તીનું નામ છે. અને સનઆ યમનનું મોટું શેહેર પ્રખ્યાત છે.

૨૦૯૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોરેશ, અનસાર, જોહૈના, મોઝૈના, અસલમ, અશજઅ, અને ગેફાર મારી દોસ્ત તથા મદદગાર છે. અલ્લાહ તથા તેના રસુલ સિવાય તેઓનો કોઇ મદદગાર નથી. (ના. ૧૨૫૮)

ફાયદો. આ કોમો હજરત (સલ) ઉપર ઇમાન લાવી જાન ફિદા કરતી રહી માટે હજરતે (સલ) તેમની ફજીલત બયાન કરી.

૨૦૯૧ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જાણે હું તે કાળા ફલ્લા (હબશી) ને જોઇ રહ્યું છું કે તે કાબાના પત્થર પત્થર ઉખેડે છે.

ફાયદો. કેયામતની નજદીક એક હબશીને હાથે કાબા પડાશે.

૨૦૯૨ મુસલિમમાં ઉકબા બીન આમિર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નજરનો કફારો કસમના કફારા સરખો છે.

ફાયદો. એટલે જો નજર [માનતા) નહીં અદા કરી હોય તો કસમનો કફારો આપે. કસમનો કફારો આ છે કે દસ મિસકીનોને બંને વખત ખાણું ખવરાવે અથવા કપડું આપે અથવા ગુલામ અઝાદ કરે. અને જો શકિત નહોય તો ત્રણ રોઝા રાખે.

૨૦૯૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુર રહમાન બીન ઓફ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બંનેએ તેને (એટલે અબુ જહલને) કતલ કર્યો છે" હજરતે (સલ) આ મોઆજ બીન અમર બીન જમુહને તથા મોઆજ બીન ગફરાઅને ફરમાવ્યું.

ફાયદો. આ બંનેએ હજરત (સલ) ને ખબર આપી કે અમે અબુ જહલને માર્યો. હજરતે (સલ) બંને તલવારોને ખુનથી ખરડાયલી જોઇને આ હદીસ ફરમાવી.

૨૦૯૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એમ નથી, તેની કસમ કે જેના હાથમાં મોહમ્મદનો જાન છે ખચીત કામળ તો તેના પર અગ્નિથી ભડકી રહ્યો છે જંગે ખૈબરમાં તેણે વેહેંચણી થવા પેહેલાં તેને લીધો હતો." આ હજરતે (સલ) પોતાના ગુલામ રિફાઆ માટે ફરમાવ્યું જેનું લકબ મિદઅમ હતું તે ખબરથી પાછા ફરતાં વાદીએ કોરામાં કતલ થયો.

ફાયદો. વાદીએ કોરા યહુદીઓની એક વસતીનું નામ છે. જ્યારે ખૈબર ફતેહ કરીને હજરત (સલ) નું લશ્કર ત્યાં પોહોંચ્યું તો હજરત [સલ] ના ગુલામ મિદઅમને તીર લાગ્યો તે મરી ગયો. સહાબાએ તેની તારીફ કરી કે તેને શહાદત મળી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે શહાદત કયાં તે તો ગનીમતની ચોરીથી દોઝખમાં બળી રહ્યો છે. જ્યારે લોકોએ આ સાંભળ્યું તો ઘણા ગભરાયા. એક શખસે ચામડાનો પટો લીધો હતો તે હજરત (સલ) ની પાસે લાવ્યો. હજરતે ફરમાવ્યું આ અગ્નિનો પટો છે. એટલે જો તું નહીં આપતે તો આ તસમો (પટો) તને બાળતે.

૨૦૯૫ મુસલિમમાં જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કેટલીક લટકેલી અથવા ઝુકેલી ઝુમ જંનતમાં અબુદ-દહદાહ માટે છે." અને બીજી રિવાયતમાં ઝુકેલીની જગ્યા "આસાનીથી તે પડવા લાએક" નો શબ્દ છે.

ફાયદો. એક યતીમ તથા અબુ લોબાબામાં એક ખજૂરીની બાબતમાં ઝઘડો થયો. યતીમ રોવા લાગ્યો. હજરતે (સલ) અબુ લોબાબાને ફરમાવ્યું કે તું એને ઝાડ આપશે તો તેને બદલે તને જંનતમાં ખજૂરની લૂમો મળશે. પણ અબુ લોબાબાએ ઝાડ આપ્યું નહીં. અબુ દહદાહે તે ઝાડ અબુ લોબાબાથી ખરીદ્યું અને તે યતીમને આપ્યું. જ્યારે અબુ દહદાહ મરણ પામ્યા તો હજરતે (સલ) તેમના જનાઝાની નમાઝ પઢીને આ હદીસ ફરમાવી. આ હદીસમાં

* વાંચો હદીસ ના૦ ૩૩૩ ગુ. મો.

ઇશારો છે કે યતીમથી ભલાઇ તથા એહસાન કરવું ખોદાને ઘણું પસંદ છે.

૨૦૯૬ બોખારીમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તારા પર એવા હાકેમો થશે જેઓ નમાઝ ને મારી નાખશે અથવા આવી રીતે ફરમાવ્યું કે તેના મુસ્તહબ વખતથી પાછળ પાડશે (એટલે મકરૂહ વખતમાં પડશે) ત્યારે તારો શો હાલ થશે? મેં કહ્યું આપ મને શો હુકમ કરો છો? હજરતે [સલ] ફરમાવ્યું તું મુસ્તહબ વખતમાં પઢી લે. ફરી જો જમાઅતની સાથે નમાઝ મળે તો તેઓની સાથે પઢ. આ બીજી નમાઝ તારે માટે નફલ થશે" આ હજરતે (સલ) અબુ જર્રને ફરમાવ્યું.

**ફાયદો** ઇસ્લામમાં નમાઝની સુસ્તી પ્રથમ મરવાનીયા રાજ્યથી શરૂ થઈ.

૨૦૯૭ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી અથવા અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અબ્દુલ્લાહ બીન અમર જ્યારે ખરાબ [નકામા] લોકો રહી જશે તેઓનો કરાર તથા અમાનત મળી જશે (એટલે બગડી જશે) અને તેઓમાં ફૂટ પડશે અને તેઓ આવી રીતે થશે અને હજરતે (સલ) પોતાની આંગળીયો એક હાથની બીજા હાથમાં (દાખલો આપવા) ભેરવ્યો, તો તું શું કરશે? અબ્દુલ્લાહે કહ્યું હું શું કરીશ? ઓ રસૂલુલ્લાહ! હજરતે ફરમાવ્યું, જે તું પેહેચાને કે આ કામ સારૂં છે તે લે, અને જે બુરૂં જાણે તે છોડ. અને ખાસ પોતાના હાલ પર લાગેલો રહે. (એટલે પોતાના જાનને તથા દીનને સમ્ભાળતો રહે) અને તેઓને તથા અવામ (સામાન્ય) લોકોને છોડ.

**ફાયદો** એટલે જ્યારે ઝમાનો બગડે અને બેદેયાનતીને લીધે લોકોમાં ફૂટ પડે અને દરેક શખ્સ પોતાની અકલપર મગરૂર હોય તો એવા વખતમાં દીનદાર માણુસને લાજેમ છે કે પોતાના સુધારા તથા સંભાળ માટે કમર કસે અને અવામથી બેખબર રહે.

૨૦૯૮ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જ્યારે તું ખેબરથી કઢાશે તારી જવાન ઊંટડી તને લઇને કેટલીક રાતો ભાગશે [એટલે તું ઊંટડી ઉપર સફર કરી નાસશે] ત્યારે તારો શો હાલ થશે?" આ હજરતે ખૈબરના યહુદી અબુલ હકીક યહુદીના એક છોકરાને કહ્યું. ફરી તેને ઓમર ફારૂકે તૈમાઅ અથવા અરીહા તરફ દેશ વટો આપ્યો.

**ફાયદો** ખેબરમાં યહુદી રહેતા હતા. જ્યારે ખૈબર ફતેહ થયું તો હજરતે (સલ) ત્યાંના યહુદીઓને મેહનત મઝદૂરી માટે રહેવા દીધા. ઓમર ફારૂકે (રદી) પોતાની ખિલાફતમાં ખેબર થી કાઢવાનો વિચાર કર્યો. યહુદીઓએ કહ્યું, તમારા પેગમ્બરે અમને અયાં રહેવા દીધા છે તમો શા માટે કાઢો છો? ત્યારે ઓમર ફારૂકે આ હદીસ પઢી સંભળાવી. એટલે હજરતે (સલે) આ હદીસમાં તમને કાઢવાનો ઇશારો કર્યો છે. યહુદીઓએ કહ્યું અબુલ કાસેમે (હજરતે સા.) આ વાત હસીની રીતે કહી હતી. ઓમર ફારૂકે (રદી) કહ્યું ઓ ખોદાના દુશમન તું જૂઠ કહે છે. એટલે મસખરી કરવી પેગમ્બરોનું કામ નથી. ફરી તેઓને શામ તરફ કાઢયા. તેઓ તૈમા તથા અરીહા નામની વસતીયોમાં જઇને રહ્યા.

૨૦૯૯ મુસલિમમાં ઉકબા બીન હારેસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેવી રીતે થાય તે સ્ત્રી કહે છે મેં તમ બંનેને દૂધ પાયું છે. અને એક રિવાયતમાં છે અને કેવી રીતે થશે અને જુઓતો (દૂધ પીવાની) વાતચિત્ત થઇ છે તું તેણીને તારા નિકાહથી છોડ" ઉકબા બીન હારેસે ઉમ્મે યહયા બીનતે અબા એહાબ બીન અઝીઝથી જ્યારે નિકાહ કર્યા અને એક કાળી સ્ત્રીએ આવીને કહ્યું કે મેં તમ બંનેને દૂધ પાયું છે ત્યારે હજરતે (સલ) આ તેમને ફરમાવ્યું.

**ફાયદો** જ્યારે તે સ્ત્રીએ આ કહ્યું તો ઉકબાએ કહ્યું મને ખબર નથી કે મેં તારૂં દૂધ પીધું છે. ફરી પોતાની બાયડીના લોકોને પૂછ્યું તેઓએ પણ નકાર કર્યો. ફરી ઉકબાએ હજરત (સલ) ને કહ્યું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઇમામ માલિક (રહ) નો આજ મત છે કે માત્ર એક સ્ત્રીના કહેવાથી રિદાઅત એટલે દૂધ પીવું સિધ્ધ થાય છે.

પણ બીજા ઇમામોના મજહબમાં એક સ્ત્રીની વાતનો કશો ભરોસો નથી. યાતો બે પુરૂષ કહે અથવા એક પુરૂષ અને બે સ્ત્રી કહે. તો આ હદીસની મતલબ તેઓની નજદીક આ છે કે હજરતે (સલ) આ હુકમ એહતેયાત તથા તકવા (પરહેઝગારી) ની રૂએ ફરમાવ્યો હતો, ફતવાની રૂએ નહીં.

૨૧૦૦ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે લોકોએ પોતાના નબીના માથાને ઝખમી કર્યું અને તેના આગળા દાંત તોડયા અને જુઓ તો તે તેઓને (સત્ય માર્ગ તરફ) બોલાવે છે તેઓનો કેવી રીતે છુટકારો થશે" આ હજરતે (સલ) ઓહોદને દિવસે ફરમાવ્યું. બોખારીએ આ હદીસને તાલીક કરી છે [સનદ બયાન કરી નથી] પણ મુસલિમે તેની સનદ બયાન કરી છે.

૨૧૦૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ તથા અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દરેક ગદર કરનાર (અહદ તોડનાર) માટે કેયામતના દિવસે તેના ગદરના પ્રમાણમાં ઝણ્ડો થશે.

**ફાયદો** આ આટલાં માટે થશે કે તે ફજીહત (ફજેત) થાય.

૨૧૦૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શા માટે (હું વોજુ કરૂં) શું નમાઝ માટે? એક રિવાયતમાં છે. શા માટે શું નમાઝ પઢું છું કે વોજુ કરૂં? અને બીજી રિવાયતમાં છે શું હું નમાઝનો ઇરાદો કરૂં છું કે વોજુ કરૂં?" જ્યારે હજરત (સલ) જાજરૂથી નીકળ્યા ને તેમની આગળ ખાણું રખાયું તે વેળા કહેવાયું કે શું તમો વોજુ કરતા નથી? ત્યારે હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** પૂરો કિસ્સો આવી રીતે છે કે ફરી હજરતે (સલ) ખાધું અને હાથને પાણી લગાડયું નહીં. આ હદીસથી જણાયું કે નમાઝ માટે વોજુ કરવું વાજેબ છે, ખાણા માટે વાજેબ નથી. જો કે ખાધા પેહેલાં હાથ ધોવા મુસ્તહબ છે પણ હજરતે (સલ) એટલાં માટે હાથ નહીં ધોયા કે લોકોને જણાય કે જો હાથ પાક હોય તો ધોવા વાજેબ નથી.‡

૨૧૦૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તેઓ માટે [એટલે મક્કાવાળાઓ માટે) તે દિવસે દાણો [અનાજ] નહોતો. અને જો તેઓ પાસે દાણો હોત તો તેઓ માટે તે વિષે (પણ) તેવણુ દોઆ કરતે" જ્યારે ઇબરાહીમે (અલે) મક્કા વાળાઓ માટે દોઆ કરી ત્યારે

**ફાયદો** હજરત ઇબરાહીમે મક્કા વાળાઓ માટે મેવા વધવાની દોઆ કરી તે વેળા ત્યાં ખેતી નહોતી. જો હોત તો તે માટે પણ દોઆ કરત.

૨૧૦૪ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એવું થાય કે કોઇ નેક પુરૂષ મારા સહાબાનો આજ રાત્રે મારી સમ્ભાળ કરે. (ચોકી આપે.)

**ફાયદો** આ હજરતે લૈલતુત તારીસમાં ફરમાવ્યું. ફરી સઅદ બીન અબી વક્કાસ હથિયાર બાંધીને આવ્યા. હજરતે (સલ) પૂછ્યું તું શા માટે આવ્યો છે? સઅદે કહ્યું એ હજરત! હું આપની સમ્ભાળ માટે આવ્યો છું. ફરી હજરતે (સલ) તેમને માટે દોઆ કરી. આથી જણાયું કે સંભાળ તથા ચોકી આપવી એ તવક્કોલ વિરૂધ્ધ નથી.

* ૨૧૦૫ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કયારથી તારૂં ચાલવું મારી સાથે હતું?" લૈલતુત તારીસમાં સવાર થતાં જ્યારે અબુ કતાદાએ ત્રીજી વાર હજરતને થોભો આપ્યો ત્યારે તેમને હજરતે (સલ) ફરમાવ્યું.

**ફાયદો** હજરત [સલ] આખી રાત રસતામાં ઊંઘના ગલબાથી ઝુકવા લાગ્યા. અબુ કતાદાએ ત્રણ વાર હજરત [સલ] ને થોભાવ્યા. ત્રીજી વાર હજરત [સલ] જાગ્યા ત્યારે આ હદીસ ફરમાવી. અબુ કતાદા (રદી) થી જ્યારે આ હાલ જણાયો તો હજરતે અબુ કતાદા માટે આ-

‡ વળી જાજરૂ ગયા પછી તો ખાણા માટે હાથ ધોવાજ જોઇએ એવી લોકોની ખોટી શ્રધા તોડવા માટે હજરતે (સલ) હાથ ધોયા નહીં. ગુ. મો.

વી રીતે દોઆ કરી. જેવી રીતે તેં પોતાના પેગમ્બરની સમ્ભાળ કરી તેવી રીતે અલ્લાહ તારી સમ્ભાળ કરે. †

* ૨૧૦૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે(સલ) ફરમાવ્યું કે ભલે પધારી કોમ અથવા એલચીયો ન હલકા પડે અને ન શરમિન્દા થાય." અબ્દુલ કૈસના ડેપ્યુટીસન [પ્રતિનિધિઓ] માટે હજરતે પૂછ્યું આ કંયી કોમ છે અથવા કયા પ્રતિનિધિઓ છે? લોકોએ કહ્યું રબીઆ. ત્યારે હજરતે [સલ] આ ફરમાવ્યું.

**ફાયદો** અબ્દુલ કૈસ રબીઆની કોમના એક ટોળાનું નામ છે. જ્યારે તેઓ હજરત [સલ] ની સેવામાં મુસલમાન થવા આવ્યા, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી ને તેમની ઇઝ્ઝત કરી.

૨૧૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ મુરદું આરામ પાનારૂં છે અથવા એનાથી લોકોને આરામ છે (આરામ આપનાર છે). સહાબાએ કહ્યું આરામ પાનાર અને આરામ આપનાર કોણ છે? ઓ રસૂલુલ્લાહ! હજરતે (સલ) ફરમાવ્યું કે મુમિન બંદો દુન્યાની તકલીફથી આરામ પાનાર છે. અને બુરા ચાલણવાળા બંદાથી આદમીઓ, દેશો, ઝાડ, અને પશુઓ આરામ પામે છે.

**ફાયદો** હજરત [સલ] ની સામે એક જનાઝો નીકળ્યો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે ઈમાનદાર મુત્તકીના વિષે દુન્યા કેદખાનું છે, જ્યાં મર્યો અજાબ (દુઃખ) થી છુટયો. ઈમાન તથા ઇબાદતની બરકતથી કબરમાંથીજ જંનતની લેહજ્જતનો નમૂનો પામવા લાગ્યો. પણ જાલેમ બુરાં ચલણ વાળો એકેદ હોય છે દરેક મખલૂકને નાહક દુઃખ આપે છે માટે તેનું મૃત્યુ જગતને આરામ છે.

૨૧૦૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે માલદારનું વાર લગાડવું [ટાલવું] જુલમ છે. અને જ્યારે કોઇ (કરજદાર) માલદાર ઉપર હવાલો આપે તો માન્ય કરવું જોઇએ.

**ફાયદો** એટલે માલદાર થઇને કરજ અદા નહીં કરે અને ટાલા કરે તો મોટો જુલમ છે. અને જો મોહતાજ કરજદાર કોઇ માલદારથી પોતાનું દેણુ અપાવે તો માની લેવું જરૂર છે, ઘણો હેરાન કરે નહીં.

૨૧૦૯ મુસલિમમાં ¶ જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહની પનાહ લું છું આથી કે લોકો વાતો કરે કે હું મારા સહાબીને કતલ કરૂં છું. ખચીત આ તથા એના સાથીઓ કુરઆન પઢે છે તે તેઓની હંજરાથી નીચે ઉતરતું નથી. જેવી રીતે તીર શિકારથી નીકળી જાય છે તેવી રીતે તેઓ દીનથી નીકળી જાય છે. ¶¶

**ફાયદો** જુલ્ખ ઓવેસરા એક મોનાફેક હતો. તેણે હજરત (સલ) ને કહ્યું તમો ઈન્સાફથી વેહેંચણી કરતા નથી. હજરતે (સલ) ફરમાવ્યું જો હું ઇન્સાફ નહીં કરીશ તો કોણ ઇન્સાફ કરશે? ઓમર ફારૂકે (રદી) કહ્યું ઓ હજરત જો હુકમ હોય તો હું આ મોનાફેકને મારી નાંખું. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે જો કે આ બેદીન કતલ કરવાને લાએક છે પણ એમાં બદનામી થશે કે, પેગમ્બર પોતાના સાથીઓને કતલ કરે છે તો લોકો મુલાકાત લેતાં અચકાશે. ઇસ્લામથી મહરૂમ રહેશે. આથી જણાયું કે હાકેમને મસલેહત ઉપર ધ્યાન રાખવું જરૂર છે. કોઇક જગ્યા નાખતી કરવું પણ જોઇએ.

૨૧૧૦ મુસલિમમાં સલમાન બીન આમિર દબ્બી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે છોકરાની સાથે તેનો અકીકો કરવો છે. માટે તમો તેની તરફથી રકત વેહવો, અને તેનાથી તકલીફ કે નજાસત દૂર કરો. [એટલે માથાના વાળ બોડો અને ગોસલ આપો.

**ફાયદો** જ્યારે છોકરો જન્મે તો સાતમે દિવસે તેનો અકીકો કરે. છોકરો હોય તો બે બકરાં અને છોકરી હોય તો એક બકરૂં જુબહ કરે.

---

† વાંચો હદીસ નાં૦ ૧૯૭૬ ગુ. મો.

¶ શરહ મશારેકમાં છે કે આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. ગુ. મો.

¶¶ આ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં૦ ૨૯૮ મો છે. ગુ. મો.

૨૧૧૧ મુસલિમમાં કઅબ બીન ઉજરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેટલાક શબ્દો (નમાઝની) પાછળ આવનાર છે દરેક નમાઝ પછી તેનો કહેનાર અથવા કરનાર અભાગ્ય રહેતો નથી. તેત્રીસવાર તસબીદ (સુબ્હા-નલ્લાહ) કહેવી છે. તેત્રીસવાર તહમીદ (અલહમ્દો લિલ્લાહ) કહેવી છે. અને ચોત્રીસવાર તકબીર (અલ્લાહો અકબર) કહેવી છે.

* ૨૧૧૨ બોખારીમાં મિસવર બીન મખરમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી સાથે છે તેને તમો જુઓ છો. અને સાચી વાત મને સારી લાગે છે માટે તમો બે વાતમાંથી એક સ્વીકારો કાંતો માલને અથવા કાંતો કેદયો [જોરૂ બચ્ચાઓ] ને. અને ખચીત મેં તમારી વાટ જોઇ હતી." હવાઝેનના પરતિનિધિઓ હજરત [સલ] પાસે મુસલમાન થઇને આવ્યા અને માંગણી કરી કે તેઓનો માલ તથા તેઓના કેદીઓને પાછાં આપે ત્યારે હજરતે તેઓને આ ફરમાવ્યું.

**ફાયદો.** જંગે હોનેનમાં હવાઝેનની કોમ ઉપર ફતેહ થઇ તેઓના બાયડી બચ્ચાં કેદી થયાં. પ્રથમ હજરતે [સલ] તેઓની ઈન્તેજારી કરી કે જો તેઓ મુસલમાન થાય તો તેઓનો માલ તથા માણસોને પાછા ફેરવે. પણ જ્યારે તેઓના આવવામાં વાર લાગી તો હજરતે (સલ) તેઓના માલને તથા કેદીયોને વેહેંચી આપ્યા. તે પછી તે લોકો મુસલમાન થઇને આવ્યા અને પોતાનો માલ તથા માણસ માંગ્યા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી તેઓએ માલ છોડી પોતાના માણસોને લેવું પસંદ કર્યું. હજરતે [સલ] લશકરને રાજી કરીને * તેમના બાયડી બચ્ચાં પાછાં આપ્યાં.

* ૨૧૧૩ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગૈબના ખઝાના (અથવા કુંચીઓ) પાંચ છે જેને અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી. અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી કે કાલે શું થશે, અને કોઇ જાણતું નથી કે ગર્ભસ્તાનોમાં શું છે, અને કોઇ જીવ જાણતો નથી કે તે કાલે શું કરશે, અને કોઇ જીવ જાણતો નથી કે તે કયી જમીનમાં મરશે. અને કોઇ જાણતું નથી કે કયારે વરસાદ વરસશે. †

**ફાયદો** એટલે ગૈબની વાત ખાતરી પૂર્વક (યકીનથી) ખોદા સિવાય કોઈ જાણતું નથી. ગૈબનો દરવાજો સઘળી જગત માટે બંદ છે. તેની કુંચી કોઇ પાસે નથી કે ખોલે જ્યારે ચાહે વગર અડચણે જાણે. પેગમ્બરોને વહીથી અને વલીયોને ઇલહામથી જણાય છે. પણ એ ગૈબ જાણવું નથી ખોદાના બતાવવાથી જણાય છે. એમ છતાં વહી તથા ઇલહામ દરેક વખત કાબુમાં નથી કે જ્યારે જોઇએ જાણી લ્યે. નજૂમ, રમલ, તથા જફરમાં ખાતરી હોતી નથી માત્ર હિસાબ તથા અટકલ છે. હઝારવાર ખોટું પડે છે કોઇવાર બરાબર પણ નીકળે છે. અને જો કે વૈદક (તિબ્બ) માં ગર્ભવતી સ્ત્રીની નિશાની લખી છે કે પેટમાં છોકરો છે કે છોકરી. તો જ્યારે નિશાનીયો તથા સંબંધ ઉપર આધાર રહ્યો તો ગૈબદાની નહીં થઇ. એમ છતાં ઘણી વાર તેમાં ચૂક પણ થાય છે. અને આતો કદી જણાતું નથી કે છોકરૂં ગોરૂં છે કે કાળું, તેના સર્વ અવયવ પૂરાં છે કે અધુરાં. સારાંશ આ છે કે ઇલિમે ગૈબ ખોદાનો ખાસ્સો છે ખાતરીથી વગર ખટકે કોઇને જણાઈ શકતુ નથી અહલે ઇસ્લામનો આજ અકીદો છે. જેના આ અકીદામાં નુકસાની તેના ઈમાનમાં યકીનથી નુકસાની છે.

૨૧૧૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથો મારા પછી મારી એવી સખત પ્રીતિ કરનાર થશે કે તેઓમાંનો એવો આશા કરશે કે પોતાની અહલો અયાલ તથા માલને બદલે મને જુએ (એટલે હજરત [સલ] ના દીદારની આશામાં પોતાના બાયડી બચ્ચાં અને માલ ફિદા કરવાની ખાહેશ કરશે.)

**શેઅર.**

હુબ્બે અહમદ હે સરાપા ઈમાં
જાનો માલ ઉસકી ઝલક પર કુરબાં

* વાંચો હદીસ ના૦ ૪૫૦ ગુ. મો.

† આ હદીસનો વધુ ખોલાસો મારા રિસાલા "મૌલવી બશીરના રિસાલાનો ટુક જવાબ" માં છે. ગુ. મો.

૨૧૧૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે પુરૂષનું પોતાના મા બાપને ગાળો ભાંડવી કબીરા ગુનાહમાંથી છે. સહાબાએ કહ્યું એ રસુલુલ્લાહ શું પુરૂષ પોતાના મા બાપને ભાંડે છે. ? હજરતે (સલ) ફરમાવ્યું હા, આ એક પુરૂષના બાપને ભાંડશે તો તે એના બાપને ભાંડશે, અને આ તેની માને ભાંડશે. તો તે એની માને ભાંડશે.

ફાયદો એટલે જ્યારે કોઈના મા બાપને ભાંડશે તો તે પણ એના મા બાપને ભાંડશે. તો ખરૂં જોતાં પોતાના મા બાપને ભાંડવાનું એજ કારણ થયો.

૨૧૧૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે લોકોની ઝિન્દગી કરતાં તે પુરૂષની ઝિન્દગાની ઘણી સારી છે જે અલ્લાહના માર્ગમાં પોતાના ઘોડાની લગામ પકડનાર તેની પીઠ ઉપર દોડે છે. જ્યારે તે કોઈ અવાજને કે શોર બકોરને સાંભળે છે તો તે તે પર બેસી ઉડે છે. મોતની જગ્યામાં કતલને તથા પોતાના મોતને ઢુંઢતો ફરે છે. અથવા તે પુરૂષની ઝિન્દગાની સારી છે જે આ પહાડોમાંના કોઇ પહાડની ટોચ ઉપર અથવા આ નાલાઓમાંના કોઇ નાલામાં બકરાંઓમાં રહે છે મોત આવવા સુધી નમાઝ પઢા કરે છે, ઝકાત આપે છે. અને પોતાના પરવરદિગારની ઇબાદત કર્યાં કરે છે. એના સિવાય માણસોમાં કોઈ બેહતરીમાં નથી.

ફાયદો હજરતે (સલ) આ હદીસમાં બે પુરૂષોને સર્વથી શ્રેષ્ઠ ફરમાવ્યા. એક જેહાદ કરનાર અને દિફા કરનારને અને બીજા ખુણામાં બેસનાર બંદગી કરનારને. ખુણો પકડવામાં (ગોશાગીરી) માં હજારો ફાયદા છે નિન્દા, અદેખાય, પારકાનું [illegible] નાશ કરવા, શર્ર, અને ફસાદથી પનાહ છે. [illegible]ચિન્ત રીતે ઇબાદત થઇ શકે છે. પણ [illegible] તે વખતમાં સારી છે કે ઇસ્લામ પોચું થાય જમાનામાં શર્ર ફસાદ ફેલે સુધારાની તદન [illegible] રહે નહીં. પણ જો એવું નહીં હોય તો લોકોમાં રહેવું અફ્જલ છે. જેમકે બીજી હદીસોમાં આવ્યું છે કે લોકોમાં રહેવું અને તેઓનો જુલમ સહેવો ખુણામાં બેસવા કરતાં અફ્જલ છે.

૨૧૧૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોહમ્મદ રસૂલુલ્લાહની તરફથી રૂમના વડા હેરકલને હેદાયતના માર્ગને પુઠે ચાલનાર ઉપર સલામ થાઓ. એ પછી હું તને ઇસ્લામના નોતરાથી તને નોતરૂં છું. જો તું મુસલમાન થશે તો સલામત રહેશે તને અલ્લાહ બેવડો સવાબ આપશે (એટલે એક સવાબ ઇસ્રાઈલીન કબુલ કરવાનો અને બીજો સવાબ મોહમ્મદી થવાનો) પણ જો તેં પીઠ ફેરવી (અને ઇસ્લામ નહીં સ્વીકાર્યું) તો ખચીત તારા પર ખેડુતો (રઇયત) નો * ગુનોહ છે (એટલે જો તું મુસલમાન નહીં થયો તો રઇયત પણ મુસલમાન થશે નહીં તો તેઓની ગુમરાહીનો અઝાબ તારા પર થશે) અને એ પુસ્તકવાળાઓ તમો એવી વાત તરફ આવો કે જે અમારા અને તમારામાં સરખી છે કે અમો અલ્લાહ સિવાય કોઇની બંદગી નહીં કરીએ. અને તેની સાથે કોઇને નહીં ભેલીએ (શિર્ક નહીં કરીએ) અને અમારામાંથી કોઇ આદમી કોઇને અલ્લાહ સિવાય રબ્બ (અથવા માલિક) નહીં બનાવે. ફરી જો તમો (એ અહલે કિતાબ) મોં ફેરવશો (તોહીદથી) તો તમો કહો (તેઓને) તમો સાક્ષી રહો અમો બેશક મુસલમાન છીએ (અલ્લાહના હુકમને તાબે છીએ)" આ પત્ર હજરતે કેસર તરફ લખ્યો.

ફાયદો સહી બોખારીમાં અબ્દુલ્લાહ બી-

* સરકારી રીઆયતનો મોટો ભાગ ખેડુતોથી બનાય છે તેઓની આબાદીથી સરકારની આબાદી છે જેથી ખરી રઈયત એઓજ છે. માટે રઇયતની જગ્યા ખેડુતોનો શબ્દ હજરતે વાપર્યો. આમાં આ વાતનો ઇશારો છે કે હાકેમે રઈયતના લાભની સંભાળ રાખવી જોઈએ તેમાં કસૂર કરવાથી હાકેમ ગુનેહગાર થાય છે. અને લોકો હાકેમની ચાલે જમે ચાલે છે તો હાકેમનું ઈમાન લાવવું રઇયતના ઇમાન લાવવાનું કારણ હોય છે અને નહીં ઈમાન લાવવું તેઓને ખરા માર્ગથી રોકવાનું કારણ છે માટે તેઓનો ગુનોહ એને માટે કહ્યો. ગુ. મો.

ન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે અબુ સુફયાને (રદી) મારી આગળ કિસ્સો બયાન કર્યો કે જ્યારે હોદેબીયામાં અમારામાં અને હજરત (સલ) માં સુલહ થઇ તો હું શામ દેશમાં હતો. તેજ વખતમાં હજરતે [સલ] દેહયા કલબીને હાથ રૂમના બાદશાહ પર પત્ર મોકલ્યો, તો દેહયા કલબીએ (રદી) રૂમના સરદારને પત્ર આપ્યો, તેણે રૂમના બાદશાહને હવાલે કર્યો. રૂમનો બાદશાહ એટલે હેરકલ તે વેળા શામમાં આવ્યો હતો. હેરકલે કહ્યું આ શખ્સ જે પોતાને પેગમ્બર જાણે છે તેની કોમનો કોઇ હોય તો તેને બુલાવો. તો કેટલાક કોરેશ સાથે મને તેડું થયું. હેરકલે પૂછ્યું, તમો લોકોમાં આ પેગમ્બરની સગાઈમાં વધારે પાસેનો કોણ છે? મેં કહ્યું કે હું છું. તો લોકોએ મને બાદશાહની આગળ બેસાડયો અને મારા સાથી મારી પાછલ બેઠા. ફરી મુતરજેમ એટલે દુભાષિયો બુલાવાયો. બાદશાહે મારા સાથીઓને કહ્યું, હું આ શખ્સને કંઇ પૂછું છું. જો એ જૂઠ કહે તો તમારે એને જૂઠવવું. અબુ સુફયાને કહ્યું, ખોદાની કસમ જો જૂઠ બોલવું પ્રગટ થવાનો ડર નહોત તો હું હજરત (સલ) ની બાબતમાં કંઈક જૂઠ બોલત:—

**બાદશાહ**—આ પેગમ્બરનો હસબ નસબ કેવો છે?

**અબુ સુફયાન**—અમારા લોકોમાં તે માનીતા કુલનો અને ઉમદા ખાનદાનનો છે.

**બાદશાહ**—તેના બાપદાદામાં કોઇ બાદશાહ પણ હતો?

**અબુ સુફયાન**—નહીં.

**બાદશાહ**—નબુવ્વતનો દાવો કરવા પેહેલાં કદી જૂઠ બોલવાનું તોહમત તેના પર મુકાયું છે?

**અબુ સુફયાન**—નહીં. *

**બાદશાહ**—સરદાર લોક [મોટા મોટા] તેને તાબે થાય છે અથવા ગરીબ લોકો?

**અબુ સુફયાન**—ગરીબ લોકો તાબે થાય છે.

**બાદશાહ**—તેના સાથી વધતા જાય છે અથવા ઘટતા જાય છે?

**અબુ સુફયાન**—વધતા જાય છે.

**બાદશાહ**—તેઓમાંનો કોઇ તેના દીનથી નારાજ થઇને ફરી પણ જાય છે?

**અબુ સુફયાન**—નહીં.

**બાદશાહ**—તમારી તેની સાથે લડાઇ પણ થઈ છે?

**અબુ સુફયાન**—હા.

**બાદશાહ**—(લડાઇનો હાલ પૂછતાં) કેવી રીતે થાય છે?

**અબુ સુફયાન**—કદી તે અમારા પર જીત મેળવે છે અને કદી અમો તેના પર જીત મેળવીએ છીએ.

**બાદશાહ**—તે કદી વચન આપી દગો પણ કરે છે?

**અબુ સુફયાન**—કદી નહીં. પણ હવે અમારી તેનાથી સલાહ થઇ છે. હવે તે શું કરનાર છે તે જણાયું નથી. અબુ સુફયાન [રદી] કહે છે, ખોદાની કસમ આ વાત સિવાય બીજી કોઇ વાત હું મેળવી શકયો નહીં.

**બાદશાહ**—તમારા લોકોમાં એવી રીતે નબુવ્વતનો દાવો કોઇએ આગળ પણ કર્યો છે કે નહીં?

**અબુ સુફયાન**—નહીં.

ફરી બાદશાહે દુભાષિયાને કહ્યું તું કહે, મેં તેના હસબ નસબ પૂછ્યા તો તેં કહ્યું તે માનીતા કુલનો તથા ઊંચા ખાનદાનનો છે. તો પેગમ્બરો એવીજ રીતે પોતાની કોમમાં શરીફ માનીતા અને ઉમદા ખાનદાનના થતા આવ્યા છે. મેં પૂછ્યું કે તેના બાપ દાદામાં કોઈ બાદશાહ હતો. તેં કહ્યું કે નહીં. તો જો કોઇ બાદશાહ થયો હોત તો હું કહેતે કે આ શખ્સ નબુવ્વતની આડમાં પોતાના બાપ દાદાનું રાજ્ય ચાહે છે. અને મેં તેને પુઠે ચાલનારાઓનો હાલ પુછયો કે સરદારો છે કે ગરીબ. તેં કહ્યું કે ગરીબ (બાપડા) છે. તો પેગમ્બરોનો એવોજ હાલ છે, કે પ્રથમ ગરીબ લોક તેમની

* હજરત (સલ) સાચુ બોલવામાં ઇસ્લામ પેહેલાં પણ એવા પ્રખ્યાત હતા કે તેવણુ એ ગુણને લીધે અલ અમીન કહેવાતા હતા. એ વાત સુરત આઇરીસ મીશનના પાદરીએ પણ પોતાની સત્યોદયમાં હજરત (સલ) ની તવારીખમાં કબૂલ રાખી છે. ગુ. મો.

તાબેદારી કરે છે. એટલે મોટા આદમી મગરૂરીને લીધે અભાગ્ય રહે છે. અને મેં પૂછયું કે નોબુવ્વતની આગળ કદી એનાથી જૂઠી વાત પણ સિધ્ધ થઈ છે. તે કહ્યું કે નહીં. તો મેં જાણ્યું કે જે આદમીયો વિષે કદી જૂઠ નહીં કહે વારૂં તે ખોદા વિષે કેમ કરીને જૂઠ કહેશે. અને મેં તને પૂછયું કે તેના લોક દીનથી નારાજ થઇને ફરી પણ જાય છે (મુરતદ્દ થાય છે) તેં કહ્યું કે નહીં. તો ઈમાનનું નૂર જ્યારે દિલમાં રૂચ્યું તો તેનો એવોજ હાલ છે. એટલે ઈમાનની એવીજ ખાસીયત છે કે તેમાં ફેરફાર થતો નથી. અને મેં તને પૂછયું કે તેના લોક વધતા જાય છે અથવા ઓછા થાય છે. તે કહ્યું વધતા જાય છે. તો ઈમાનનો એવોજ હાલ છે કે તેની ચઢતી થાય છે. તે એટલાં સુધી કે સમ્પૂર્ણ થાય. અને મેં પૂછયું કે તેની લડાઇનો શો હાલ છે. તેં કહ્યું કે કદી તે જીતે છે અને કદી અમો. તો પેગમ્બરોનો એવોજ હાલ છે કે પ્રથમ ઈમાનવાળાઓની આઝમાએશ થાય છે ફરી ફતેહનું પરિણામ મળે છે. અને મેં પૂછયું કે તે દગો પણ કરે છે. તેં કહ્યું કે નહીં. તો પેગમ્બરોની એવીજ આદત હોય છે, તેઓ કદી દગો કરતા નથી. અને મેં પૂછયું કે એવો દાવો તેની કોમમાંથી કોઇ બીજા શખ્સે પણ કર્યો હતો. તેં કહ્યું કે નહીં. તો જો એવો દાવો કોઇએ કર્યો હતે તો હું એમ જાણુતે કે આ શખ્સ પણ પોતાની કોમના માર્ગ પર ચાલ્યો. આગળાઓની જેમ એને પણ લોભે પકડયો. ફરી બાદશાહે કહ્યું તે તમને શી ચીજ બતાવે છે. મેં કહ્યું તે અમને નમાઝ, ઝકાત, સગાંઓથી ભલાઈ કરવી, અને પરહેજગારી શીખવે છે. બાદશાહે કહ્યું જો આ સર્વ વાતો સાચી છે તો ખચીત તે શખ્સ પેગમ્બર છે. અને હું પ્રથમથી જાણુતો હતો કે આ વખતમાં પેગમ્બર થવો જોઇએ, પણ મારી ધારના આ નહોતી કે તમો અરબ લોકોમાં થશે. અને જો હું આ જાણુતે કે હું તેના સુધી પોહોંચી શકીશ તો હું તેના દીદારનો આશેક થતે અને જો હું તેની પાસે હતે તો હું તેના પગ ધોતે. અને જરૂર તેનું રાજ્ય અને હોકુમત મારા પગની નીચે સુધી પોહોંચશે. ફરી બાદશાહે હજરત (સલ)નો પત્ર માંગ્યો અને વાંચ્યો. જ્યારે તે પત્ર વાંચી રહ્યો તો દરબારવાળાઓમાં ઘણી વાત ચીત થઈ, શોર બકોર શરૂ થયો. ફરી બાદશાહના હુકમ પ્રમાણે અમને બહાર કાઢયા. અબુ સુફ્યાન (રદી) કહે છે, જ્યારે અમો કઢાયા તો મેં પોતાના સાથીઓને કહ્યું, મોહમ્મદ (સલ) આ મરતબે પોહોંચ્યો કે રૂમનો બાદશાહ તેનાથી ડરે છે. તો તે વેળાથીજ મને ખાતરી થઇ હતી કે હજરત (સલ) સર્વ પર જીત મેળવશે. તે એટલાં સુધી કે ખોદાએ મને ઇસ્લામમાં દાખલ કર્યો. રાવી કહે છે, ફરી હેરકલે રૂમના સરદારોને પોતાના એક મકાનમાં ભેગા કર્યા અને બારણે ટાલાં આપ્યાં ફરી તેઓને કહ્યું, ઓ રૂમના લોકો! જો કેયામત સુધી પોતાની હિદાયત તથા ભલાઈ ચાહતા હો અને પોતાનું રાજ્ય સદા રહેવું ધારતા હો તો આ પેગમ્બર પર ઈમાન લાઓ. ત્યારે રૂમના સર્વ સરદાર ભડકી ઉઠયા અને જંગલી ગધેડાની જેમ ભડકીને નાઠા પણ દરવાજા બંધ હતા. ફરી બાદશાહે તેઓને બોલાવીને કહ્યું, હું તમારા ધર્મની મજબુતાઇની પરીક્ષા કરતો હતો શાબાશ! જે વાત મને પસંદ હતી તે તમે કરી. ફરી તો તે લોકોએ બાદશાહને સિજદો કર્યો અને ખુશ થયા.” હેરકલ રૂમનો બાદશાહ ખ્રીસ્તી હતો. પોતાના ધર્મનો મહા વિદ્વાન હતો તેના પર હજરત (સલ) ની નોબુવ્વતની સત્યતા સિદ્ધ થઇ હતી. પણ પોતાની કોમના ડરથી મુસલમાન થઈ શકયો નહીં. સને ૭ હિજરીમ્આ હજરતે [સલ] બાદશાહો પર પત્રો લખી ઇસ્લામનું નોતરૂં કર્યું. સર્વ બાદશાહોમાંથી ત્રણુ બાદશાહ વગર લડાઇએ ઇસ્લામને સત્ય જાણી મુસલમાન થયા. એક હબશનો બાદશાહ ખ્રીસ્તી, બીજો યમનનો બાદશાહ, ત્રીજો ઉમ્માનનો બાદશાહ. અને મોકવકેસ ઇસકંદરીયા તથા મિસરના બાદશાહે જેનું ધર્મ ખ્રીસ્તી હતું તેણે હજરતના પત્રનો આ જવાબ લખ્યો કે તમારો કેવો ઉમદા ધર્મ છે, તમો અલ્લાહની તોહીદ (ઐકયતા) નું નોતરૂં કરો છો, અને મૂર્તિ પૂજા છોડવો છો. બેશક ઈસા (અલે) પછી એક પેગમ્બર થનાર છે. મારી ધારના આ હતી કે કદાપી તે બીજે

કેવી થશે. અને તેણે કેટલુંક સોનું એક ખચ્ચર જેનું નામ દુલદુલ હતું અને બે સ્ત્રીઓ એટલે મારયા કિબ્તીયા તથા શીરીન હજરત (સલ) ને ભેટ મોકલી વલગણુ કરી, પણુ મુસલમાન થયો નહીં. અને ઈરાનના બાદશાહે ગરૂરીથી હજરતના પત્રને ફાડયો. હજરત (સલ) ની બદદોઆથી તેના છોકરાએ તેનું પેટ ચીર્યું. ઓમર ફારૂક તથા હજરત ઉસમાન (રદી) ની ખિલાફતમાં સર્વ મુલક ફતેહ થયા કોઇ બાદશાહનું ઝોર નહીં રહ્યું. ઇસ્લામ થયું. હિન્દુસ્તાનમાં ખ્રીસ્તીઓ કહે છે કે ઈસા (અલે) પછી કોઇ પેગમ્બરના થવાની ખબર નથી તે ખોટું કહે છે. કારણુ કે ખુદ ઇનજીલમાં સુવારતા હસ્તી ધરાવે છે કે ઈસા પછી ફારકલીત એટલે અમારા હજરત [અહમદ] આવશે * બીજી દલીલ આ કે હજરત (સલ) ના વખતના ખ્રીસ્તી બાદશાહોએ ઈસા (અલે) પછી નબી થવાનો ઇકરાર કર્યો છે જેમકે હેરકલ તથા મોકવકેસની વાતથી સિધ્ધ થયું. અને હબશનો બાદશાહ તો ખુલ્લી રીતે (એ આધારે) મુસલમાન થયો. અને કોઇ બાદશાહે હજરત (સલ) ને આ કહ્યું નથી કે ઈસા (અલે) પછી કોઇ પેગમ્બર થનાર નથી તમો શા માટે પેગમ્બરીનો દાવો કરો છો? તો સિધ્ધ થયું કે ઈસા (અલે) પછી પેગમબરીનો નકાર કરવો તે સત્યને છૂપાવવું તથા બેઇનસાફી છે.

૨૧૧૮ મુસલિમમાં હોઝેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફિતનાની બાબતમાં ફરમાવ્યું કે તેમાંની ત્રણુ ચીજો કોઇ ચીજને છોડે એમ લાગતું નથી. અને તેમાંના કેટલાક ફિતના ગરમીની આંધી (વંટોલીયા) સરખા છે. તેમાના કેટલાક નાના છે અને કેટલાક મોટા છે.

**ફાયદો** એટલે ત્રણુ ફસાદ જગતમાં ફેલાનાર છે અને બાકીના જૂદી જૂદી તરેહના થશે, કોઇ ઓછો કોઇ વધારે. આ ત્રણુ ફસાદોથી કયા ફસાદ મતલબ છે તે જણાયા નથી. કેટલાક કહે છે કે એક ફસાદ તો તુરકોઓની કતલ એટલે ચંગીઝખાન અને હલાકુના વખતનો આમ કતલ. બીજો દજ્જાલનું નીકળવું. ત્રીજો યાજુજ માજૂજનું જાહેર થવું. **વલ્લાહો આલમ.**

૨૧૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારી અગ્નિ એ જહંનમની અગ્નિનો સિત્તેરમો ભાગ છે. સહાબાએ કહ્યું ઓ રસૂલુલ્લાહ જો આજ હોત તો (બાળવા માટે) બસ થાત. હજરતે (સલ) ફરમાવ્યું કે તે એના કરતાં અગણોતેર ઘણી વધારે છે દરેક ભાગ એના જેવી ગરમી રાખે છે. બોખારીમાં આ શબ્દ વધારે છે "તમારી અગ્નિ જેને આદમ પુત્ર [માણુસ] સળગાવે છે."

**ફાયદો** એટલે દોઝખની અગ્નિની આગળ દુન્યાની અગ્નિની ગરમી ઘણીજ ઓછી છે. ફરી જ્યારે આ અગ્નિની ગરમી માણુસ સહી શકતો નથી તો દોઝખનો શો હાલ થશે. ખોદાની પનાહ.

૨૧૨૦ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે હરામ બીનતે મિલહાન [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતના કેટલાક મારી આગળ લાવવામાં આવ્યા જેઓ અલ્લાહના માર્ગમાં ગાઝીયો છે. આ દરયાની વચ્ચે બાદશાહોની જેમ તખતો પર સ્વાર થયા છે.

**ફાયદો** ઉમ્મે હરામ [રદી] થી રિવાયત છે કે હજરત (સલ) મારા ઘરમાં સૂઇને હસતા જાગ્યા. મેં કહ્યું ઓ રસૂલુલ્લાહ આપ શા માટે હસો છો? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. † અલ્લાહે ખ્વાબમાં જતાવ્યું કે તારી ઉમ્મતની આવી ચઢતી થશે કે વહાણો પર બેસી બાદશાહોની જેમ જેહાદ કરશે. ઉમ્મે હરામે કહ્યું, ઓ હજરત (સલ)! મારે માટે દોઆ કરો કે ખોદા મને પણુ તે ગાઝીયોમાં ભેગી કરે. હજરતે (સલ) દોઆ કરી. જેમકે મોઆવિયા (રદી) ના વખતમાં વહાણુ પર બેસીને જેહાદ થયો. ઉમ્મે હરામ પણુ ગાઝીયોમાં દાખ-

* ફારકલીત શબ્દથી હજરત (સલ) વિષે અપાએલી બશારતની તપાસ મારી ચોપડી ફિલસોફીના કસોટીમાં તથા ઇજહારૂલ હક જી. ૨ પૃષ્ટ ૧૫૫-૧૬૮માં ઘણી લમ્બાણુથી છે. ગુ. મો.

† આ હદીસનો વધુ ખુલાસો હદીસ નાં ૧૨૦૯, ૧૨૧૦ માં તથા તેની નોટમાં છે. ગુ. મો.

લ હતી. ફરી વહાણ ઉપરથી ઉતરી સ્વારી પ-રથી પડી ગઇ અને મરણ પામી.

૨૧૨૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇબરાહીમ (અલે) થી વધુ શક ક-રવાને અમો લાએક છીએ. જ્યારે ઇબરાહીમે કહ્યું "ઓ મારા પરવરદિગાર તું મને દેખાડ કે-વી રીતે તું મુરદાં જીવતાં કરે છે? અલ્લાહે કહ્યું શું તને એવું યકીન નથી. ઇબરાહીમે કહ્યું કેમ નથી [યકીન છે] પણ મારા દિલને શાન્તિ થાય."¶ અને અલ્લાહ રહમ કરે લુત (અલે) પર તેણે આશા કરી હતી કે ખચીત હું એક મજબુત મકાનની પનાહ લઈશ. અને જેટલી લાંબી મુ-દત યુસોફ (અલે) કેદખાનામાં ઠેર્યા તેટલું જો હું ઠેરતે તો બુલાવનારની વાત હું માનતે (એ-ટલે તકરાર કરતે નહીં તેની સાથે ચાલ્યો જતે)

**ફાયદો** હજરતે [સલ] હજરત ઇબરાહીમ (અલે) નું વર્ણન કરી એક શંકા દૂર કરી. એ-ટલે જો કોઇ કહે કે હજરત ઇબરાહીમ (અલે) ને મુરદાં જીવતાં થવામાં શક હતો માટે જોવા-ની દરખાસ્ત કરી. અને અમારા નબીએ (સલ) કદી એવી માંગણી કરી નહીં. તો હજરતે [સલ] આ શુબહ (શંકા) ને આવી રીતે દફે કર્યો કે મને તો મુરદાં જીવતા થવામાં કંઇ શંકા કે સન્દેહ નથી તો ઇબરાહીમને તો શક કે સન્દેહ થાયજ શેનો. જો ઇબરાહીમને શક થતે તો અ-મને ઘણુ જરૂર થતે. અને હજરત લુત (અલે) નો કિસ્સો આ છે કે જ્યારે કાફેરોએ હજરત લુત (અલે)ના મેમાનોની આબરૂ લેવા ચાહી તો હજરત લુત (અલે) ઘણા ગમગીન થયા અને ગભરાયા. અને તે વેળા આ આશા કરી કે કદાપી કા-ફિરોને દફે કરવાનું મને જોર હોત, પનાહ લે-વા કોઇ મજબુત જગ્યા મળત. હજરતે (સલ) આ કિસ્સાની તરફ ઇશારો કર્યો કે ખોદા લુત પર રહમ કરે ખોદા સિવાય પર ભરોસો કરવો એટલે મજબુત જગ્યાની આશા કરવી નોબુવ્વ-તની શાનને છાજતી નહોતી. અને હજરત યુ-સોફ [અલે] નો કિસ્સો આ છે કે જ્યારે ઝ-લીખાની મતલબ યુસોફ (અલે) થી પાર નહીં પડી તો તેણીએ તેમને તોહમત મુકીને કેદ કરાવ્યા. તેવણ ચઊદ વર્ષ કેદમાં રહ્યા. જ્યારે બાદશાહની નજદીક ખ્વાબની મતલબ બયાન ક-રવાને લીધે યુસોફ (અલે) ની સમ્પૂર્ણતા (કમાલ) પ્રગટ થઇ તો તેમને બોલાવ્યા. હજરત યુસોફ બોલાવનાર સાથે ગયા નહીં. અને તેવણે ધાર્યું કે પ્રથમ બેકસૂર થવું સિધ્ધ થાય ફરી કેદ-માંથી નીકળું. તો તેવીજ રીતે નિરાપરાધ તથા પાકદામની સિદ્ધ થયા પછી બાદશાહ પાસે ગ-યા. હજરતે (સલ) આ હદીસમાં હજરત યુસોફ (અલે) ના થોભવાની તથા ધીરજની તારીફ કરી, કે લાંબી કેદ હોવા છતાં તહકીક કર્યા વગર કેદખાનાથી નીકળ્યા નહીં. હું આટલી વાર લ-ગાડતે નહીં તેડનાર સાથે ચાલ્યો જતે.

૨૧૨૨ મુસલિમમાં અબુ જર્ર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે નૂર છે હું તેને કેવી રીતે જોઊં." હજરત (સલ) ને પૂછ થઇ કે શું આપે પરવરદિગારને જોયો છે? ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે તેની પાક જાત ઉપર નૂરે જલાલના પરદા છે દુન્યામાં આંખને જોવાની તાકત કયાં?

૨૧૨૩ બોખારીમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અ-મ્માર પર અફસોસ છે એ તેઓને જંનત ત-રફ બોલાવે છે અને તેઓ એને અગ્નિ તરફ તેડે છે.

**ફાયદો** જ્યારે અલી મુરતજા તથા મો-આવિયા (રદી) માં લડાઇ થઇ ત્યારે અમ્માર શ-હીદ થયા.* આથી જણાયું કે ઇમામ બરહકની

¶ એટલે આથી કે ખોદાએ મારી માંગણી સ્વીકારી. ગુ. મો.

* શરહ મશારેક જોતાં પ્રગટ થાય છે કે આ હદીસને હજરત મોઆવિયા (રદ) ના લશકરથી અ-મ્માર (રદી) ના કતલ થવા સાથે કશો સંબંધ ન-થી. કારણ કે જ્યારે અમ્માર તથા તેમના માબાપ મુસલમાન થયા ત્યારે કાફેરોએ એઓને પકડયા. એઓ તેઓને ઈસ્લામનું નોતરૂં કરતા હતા, અને તે કાફેરો ઇસ્લામ છોડવાની જબરાઇ કરતા હતા. આખર એઓએ ઇસ્લામ છોડવાનો નકાર કર્યો. ફરી તેઓએ એમના મા બાપને કતલ કર્યાં. ઇસ્લા-મમાં પ્રથમ એઓજ કતલ થયાં છે અને અમ્માર-ને દુઃખ આપવા લાગ્યા. તે વિષે હજરત [સલ] આ હદીસમાં ફરમાવે છે. ગુ. મો.

તાબેદારી કરવી જંનતમાં જવાનું કારણ છે, અને બગાવત તથા નાફરમાની દોઝખમાં જવાનું સાધન છે.

૨૧૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને અફસોસ થાઓ! હિજરતનો મામલો ભારી છે. શું તારી પાસે ઊંટ છે? તેણે કહ્યું હા. હજરતે (સલ) ફરમાવ્યું શું તું તેની ઝકાત આપે છે? તેણે કહ્યું હા. હજરતે (સલ) ફરમાવ્યું શું તું તેને દૂધ પીવા માંગેલું પણ આપે છે? તેણે કહ્યું હા. હજરતે (સલ) ફરમાવ્યું શું તું પાણી ઉપર તેને લાવવાને દિવસે તેને દોહે છે? (એટલે ગરીબોને તે વેળા દૂધ આપે છે?) તેણે કહ્યું હા. હજરતે (સલ) ફરમાવ્યું કે તો તો ગામડાઓમાં જે શેહરોથી પાછલ છે અમલ (કરની) કર્યા કર. કારણ કે ખચીત અલ્લાહ તારા અમલમાંથી કંઈ ઘટાડશે નહીં." એક ગામડિયાએ હજરત (સલ) થી હિજરત કરવાની માંગણી કરી તેને હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** કુરઆન તથા હદીસમાં હિજરત કરનારાઓની ફજીલત ઘણી વર્ણાઇ છે તેને પણ હિજરતનો શોખ થયો હજરતે (સલ) તેનું ગજુ નહીં જોયું કે તે પોતાનું વતન છોડી હિજરતની તકલીફ ઉઠાવી શકે માટે હિજરત કરવાથી રોકયો અને ફરમાવ્યું કે પોતાના વતનમાં ઝકાત અને ખૈરાત કર્યા કર. હજરતે (સલ) નમાઝ રોઝાનું તેની આગળ વર્ણન રચ્યું નહીં કારણ કે જે શખ્સ ઝકાત અને ખૈરાત આપે છે તે નમાઝ રોઝા જરૂર કરતો હશે જેમાં માલ કંઇ ખરચ થતો નથી.

૨૧૨૫ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને અફસોસ છે તેં તારા સાથીની ગરદન કાપી છે. હાય તે તારાવાળાની ગરદન ઉડાવી છે." આ હજરતે કેટલીક વાર ફરમાવ્યું.

**ફાયદો** એક શખ્સે બીજા શખ્સની સામે તેની તારીફ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તારીફ કરવી માણસને માટે ઝેર (ઘાતક વસ્તુ) છે. કેમકે તે ગરૂરીમાં પડે છે કે હું આવો છું. અને જ્યારે મગરૂરી આવી તો મોટા મરતબા મેળવવાથી અભાગ્યો રહ્યો.

૨૧૨૬ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેની માને અફસોસ તે લડાઇ લગાડનાર છે. કદાપી તેનો કોઇ મદદગાર થાત" એટલે અબુ બસીરનો.

**ફાયદો** હજરત (સલ) તથા કોરેશમાં આ સુલેહ થઇ હતી કે કોરેશનો માણસ જો હજરત [સલ] પાસે આવે તો હજરત તેને પાછો આપે. અને જો હજરત (સલ) નો આદમી કોરેશ પાસે આવે તો તેઓ આપે નહીં. તો એમ થયું કે આ સુલેહ પછી અબુ બસીર કોરેશના લોકોથી ભાગીને હજરત પાસે મદીનામાં આવ્યા ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે આ શખ્સ સુલેહ તોડવા ચાહે છે અને લડાઇ કરાવવા માંગે છે. અબુ બસીરનો બાકી કિસ્સો અધ્યાય છઠ્ઠામાં આવી ગયો છે. *

૨૧૨૭ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારી કમબખ્તી છે જો હું અદલ નહીં કરૂં તો તને નુકસાન છે અને ધાટી છે.

**ફાયદો** એક મુનાફેકે બેઅદબીથી કહ્યું કે ઓ હજરત (સલ) આપ વેહેંચણીમાં ઇન્સાફ કરતા નથી ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એનો કિસ્સો આ કિતાબમાં ઘણી વાર આવી ગયો છે. †

૨૧૨૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એડયોને ખરાબી છે અગ્નિથી

**ફાયદો** હજરતે (સલ) કેટલાક લોકોને જોયા કે તેઓએ વોજુ કર્યું પણ તેઓની એડી સુકી રહેલી છે, ત્યાં પાણી લાગ્યું નથી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી, અને ફરમાવ્યું કે વોજુ કર્યા કરો કેથે સુકું રહે નહીં.

૨૧૨૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એડીયોની નસને ખરાબી છે દોઝખથી.

**ફાયદો** એટલે જો વોજુમાં એડી ઉપર-

* વાંચો હદીસ ના૦ ૧૨૪૧ ગુ. મો.

† વાંચો હદીસ ના૦ ૭૪૮, ૨૧૧૯ વગેરે. ગુ. મો.

ની નસ (ઓરકુબ, કુચા) સુકા રહેશે તો દોઝખમાં બળશે. આ બંને હદીસોથી સાફ જણાય છે કે આખા પગને વોઝુમાં ધોવો ફરજ છે. જરા પણ સુકુ રાખવાનો એવો ગુનોહ છે કે જેનું પરિણામ દોઝખ છે. આ બંને હદીસોથી જણાયું કે વોઝુની આયતથી પગ ઉપર મસહ કરવાનું શીઆ જે સમજે છે તે ગલત છે. કુરઆનની મતલબ હજરત (સલ) કરતાં સારી કોણ સમજી શકે છે?

૨૧૩૦ બોખારી તથા મુસલિમમાં ઝેનબ બીનતે જહશ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અરબોને ખરાબી છે તે બલાથી જે પાંસે થઇ છે. આજને દિવસે યાજૂજ માજૂજની દીવાર આટલી ખુલી છે અને (એને બતાવવા માટે) હજરતે અંગુઠાથી તથા તેની પાસની આંગળીથી ગોલાકાર (હલકો) બનાવ્યો. (એટલે આ ગોલાકારની બરાબર તે દીવારમાં સુરાખ થયો છે.) હજરત ઝેનબે કહ્યું. અમારામાં સારા લોકો હોવા છતાં શું અમો હલાક થઇશું? હજરતે [સલ] ફરમાવ્યું હા, જ્યારે બદી ઘણી ફેલાય ત્યારે (એટલે જ્યારે દુન્યામાં ગુનાહ અને બદકારી ઘણી વધે છે અને નેક લોક ઓછા થાય છે ત્યારે નેક અને બદ સર્વ હલાક થાય છે.)

**ફાયદો.** હજરત ઝેનબ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) સૂઇને જાગ્યા. ચેહરો મુબારક ડરને લીધે લાલ થયો હતો. કહેતા હતા લાએલાહ ઇલ્લ-લ્લાહ ફરી આ હદીસ ફરમાવી. હજરત (સલ) ના વખતથી તે દીવારમાં કાણું પડયું ફરી તેનો દીન પરતી દીન વધારો છે. તે એટલાં સુધી કે કેયામતની નજદીક માર્ગ પડી જશે. યાજૂજ માજૂજ નીકળીને સઘળા જહાનને તબાહ કરશે. જો કે તે બલા તમામ જહાનમાં ફેલાશે પણ હજરતે (સલ) અરબનું ખાસ નામ એટલાં માટે લીધું કે હજરતને લીધે અરબથી યાજૂજ માજૂજને ઘણી દુશમનાઇ થશે.

૨૧૩૧ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમામ જહાનના પરવરદિગારની નજદીક સર્વ લોકોથી આ શખ્સ મોટો સાક્ષી છે." એટલે તે પુરૂષ જે દજ્જાલથી ઝઘડશે.

**ફાયદો** સહી મુસલિમમાં રિવાયત છે કે જ્યારે દજ્જાલ પ્રગટ થશે તો એક ઇમાનદાર પુરૂષ તેની આગળ જશે અને લોકોને કહેશે આ તો દજ્જાલ છે એનું વર્ણન હજરતે (સલ) કર્યું છે. તો દજ્જાલ તે ઇમાનદારને મારપીટ કરીને બોલાવશે અને કહેશે હવે પણ તું મારા પર ઇમાન લાવતો નથી? ઇમાનદાર કહેશે તું જૂઠો મસીહ છે. ફરી દજ્જાલ તેના માથા પર કરવત મેલાવી ચીરાવશે, તે પછી તેને ઝિન્દો કરશે, ફરી કહેશે તું મારા પર ઇમાન લાવ. મુમિન કહેશે હવે તો મને તારા જૂઠ તથા કુફરની ઘણી ખાતરી થઇ. એટલે તેની પણ હજરત (સલ) ખબર આપી ગયા છે કે દજ્જાલ એક શખ્સને મારીને જીવતો કરશે. તેને જણાશે કે તે શખ્સ હુંજ છું. ફરી મુમિન કહેશે આ લોકો? હવે મારા પછી એને કોઇના મારવાની કે જીવડાવવાની શકતી નથી. ફરી દજ્જાલ તેને પકડશે કે જુબહ કરે તો તે જુબહ કરી શકશે નહીં. ફરી તેને અગ્નિમાં નાખશે. લોક જાણશે કે તે અગ્નિમાં છે પણ જુઓ તો તે જંનતમાં હશે. ફરી હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે ખોદાની નજદીક આ મુમિનની શાહેદી ઘણી ઉમદા છે.

૨૧૩૨ બોખારીમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ માણસ છે અને આ તેનું મોત છે, જેણે તેના પર ઘેરો ઘાલ્યો છે અને આ (લીટી) જે બહાર નીકળી છે તે તેની આશાઓ છે, અને આ નાની નાની રેખા છે તે તેની આફતો છે. તો જો આ આફત ચૂકી તો આ આફતે ડસ્યો, અન જો આ આફતથી બચ્યો તો આ આફતે કડયો." હજરતે મોરબ્બા (ચોરસ) રેખા પાડી અને એક લીટી તેની વચ્ચે પાડી બહાર ખેંચી અને આ વચ્ચે વાળી રેખાની એક તરફ નાની નાની રેખા પાડી તે વેળા આ ફરમાવ્યું. *

* તેનો નકશો.



**ફાયદો** આ હદીસમાં હજરતે (સલ) માણસના લોભ, બેવકુફાઇ બયાન કર્યા, કે મોતતો ચોતરફથી ઘેરો નાખી બેઠયું છે અને સંકડો આફતો અને દુઃખો તો સામે છે, જો એકથી બચે તો બીજાથી બચી શકતો નથી છતાં દુન્યા છોડતો નથી સંતોષ પકડતો નથી. લોભની તો એવી દશા છે કે પચાસ વર્ષની ઉમર નહીં અને સો વર્ષનો સામાન તૈયાર કરે છે. માણુસ ઘણુંજ ઊંધણુસી તથા બીલકુલ પરિણામ વિચારનાર નથી.

૨૧૩૩ બોખારી તથા મુસલિમમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખેબરનો બોજ ઉઠાવવો અફજલ નથી આ બોજ ઉઠાવવો અફજલ છે. ઓ અમારા પરવરદિગાર આ પાક તથા સુથરૂ છે" મસજીદ બનાવતી વખતે ઇંટો ઉઠાવતી વેળા હજરત (સલ) કહેતીની રૂએ આ કહેતા હતા.

**ફાયદો** મદીનાના લોકો ખૈબરથી ખજૂર ઉઠાવી લાવતા હતા તો ફરમાવ્યું કે મસજીદ માટે ઇંટો લાદવી ખૈબરના ખજૂર લાદવા કરતાં શ્રેષ્ઠ તથા સરસ છે. કેમકે એમાં દુન્યાનો લાભ છે અને તેમાં આખેરતનો ફાયદો છે.

૨૧૩૪ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો ખોદાએ ચાહ્યું તો આ મજલ (ઠેરવાની જગ્યા) છે." મસજીદની જગ્યા ઉપર હજરત (સલ) ની ઊંટડી બેઠી ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** હજરત (સલ) જ્યારે મક્કાથી હિજરત કરી મદીને પધાર્યા તો મદીનાના દરેક રઇસે દરખાસ્ત કરી કે હજરત (સલ) અમારા મકાનમાં પધારો. હજરતે [સલ] ફરમાવ્યું કે મને એમાં કશો અખત્યાર નથી જ્યાં ખોદાની મરજી હશે ત્યાં આ ઊંટડી બેસશે. તો જ્યાં હાલમાં હજરત (સલ) ની મસજીદ છે ત્યાં ઊંટડી બેઠી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. અબુ ઐયુબ અન્સારી (રદી) નું ઘર ત્યાંથી પાસે હતું હજરત ત્યાં કેટલીક મુદત રહ્યા. ફરી મસજીદ બની અને ત્યાં ઘર બન્યું અને ત્યાંજ કબર મોબારક બની.

૨૧૩૫ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ જીબરઇલ (અલે) છે પોતાના ઘોડાનું માથું પકડેલા છે અને તેમના પર લડાઈનો અસબાબ છે.

**ફાયદો** જંગે ખન્દક પછી જ્યારે બની કોરૈજા ઉપર હજરતે (સલ) ચઢાઇ કરી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એનો બાકીનો કિસ્સો ત્રીજા અધ્યાયમાં આવી ગયો.

૨૧૩૬ મુસલિમમાં અબ્બાસ બીન અબ્દુલ મુત્તલેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ વખતે તંનુર (ભઠ્ઠી) સળગ્યું" (એટલે લડાઇની ભઠ્ઠી સારી રીતે સળગી ઘણુા ધુમસાણુની લડાઇ થઇ) હોનેનની લડાઇને દિવસે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** ફરી હજરતે કેટલીક કાંકરી કાફિરો તરફ ફેંકી અને ફરમાવ્યું "કઅબાના રબ્બની કસમ કાફિરો ભાગ્યા" ફરી કાફિરોની હાર થઇ.

૨૧૩૭ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા તથા મરવાન બીન હકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ ફલાણો શખ્સ છે અને તે તે લોકોમાંથી છે જેઓ કુરબાનીના ઊંટોને ઘણું માન આપતા હતા. માટે કુરબાનીના જાનવરો તેની આગળ કરો" એટલે કેનાના લોકોનો પુરૂષ, જેણે કોરૈશના કાફિરોને કહ્યું મને છોડો (જવાદો) હું તેની પાસે એટલે હજરત (સલ) ની પાસે જાઉં છું. ફરી જ્યારે તેણે હજરતને જોયા ત્યારે હજરતે આ ફરમાવ્યું. રાવી કહે છે કે ફરી જ્યારે મિકરઝ બીન હફસ હજરત (સલ) પાસે આવ્યો તો હજરતે કહ્યું આ મિકરઝ બીન હફસ છે? અને એ બદકાર પુરૂષ છે. અને એણે પણ કોરૈશોને કહ્યું હતું મને જવા દો હું હજરત પાસે જાઉં છું.

**ફાયદો** હિજરી છઠ્ઠે વર્ષે હજરત (સલ) ઉમરો કરવા મદીનાથી ચાલ્યા કોરૈશના કાફિરોથી લડવાનો વિચાર નહોતો. કુરબાનીના ઊંટ હજરત (સલ) સાથે હતાં. સહાબા એહરામ બાંધતા હતા. જ્યારે મક્કા પાસે હોદેબીયા મથકે પોહોંચ્યા

તો કોરૈશના કાફેરોએ હજરતને મક્કામાં જવાથી રોકયા. તેઓ બીધા કે કદાપિ ઉમરાના બહાનાથી હજરત (સલ) અમને મારવા આવ્યા હોય. ત્યારે કેનાનાની કોમના એક શખ્સે કાફિરોને કહ્યું કે હું હજરત પાસે તપાસ માટે જાઊં છું. જ્યારે તે આગળ આવ્યો ત્યારે હજરતે કુરબાનીના ઊંટ તેની સામે કરાવ્યા કે જેથી તેને ખાતરી થાય કે ઉમરા સિવાય બીજો કોઇ વિચાર નથી. ફરી જ્યારે તે પાછો ફર્યો તો તેણે કોરૈશના કાફિરોને કહ્યું કે આ લોકો તો દર્શન (ઝીયારત) માટેજ આવ્યા છે તેઓની સાથે કુરબાની છે. ફરી કોરૈશના કાફિરોએ મોકરેઝને તપાસ માટે મોકલ્યો. બાકી કિસ્સો કંઇ વાર આવી ગયો છે.

૨૧૩૮ બોખારી તથા મુસલિમમાં મોઆવિયા બીન સુફયાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ દિવસ આશૂરા છે. અલ્લાહે એનો રોઝો તમને ફરજ કર્યો નથી પણ હું રોઝદાર છું માટે જેને રોઝો રાખવો પસંદ હોય તે રોઝો રાખે અને જેને રોઝો નહીં રાખવો પસંદ હોય તે રોઝો નહીં રાખે.

**ફાયદો** મોહર્રમની દશમી તારીખનું નામ અશૂરા છે. એનો રોઝો ફરજ નથી સુંનત છે. હજરતે એનો રોઝો રાખવા નહીં રાખવાનો અખત્યાર આ[પ્યો] છે. જેથી જણાય કે સુંનત મોઅક્કાદા નથી.

૨૧૩૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ મારી કોમનો એટલે બની તમીમનો સદકો છે.

**ફાયદો** જ્યારે બની તમીમની કોમ ઝકાતનો માલ લઇ આવી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. બની તમીમને હજરતે (સલ) પોતાની કોમ એ માટે કહી કે તેઓ મોજરની ઓલાદ છે. અને મોજર હજરતના (વંશમાં) દાદાઓમાંથી છે. અને કેટલાક કહે છે કે હજરતની નનયાલથી બની તમીમને સગાઇ છે.

૨૧૪૦ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ અને આ બરાબર છે" એટલે ચટલી આંગળી અને અંગુઠો.

**ફાયદો** માણસના ખૂનનો પૂરો બદલો (દિયત) હઝાર દીનાર અથવા દસ હઝાર દિરમ અથવા સો ઊંટ છે. અને આંગળીનો બદલો પૂરી દિયતનો દશાંશ છે. એટલે સો દીનાર અથવા હઝાર દિરમ અથવા દશ ઊંટ. મતલબ આ છે કે સર્વ આંગળીઓની દિયત બરાબર છે નાની હોય અથવા મોટી હોય.

૨૧૪૧ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શા માટે તેના ચામડા (એટલે નમુનાની મરેલી બકરીના ચામડા) ને નહીં લીધું, ફરી તમો તેને રંગીને તેથી લાભ લેતે.

**ફાયદો** હજરત મેમૂના [રદી] ની બકરી મરી ગઇ. તેને ઉકરડા ઉપર નાખી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મરેલા જાનવરની ખાલ સાફ કર્યા પછી કામમાં લાવવા લાએક છે. મોતથી ખાલ હરામ થતી નથી.

૨૧૪૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતની હલાકી કોરૈશના છોકરાઓને હાથે છે.

**ફાયદો** સહી બોખારીમાં રિવાયત છે કે મદીનામાં હજરત (સલ) ની મસજીદમાં મરવાનની સામે અબુ હોરેરા (રદી) એ આ હદીસ બયાન કરી. મરવાને કહ્યું ખોદા તેઓ પર લાનત કરે શું તેઓ છોકરા થશે? અબુ હોરેરાએ (રદી) કહ્યું જો હું ચાહું તો તેઓના નામ પણ લઊં કે ફલાણા અને ફલાણા. એટલે કોરૈશની કોમથી કેટલાક યુવાન ખોદાથી નડર બેઅકલ હાકેમ થશે. મુસલમાનોની બેઇઝ્ઝતી તથા ખૂનરેઝી નાહક કરશે જેમકે યઝીદ પલીદ તથા વરવાનની ઘણી ઓલાદ તથા કેટલાક અબ્બાસી બાદશાહ. આ હદીસ મોઅજેઝો છે કે જેવી રીતે હજરતે [સલ] ફરમાવ્યું તેવું થયું. એનું વિસ્તારથી બયાન તવારીખમાં વર્ણાયું છે.

૨૧૪૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી તેઓ દજ્જાલ ઉપર ઘણા સખત છે" એટલે બની તમીમ.

**ફાયદો** એટલે જ્યારે દજ્જાલ નીકળશે તો બની તમીમની કોમ ઉપર તેનો કાબુ ચાલશે નહીં.

૨૧૪૪ બોખારી તથા મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કઅબાના રબ્બની કસમ તેઓ ઘણી નુકસાની ખમનાર છે. મેં કહ્યું એ રસુલુલ્લાહ! આપના ઉપર મારાં મા બાપ વારી જાય (ફિદા થાય) તેઓ કોણ છે ? હજરતે (સલ) ફરમાવ્યું કે તેઓ ઘણા માલ વાળા છે. પણ જે આવી રીતે અને આવી રીતે અને આવી રીતે પોતાને આગળ પાછળ જમણે ડાબે આપે તે નુકસાની પામનાર નથી પણ એવા ઘણા ઓછા છે. કોઇ પણ ઊંટવાળો કે ગાયવાળો કે બકરાંવાળો તેની ઝકાત નહીં આપશે તો તે પ્રાણીઓ જે છે તેથી મોટાં તાજાં થઇને કેયામતને દિવસે આવશે, તેઓ પોતાના શીંગથી તેને ભોંકશે અને પોતાની ખરીયોથી તેને કચડી નાખશે. જ્યારે પાછલા જાનવર ચાલ્યાં જશે તો પાછાં પેહેલાં આવશે તે એટલાં સુધી કે લોકોમાં ઇનસાફ થશે.

**ફાયદો** અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરત [સલ] કઅબાના છાયામાં બેઠા હતા જ્યારે મને જોયો ત્યારે આ હદીસ ફરમાવી. એટલે માલદાર સખી ઓછા થાય છે બખીલ ઘણા થાય છે ન તેઓ ઝકાત આપે ન ગરીબોની ખબર લ્યે. જ્યારે કેયામતના અઝાબમાં સપડાશે ત્યારે તેઓની નુકસાની સિધ્ધ થશે.

૨૧૪૫ બોખારીમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે બને (એટલે હાડકી તથા ગોવર) જીન્નોનું ખાણું છે. અને વાત આ છે કે નસીબીનના જીન્નોના પરતિનિધિઓ મારી પાસે આવ્યા અને તેઓ સારા જીન્નાત છે. ફરી તેઓએ મારેથી ખોરાકની માંગણી કરી તો મેં અલ્લાહથી તેઓ માટે દોઆ કરી કે તેઓનું કોઇ હાડકા પર કે ગોવર [સુકુ છાણું] ઉપર જવું થાય તો તેઓને તેમાંથી ખાણું મળે” હજરતે [સલ] અબુ હોરેરા [રદી] ને ફરમાવ્યું કે તું મારી પાસે હાડકી તથા ગોવર નહીં લાવ. અબુ હોરેરા (રદી) એ ફરમાવ્યું હાડકી તથા ગોવર નહીં લાવવાનું શું કારણ? ત્યારે હજરતે આ તેમને ફરમાવ્યું.

**ફાયદો** અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] મને ફરમાવ્યું કે મારે વાસતે ખડુ લાવ, કે હું ઇસ્તિનજો કરૂં. અને હાડકી તથા ગોવર નહીં લાવ. ત્યારે મેં તેનું કારણ પૂછયું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. નસીબીન એક શેહેરનું નામ છે. ત્યાંના જીન્નાત મુસલમાન થયા હતા. માટે હજરતે [સલ] તેમની તારીફ કરી તથા દોઆ કરી. હજરતની દોઆથી હાડકી પર માંસ જમે છે તેને જીન્ન ખાય છે. અને ગોવર ઘાસ થાય છે તેને તેઓના ઢોર ખાય છે માટે હાડકી તથા ગોવરથી ઇસ્તિનજો મના થયો.

૨૧૪૬ મુસલિમમાં અબુ ઓબૈદા બીન જર્રાહ † (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે (માછલી) ખોરાક છે, અલ્લાહે તમારે માટે કાઢી. શું તમારી પાસે તેના માંસમાંનું કંઇ છે કે તમો મને ખવરાવો ? અબુ ઓબૈદા કહે છે કે અમે રસુલુલ્લાહ કને તેમાંનું મોકલ્યું તો આપે ખાધું.” સમુદ્રે મરેલી માછલી ફેંકલી તેના વિષે હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** આ કિતાબના મુળ રચનાર સગાની કહે છે, અલ્લાહ તેની આશાઓને પોતાના રાજ્યને લીધે પુરી કરે, અને તેની વાતોને પોતાની દલીલોથી સત્ય કરે કે સને ૬૨૨ ના રબીઉલ અવ્વલની તા૦ ૧૧ મીએ રાતના હું સુવા લાગ્યો. અને મેં કહ્યું એ અલ્લાહ તું આજ રાત્રે ખ્વાબમાં તારા નબી હજરત મોહમ્મદ (સલ)ની ઝિયારત કરાવ. કેમકે તેમના વિશેના શોખને તું જાણે છે. ફરી રાતના ઊંઘ પછી મેં જોયું કે જાણે હું ત્યાં નબી [સલ] એક માળ પર છીએ અને તારા બીજા સાથીઓ માળની સીડીની પાસે નીચે છે. મેં કહ્યું એ રસુલુલ્લાહ ! સમુદ્ર જે મરેલી માછલીને ફેંકે તેના વિષે આપ શો હુકમ ફરમાવો છો ? શું તે હલાલ છે ? હજરતે મારી તરફ હસતાં ફરમાવ્યું હા, ફરી મેં મારા સાથીઓ કે જેઓ સીડી પાસે હતા તેઓ તરફ ઇશારો કરીને કહ્યું તમો મારા સા-

† તોહફાવાળા કહે છે કે આ હદીસના રાવી મુસલિમ તથા નસાઇના એસુલમાં હજરત જાબિર (રદી) છે. ફા. મો.

થીને કહ્યું તેઓ મને સાચવશે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે તેં મને ગાળ આપી અને તેઓએ મને એબ લગાડી છે. મેં કહ્યું ઓ રસૂલુલ્લાહ! કેવી રીતે? ફરી હજરતે કંઇ કહ્યું જેના શબ્દો મને યાદ નથી પણ તેના અર્થ આ છે, જે લોકો નહીં માને તેવા આગળ તેં મારી હદીસો પેશ કરી (એટલે નાલાએકોની સામે હજરતની હદીસો બયાન કરવી ઘણીજ બેઅદબી છે ગાળો ભાંડવા સરખી છે) ફરી તેઓના તરફ મોં કરીને તેઓને ઠપકો આપ્યો અને તેઓને નસીહત કરી. ફરી મેં તેજ રાતની સવારના કહ્યું, હું આજ રાત પછી જેઓ હજરત (સલ) ની હદીસથી મોં ફેરવે તેવાઓ આગળ બયાન કરવાથી હું ખોદાની પનાહ લું છું. પણ જે લોકો પોત પોતાનાં મતફેર પડવામાં હજરતને લવાદ ઠેરવે છે, ફરી તેઓ હજરતના ફેસલાથી પોતાના દિલોમાં ખટકો કે ઉદાસી લાવતાજ નથી અને પોતાનું કામ પૂરી રીતે હજરતને સોંપે છે તેઓની આગળ હું બયાન કરીશ."

**ફાયદો.** કર્ત્તાના સ્વપ્નાથી જણાયું છે કે એવી માછલી હલાલ છે. અને સિધ્ધ થયું કે હજરત (સલ) ની હદીસ નાલાએકોની સામે બયાન કરવી બેઅદબી છે. શોખીન દીનદારોને સંભળાવે અને નાલાએકની આગળ નિરર્થક કરે નહીં. જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) અમને લડાઇ ઉપર મોકલ્યા અને અબુ ઓબેદાને અમારા સરદાર ઠેરવ્યા. અને અમારા સાથનું ભાથું પૂરું થયું, અને અમારા પર ભૂખનો વધારો થયો તો સમુદ્રે એક મરેલી માછલી બહાર નાંખી, તેવી મોટી માછલી કદી અમે જોઇ નહોતી, તેની પાંસળીની નીચેથી સ્વાર ચાલ્યો જતો હતો. પ્રથમ તેના હલાલ હોવા નહોવામાં વાંધો પડયો તે પછી લાચારીને લીધે તેને ખાવા શરૂ કરી. અમો ત્રણસો માણસ હતા. મહિના સુધી ત્યાં રહ્યા અને ખાયા કરી. જ્યારે અમે મદીનામાં આવ્યા તો હજરત (સલ) આગળ આ કિસ્સો બયાન કર્યો. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. ઇમામ આજમ (રહ) ના મજહબમાં જો વગર કારણે માછલી મરે અને પાણી પર તરી આવે તો હલાલ નથી પણ જો કોઇ અથડાવાથી તથા કારણથી મરે તો હલાલ છે.

૨૧૪૭ બોખારી તથા મુસલિમમાં અબ્બાસ બીન અબ્દુલ મુત્તલિબથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે (એટલે અબુતાલિબ) અગ્નિમાં છેક નીચેના દરજાથી જરા ઉપર છે. અને જો હું નહોત તો તે છેક નીચેની અગ્નિના ખાડામાં થતે. *

**ફાયદો.** અબુ તાલબે હજરત (સલ) ને પાલ્યા અને હમેશા હજરતનો મદદગાર તથા કુમક કરનાર રહ્યો માટે દોઝખમાં તેના પર ઓછો તથા હલકો અજાબ થયો.

૨૧૪૮ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે તેણીને માટે સદકો છે અને મારે માટે ભેટ છે" એટલે તે માસ જે બરીરા (રદી) ને સદકો અપાયું હતું તે.

**ફાયદો.** બરીરા (રદી) હજરત આએશા (રદી) ની દાસી હતી તેણીને ઝકાતનું માંસ મળ્યું હતું. હજરતે (સલ) તેને ખાધું અને આ ફરમાવ્યું. એટલે ઝકાતનો માલિક પ્રથમ ગરીબ થયો. ફરી તેણે તવંગરને અથવા હાશેમી (સૈયદ) ને આપ્યો તો દુરૂસ્ત છે.

૨૧૪૯ મુસલિમમાં હમઝા બીન અમર અસલમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ (એટલે રોઝા છોડવો) અલ્લાહ તરફની છુટી છે. તો જે કોઇએ એને લીધી તો ઠીક છે. અને જે કોઇ રોઝો રાખવા ચાહે તો તેના પર કઇ દોષ નથી." જ્યારે હમઝાએ (રદી) કહ્યું ઓ રસૂલુલ્લાહ હું સફરમાં રોઝો રાખવાની શક્તિ રાખું છું શું મારા પર કંઇ દોષ છે? ત્યારે હજરતે તેમને આ ફરમાવ્યું.

**ફાયદો.** સફરમાં રોઝો ખાવાની છુટી ખોદાએ આસાની તથા હલકુ કરવા માટે આપી છે. આ હુકમ ફરજ નથી. સફરમાં રોઝો રાખવા નહીં રાખવાનો અખત્યાર છે.

૨૧૫૦ મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તે

---

* આ હદીસથી પણ જણાયું કે અબુ તાલિબ કુફર ઉપર મર્યો છે. શા. પી.

(એટલે જુમઆની મકબુલ ઘડી) ઇમામ બેસે ત્યારથી તે નમાઝ પૂરી થાય તે વચ્ચે છે.

**ફાયદો** ઘણી હદીસોમાં સિધ્ધ થયું છે કે જુમઆમાં એક ઘડી એવી છે કે તેમાં મુસલમાન જે દોઆ કરે તે કબૂલ થાય છે. પણ આમાં ઇખતેલાફ છે કે તે કયી ઘડી છે. તેમાંના બે મત ઘણા સહી છે. એક તો આ કે ઇમામ મિન્બર ઉપર બેસે તે વેળાથી તે નમાઝ પૂરી થાય ત્યાં સુધી છે. આ મતનો આધાર આ હદીસ છે. બીજો મત આ છે કે જુમઆની છેલ્લી ઘડી જ્યારે સૂર્યાસ્ત થાય છે તે ઘડી છે. જેમકે અબ્દુલ્લાહ બીન સલામ (રદી) થી એ મજમુનની હદીસ બયાન થઇ છે. ઘણા ઓલમાની નજદીક બીજો મત ઘણોજ મજબુત છે. જેમકે એનો ખોલાસો સિફરૂસ સઆદતની શરહ સિરાતુલ મુસ્તકીમમાં છે. જેને તહકીકનો શોખ હોય તે તેને વાંચે.

૨૧૫૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહની કુદરતનો જમણો હાથ ભરેલો છે રાત દિવસમાં રેહીને ખરચ કરવું તેને ઘટાવતું નથી (એટલે દરેક વખત તેના ફેજનો રેલો વહે છે) જુઓ તો ખરા, આસમાનો અને ઝમીન પેદા કર્યાં ત્યારથી ખરચે છે તો જે તેના જમણા હાથમાં છે તેને એણે કંઇ કમી કર્યું નથી. અને જુઓ તો તેનું અરશ પાણી પર હતું. (એટલે અઝલથી છે) અને તેના બીજા હાથમાં રોક છે અથવા ફેજ છે. કોઇને ઊંચે ચઢાવે છે અને કોઇને નીચે પાડે છે.

**ફાયદો** એટલે બોહલી રોજી તથા તંગી કરવી એ બંને ખોદાની સિફતો છે.

૨૧૫૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તારો સાથી જે વાત પર તને સાચવે છે તે પર તારી કસમ થાય છે." અને બીજી રિવાયતમાં છે તારો સાથી સાચવે તેજ કસમ માતબર છે.

**ફાયદો** વાદીની મતલબ પર કસમ ખાવી માતબર છે. એનું બયાન અધ્યાય સાતમામાં આવી ગયું છે.*

* વાંચો હદીસ ના. ૧૩૫૭ ગુ. મો.

# અધ્યાય અગીયારમો.

આ અધ્યાયમાં હદીસે કુદસી છે જેની હજરતે (સલ) પોતાના પરવરદિગારથી રિવાયત કરી છે.

**કુદસી હદીસ** તેને કહે છે કે હજરત (સલ) આવી રીતે કહે કે ખોદાએ આવી રીતે ફરમાવ્યું. કુરઆનમાં તથા કુદસી હદીસમાં આ ફેર છે કે કુરઆનનો મજમુન તથા શબ્દ બંને ખોદાના તરફથી છે. અને કુદસી હદીસમાં મજમુન ખોદા તરફથી છે પણ શબ્દ હજરત [સલ] ના છે. ખોદાએ એક મતલબ ઇલહામની રૂએ હજરતના દિલમાં નાંખી હજરતે તેને પોતાની ઇબારતમાં બયાન કરી. કુરઆનને વગર વોજુએ પકડવું દુરૂસ્ત નથી અને હદીસે કુદસીને હાથ લગાડવો દુરૂસ્ત છે.

૨૧૫૩ બોખારીમાં અનસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા ફરમાવે છે, જ્યારે હું મારા બંદાને તેની બે પ્યારી (આંખો) માં સપડાઊં (એટલે તેની બંને આંખો જતી રહે) અને તે સબર કરે તો હું તેને તેના બદલે જંનત આપીશ.

**ફાયદો.** બંને આંખો માણસને ઘણી પ્યારી છે તેનું ફુટવું અથવા તેની રોશની (તેજ) જતી રહેવી તેને ઘણું મુશ્કેલ છે. જ્યારે તેણે એવી સખત મુસીબત ઉપર સબર કર્યો, પોતાના માલિકનો શિકવો નહીં કર્યો તો એ માટે તેનો બદલો જંનત ઠેરવાયો.

૨૧૫૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા ફરમાવે છે, જ્યારે બંદો મારી મોલાકાત ચાહે છે તો હું તેની મોલાકાત ચાહું છું. અને જ્યારે તે મોલાકાતને પસંદ કરતો નથી (બુરૂં લાગે છે) તો હું તેની મોલાકાતને પસંદ કરતો નથી.

**ફાયદો.** એટલે ઇમાનદારને મરતી વેળા મગફેરતની બશારત થાય છે જેથી તે મોતનો તથા ખોદાની હોજુરીનો મુશતાક થાય છે (હોંસ કરે છે) અને કાફેરને મરતી વેળા અજાબ દેખાય છે તો તે મોતથી તથા ખોદાની હોજુરીથી ગભરાય છે. *

૨૧૫૫ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા ફરમાવે છે, જ્યારે મારો બંદો મારી આગળ એક વેંત આવે છે તો હું એક હાથ તેની આગળ વધું છું. અને જ્યારે તે મારી આગળ એક હાથ વધે છે તો હું એક વામ તેની આગળ વધું છું. અને જ્યારે તે મારી આગળ એક વામ વધે છે તો હું તેની આગળ દોડતો આવું છું.

**ફાયદો.** એટલે બંદો જેટલો ખોદાની તરફ મોં કરે છે (તેના તરફ લાગે છે) તેથી બેવડું ત્રેવડું ખોદા તેના તરફ મોતવજ્જેહ થાય છે. તેનો મદદગાર થઇને દીનના મુશ્કેલ કામ તેના પર આસાન કરે છે. આ હદીસમાં નેક કામોનું ઉત્તેજન છે જેથી ખોદાની નજદીકી મળે છે.

૨૧૫૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, જ્યારે મારો બંદો ગુનાહનો વિચાર કરે તો તમો તેને તેના ઉપર નહીં લખો. ફરી જો તે તે કામ કરે તો તેને એક ગુનોહ લખો. અને જ્યારે તે નેકીનો કસદ કરે ફરી તે તે કામ નહીં કરે તો તમો તેને એક નેકી લખો. પણ જો તે તે કામ કરે તો તેને દશ નેકો લખો.

**ફાયદો.** સુબ્હાન-લ્લાહ શું તેની કૃપા બંદાઓ પર બેહિસાબ છે! કે ગુનાહના કામના કસદને લખાવતો નથી અને નેક કામના વિચા-

* એ હદીસનું કેટલુંક બયાન હદીસ ના. ૧૦માં છે. ગુ. મો.

...મ લખાવે છે. અને બદીને એકજ રાખે છે અને નેકીને દસ ઘણી કરે છે. પણ આ જાણવું જોઈએ કે બદીનો વિચાર જરૂર લખાતો નથી પણ જો બદીના વિચારની સાથે તેમ કરવાનો દિલમાં ઠરાવ કર્યો હોય (એટલે તેને કરવા ઉપર દિલમાં વગર ખટકે કરવાનો મજબૂતીથી ઠરાવ કર્યો હોય) તેની બે સૂરતો છે એક તો આ કે તેવો ઠરાવ કર્યો (અઝમ, મોસમ્મમ) હોય બાદ તે બદ કામને ખોદાના ડરથી અમલમાં નહીં લાવ્યો હોય, અને તે પર શરમિન્દો થયો હોય તો એક નેકી લખાશે. કારણ કે તેણે ખોદાને માટે પોતાની ખાહેશે [illegible]માનીને મારી. બીજી સૂરત આ છે કે બદીના પૂરતો વિચાર ખોદાના ખોફ (ડર) થી નહીં પણ કોઇ બીજા કારણને લીધે પૂરો નહીં પડ્યો હોય તો બેશક એક ગુનોહ લખાશે. (દાખલા તરીકે) જેમકે કોઇએ રાતના પોતાના દિલમાં મજબૂતીથી આવો વિચાર કર્યો કે હું કાલે ફલાણાને કતલ કરીશ, અથવા ફલાણી સ્ત્રીથી વ્યભિચાર કરીશ અને ફરી તેજ રાત્રે તે પુરૂષ મરી ગયો અથવા તે સ્ત્રી મરી ગઇ તો તેના પર કતલ તથા વ્યભિચારના વિચારનો ગુનોહ સિધ્ધ થયો. જેમકે આ મતલબ બીજી હદીસોમાં ખુલ્લી રીતે વર્ણાઇ છે. §

* ૨૧૫૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મેં મારા બંદા નેક બખ્તો માટે એવી ચીજ તૈયાર રાખી છે જેને કોઇ આંખે જોઇ નથી. કોઇ કાને સાંભળી નથી. અને કોઇ માણુસના દિલમાં તેનો ખિયાલ આવ્યો નથી.

**ફાયદો.** એટલે જંનતમાં નેકોને માટે એવી ઉમદા નેઅમતો છે કે તેના જેવી દુન્યામાં કોઇ ચીજ નથી કે જેનો દાખલો અપાય.

**મિસરો.**

ચે નિસ્બત ખાક રા બા આલમે પાક

૨૧૫૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, બીજા ભાગ થનારાઓને જોતાં ભાગ થવાથી (શિર્કથી) હું ઘણું બેપરવા છું. જે કોઇએ એવું કામ કર્યું જેમાં તેણે મારી સાથે બીજાને ભેળ્યો (શરીક કર્યો] તો હું તેને તેના શિર્કના કામની સાથે છોડું છું.

**ફાયદો** એટલે જે ઇબાદત તથા અમલ દેખાવ તથા નામદારી માટે હોય તે ખોદાની નજદીક મકબૂલ નથી ધીક્કારેલો છે. ખોદા તેજ ઇબાદત તથા અમલને કબૂલ કરે છે જે ખોદા માટેજ ચોખ્ખી હોય. બીજાનો તેમાં કંઇ લગાવ કે વલગણુ નહોય.

૨૧૫૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, હું મારા બંદાના ગુમાનની નજદીક છું, અને જ્યારે તે મને યાદ કરે છે તો હું તેની સાથે છું.

**ફાયદો** પૂરી રિવાયત આવી રીતે છે, જો બંદો મને પોતાના જીવમાં યાદ કરે છે તો હું પણ તેને પોતાના જીવમાં યાદ કરૂં છું. અને જો તે મને લોકોમાં યાદ કરે છે તો હું પણ તેને મજમામાં યાદ કરૂં છે જે મજમો તેના મજમાથી સારો છે. (એટલે તેની યાદ ફિરસ્તાઓમાં તથા નબીયોની અરવાહ (આત્માઓ) માં કરૂં છું.) આ હદીસમાં જીકરની બુજુરગી છે અને નેક કામોની તરગીબ આપવી છે કે જેથી ખોદાની સાથે સારી ધારના મળે. એની આ મતલબ નથી કે ગુનાહો ઉપર અડેલો રહે અને આવી રીતે કહે કે ખોદા જરૂર મને બખશશે. કારણ કે એનું નામ રજા [આશા] કે સારો ગુમાન નથી પણ એ તો ખોટી આશા તથા શૈતાનનો વસવસો છે. જેવી રીતે કોઇ શખ્સ વગર હળ ચલાવે અને વગર ફડકો ફેરવે દાણાનો આશા કરે તો ચસકેલો તથા દીવાનો ગણાશે.

૨૧૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ખચીત રોઝો મારે માટે છે અને હુંજ તેનો બદલો આપીશ. [એટલે ફિરસ્તાઓથી નહીં અપાવાશ હું પોતે આપીશ.]

**ફાયદો** રોઝાને ખોદાએ પોતાની તરફ એટલાં માટે લગાડયો (નિસ્બત કરી) કે બીજી ઇબાદતમાં જેમકે નમાઝ ઝકાત અને હજજમાં રિ-

§ વાંચો હદીસ ના. ૨૫૮ ગ્રા. મો.

થ, નામહારીને પેસારો છે પણ રોઝામાં પેસારો નથી. કેમકે જો રોઝદાર નહીં જાહેર કરે તો તેને કોઇ જાણી શકતું નથી. અને બીજું કારણ આ છે કે દરેક ઇબાદતમાં ફિરસ્તા માણુસ સાથે ભેગા છે પણ રોઝામાં ભેગા નથી. કેમકે તેઓને ભૂક તરસ નથી કે તેને રોકે.

૨૧૬૧ મુસલ્લિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ખચીત તારી ઉમ્મત હમેશ કહેતી રહેશે આ શું છે આ શું છે? તે એટલાં સુધી કે કહેશે આ તો અલ્લાહ છે એણે જગત ઉત્પન્ન કર્યું તો અલ્લાહને કોણે ઉત્પન્ન કર્યો.

**ફાયદો** એટલે આ ઉમ્મતના કેટલાક નાદાન બેહુદા સવાલ કરતાં કરતાં એવે દરજ્જે પોહોંચશે કે ખોદામાં સન્દેહ કરશે અને જુઓ તો એના બરાબર કોઇ બેવકુફાઇ નથી. કારણ કે ઉત્પાદક (ખાલેક) ની ગરજ તેને હોય છે જેની પ્રથમ હસ્તિ નહોય, નઅસ્તિથી અસ્તિમાં આવ્યો હોય. પણ જેની અસ્તિનો શરૂ તથા છેડો નહોય તે કેવી રીતે ગરજવાન થાય? આ વ્યર્થ સવાલ એવો છે જેમ કોઇ કહે કે દરેક ચીજ તો સૂર્યની રોશનીથી પ્રગટ થઇ પણ સૂર્ય કોના પ્રકાશથી જાહેર થયો.

**મિસરો.**

આફતાબ આમદ દલીલે આફતાબ

હદીસ શરીફમાં છે કે જેને એવો ખરાબ ખ્યાલ આવે તે **અઉઝો બિલ્લાહે મિનશશૈતાનીર રજીમ** પઢે.

૨૧૬૨ મુસ્લિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ખચીત રોઝદાર માટે બે ખુશી છે. જ્યારે તે રોઝો ખોલશે ખુશી થશે, અને જ્યારે તે અલ્લાહની મુલાકાત કરશે ખુશી થશે.

**ફાયદો** રોઝો ખોલતી વેળા તો આ ખુશી કે રોઝો પૂરો થયો અને ભૂખ તથા તરસનું જોર નરમ પડયું. અને ખોદાથી મળીને રોઝાનો સવાબ મેળવશે ત્યારે ખુશ થશે.

૨૧૬૩ બોખારીમાં અબુ જર્ર [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મેં મારા જીવ ઉપર તથા મારા બંદાઓ ઉપર જોલમને હરામ કર્યો છે. ખબરદાર તમો એટલા માટે જોલમ કરો નહીં.

**ફાયદો** એટલે ખોદા જોલમથી પવિત્ર છે તેની સિફત આદેલ (અદલ કરનાર) છે. એજ માટે બંદાઓમાં પણ અદલને પસંદ કરે છે.

૨૧૬૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મારી અજમતને લીધે આપસમાં મોહબ્બત રાખનારા કયાં છે? આજના દિવસે મારી છાયા વગર કોઇ છાયા નથી હું એ દિવસમાં તેઓને મારી છાયામાં રાખીશ.

**ફાયદો** એટલે જેઓ આપસમાં અલ્લાહને માટે મોહબ્બત રાખે છે જેઓની મોહબ્બત ખોદાજ માટે છે દેખાવ કે દુન્યાની લાલચ, કે ખાહેશે નફસાનીથી તેઓની મોહબ્બત પાક છે તેઓ કેયામતમાં એવો ઉમદા દરજ્જો મેળવશે કે ખોદાની મદદ તથા અરશના છાયામાં થશે.

૨૧૬૫ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ત્રણ શખ્સોથી હું કેયામતને દિવસે ઝઘડનાર છું. [૧] જે પુરૂષે મને વચમાં રાખી આપ્યું ફરી તેણે બેવફાઈ કરી (૨) જે પુરૂષે આઝાદ માણુસને વેચયું અને તેની કીમત ખાધી. અને (૩) જે પુરૂષે એકને નોકર કે મઝદૂર રાખ્યો ફરી તેનાથી પૂરૂં કામ લીધું અને તેનો પગાર કે મઝદૂરી આપી નહીં.

**ફાયદો** ખોદાને વચમાં રાખી આપ્યું એટલે કોઇની સાથે ખોદાને દરમીયાનમાં રાખી કોલ કરાર આપ્યો. અથવા ખોદાને જામિન રાખીને કરજ લીધું.

૨૧૬૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, નમાઝને મેં મારી વચ્ચે તથા મારા બંદાની વચ્ચે અડધો અડધ વેંહચી છે. અને મારો બંદો જે માંગે તે તેને માટે છે.

**ફાયદો** પૂરી રિવાયત આવી રીતે છે. જ્યારે બંદો કહે છે **અલ હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન** અલ્લાહ કહે છે મારા બંદાએ મારી તારીફ કરી. અને જ્યારે **અર્રહમાનિ-ર્રહીમ**

**કહે** છે તો અલ્લાહ કહે છે મારા બંદાએ મારી સના સિફત [તારીફ] કરી. અને જ્યારે **માલિકે યવમિદીન** કહે છે તો અલ્લાહ કહે છે મારા બંદાએ મારી બડાઇ બયાન કરી. અને જ્યારે **ઈયાક નઅબોદો વઈયાક નસ્તઇન** કહે છે તો અલ્લાહ કહે છે આ આયત મારા તથા મારા બંદાની વચ્ચે છે. એટલે ઇબાદત ખોદાને અને મદદનો લાભ બંદાને. અને જ્યારે **એહદેન-સ્સેરા તલ મુસ્તકીમ સેરાત—લ્લજીન અનઅમત અલૈહીમ ગૈરીલ મગદૂબે અલૈહીમ વ લદ્દાલ્લીન કહે** છે તો અલ્લાહ ફરમાવે છે આ મારા બંદા માટે છે. એટલે સૂરએ ફાતેહા [અલ હમ્દો] માં એ મતલબ છે. એક સ્તુતી તથા તારીફ અને બીજી દોઆ, સ્તુતી તથા તારીફ તો અલ્લાહ માટે છે. અને દોઆ બંદા માટે છે. એજ માટે ફરમાવ્યું કે નમાઝ એટલે અલ હમ્દો મારા અને બંદાની વચ્ચે અડધો અડધ છે.

૨૧૬૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, આદમ પુત્રે મને જૂઠવ્યો અને તે તેને યોગ્ય નહોતું. અને તેણે મને ભાંડયો જે તેને લાએક નહોતું. તો તેનું મને જૂઠવવું તે તો તેનું કહેવું છે કે જેવી રીતે મને ઉત્પન્ન કર્યો તેવી રીતે ફરી મને પેદા કરશે નહીં. અને જુઓ તો પ્રથમની ઉત્પત્તી મારા પર ફરી પેદા કરવાથી સહેલી નથી (એટલે બંને વેળા બનાવવું મને બરાબર છે અને એમ નથી કે પ્રથમ વારનું બનાવવું તો સહેલું હોય અને બીજી વારનું અઘરૂં.) અને તેનું મને ભાંડવું તે તો તેનું કહેવું છે કે અલ્લાહે છોકરો લીધો અને જુઓ તો હું એકલો છું. નિરાધાર છું જેણે ન કોઇને જણ્યો ન કોઇએ એને જણ્યો. અને તેની જોડનો કોઈ નથી.

**ફાયદો** ખોદાએ કુરઆનમાં ખબર કરી કે કેયામત થશે મુરદાં બીજી વાર પેદા થશે. અને અરબના કાફિરો તેનો નકાર કરતા હતા. માટે તેને જૂઠવવું કહ્યું. અને ભાંડવાથી મતલબ એબ લગાડવી છે ખ્રીસ્તીઓ કહે છે, ઇસા (અલ) ખોદાનો દીકરો છે, અને યહુદ ઓઝેર (અલ) ને ખોદાનો છોકરો કહે છે, અને અરબના કાફિરો ફિરસ્તાઓને ખોદાની છોકરી કહેતા હતા.

૨૧૬૮ મુસલિમમાં એયાજ બીન હેમાર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, દરેક માલ જે હું બંદાને આપું તે હલાલ છે. અને મેં સર્વ બંદાઓને હક્કાની ઉત્પન્ન કર્યાં (જે ખોટ દીન તરફ ઝૂકે નહીં) અને ખચીત તેઓની પાસે શૈતાન આવ્યો અને તેઓને તેઓના દીનથી ખેરવ્યા, અને જે મેં તેઓ માટે હલાલ કર્યું છે તેને તેઓએ હરામ કર્યું, અને તેઓને શૈતાનોએ હુકમ કર્યો કે મારી સાથે શિર્ક કરે જેના વિષે મેં કોઇ દલીલ ઉતારી નથી.

**ફાયદો** એટલે શૈતાન તથા કાફિરો જો કોઇને નહીં બેહકાવને તો દરેક આદમી પોતાના પેદાએશી દીન ઉપર રહેતે. એટલે શિર્ક કરતે નહીં. અને હલાલ વસ્તુને ખોદાના હુકમ વગર હરામ જાણતે નહીં. અરબના કાફેરોની દસ્તૂર હતી કે મુર્તિઓને નામે સાંઢ છોડતા હતા. અને તેને ખાવું હરામ જાણતા હતા, તો ફરમાવ્યું કે હલાલને હરામ કહેવું શૈતાની વાત છે. આ હદીસથી જણાયું કે નજર નિયાઝના ખાણા જેને સ્ત્રીઓ અછુત્ત કહે છે તેને વગર ફાતેહા પડે નહીં ખાવું અથવા હજરત ફાતેમાના ફાતેહાનું ખાણું મરદોને નહીં આપવું એ કદી દુરસ્ત નથી. એ પણ શૈતાની વાત છે. શરીઅતમાં એનો કંઇ હુકમ નથી.

૨૧૬૯ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મારા બંદાને લાએક નથી કે તે કહે, હું યુનોસ બીન મતા (અલ) થી બેહતર છું.

**ફાયદો** હજરત યુનોસ ખોદાના હુકમ વગર પોતાની કોમથી નીકલી ગયા હતા. તો જો કોઇ તેમને બેસબર જાણી પોતાને બેહતર કહે તો એ કદી દુરસ્ત નથી. કારણ કે પેગમ્બરથી કોઇ બેહતર થઇ શકતું નથી. *

* એ હદીસનું કેટલુંક બયાન હદીસ નાં. ૧૩૨ માં છે. ગુ. મો.

૨૧૭૦ મુસ્લિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અ-લ્લાહ ફરમાવે છે મારા બંદાઓ પર જે કંઇ મેં વરસાદ આપ્યો છે તો એક ટોળું તેઓમાં તેના વિષે કુફરજ કરે છે. તેઓ કહે છે કે ફલાણા નક્ષત્રે આપ્યો અને ફલાણા નક્ષત્રને લીધે મળ્યો *

**ફાયદો** વરસાદ તો ખોદા આપે છે અને નાદાન લોક તેને તારાઓ તથા નક્ષત્રની તાસીર થી જાણી ખોદાનું શુક્ર કરતા નથી.

૨૧૭૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, હમેશા મારો બંદો નફલ ઇબાદતોને લીધે મારાથી નજદીક થાય છે. તે એટલાં સુધી કે હું તેને મારો મહબુબ કરૂં છું. ફરી હું તેનો કાન થાઊં છું જેનાથી તે સાંભળે છે, અને આંખ થાઊં છું જેનાથી તે જુએ છે, અને હાથ થાઊં છું જેથી તે પકડે છે. અને પગ થાઊં છું જેનાથી તે ચાલે છે. અને જો તે મારાથી માંગે તો જરૂર હું તેને આપું. અને જો તે મારી પનાહમાં આવે તો જરૂર હું તેને પોતાની પનાહમાં લઊં.

**ફાયદો** આ હદીસમાં તે મોકામનું બયાન છે જેને ઇલમે સોલુક (તસવ્વોફ) માં ફના ફિલ્લાહ તથા બકા બિલ્લાહ કહે છે. આ હદીસથી જણાયું કે જ્યારે બંદો ઘણી ઇબાદત કરવાથી પસન્દ (મકબુલ) થાય છે તો ખોદા તેના હૃદય તથા અવયવોનો એટલે આંખ કાન હાથ અને પગનો સંભાળનાર થાય છે. ગુનાહોથી તેને રોકે છે. અને કેટલાક કહે છે કે ખોદા પોતાના મકબુલ બંદાની હાજત પુરી કરવા પર તેના કાન, આંખ, અને પગથી પણ વધું લાગેલો (મોતવજજેહ) રહે છે. પણ મતલબની શેખ આ છે કે જ્યારે અલ્લાહની મોહબ્બતે બંદા પર છાયા નાખ્યો તો તેને ખોદા સિવાય કોઇ ચીજથી વળગણ કે દિલનો લગાવ રહેતો નથી. અને ખોદાની ઇચ્છા સિવાય કોઇ આશા કે ખાહેશ તેના દીલમાં પેસારો કરવા પામતી નથી. તો જે કામમાં ખોદાની મરજી નહોએ તે તેનાથી થઇ શકતું નથી. આંખ કાન હાથ પગ ખોદાની ઇચ્છાને તાબે થાય છે. તેની ઇચ્છા વગર ન કોઇ વસ્તુને જુએ ન કોઈ વાતને સાંભળે. તો એવા ખોદા દરજ્જા મેળવવાના માર્ગનો આ હદીસમાં ઈશારો ફરમાવ્યો કે તે હમેશ નફલોથી મળે છે. એટલે જ્યારે બંદાએ જાણ્યું કે ખોદાની નજદીકી તથા તેનો કુરબ (પાસે-થવુ) નો તેની બંદગી સિવાય કોઇ માર્ગ નથી તો તે તેની ઇબાદત માટે કમર બાંધે છે. અને ઇબાદત બે તરેહની છે ફરજ તથા નફલ. પણ ફરજ ઇબાદત તો દરેક વખત થઇ શકતી નથી કારણ કે તેના વખતો નિયમિત (મોકર્રર) છે. તો શોખીન બંદાઓ જે વખતોમાં ફરજ નથી તેમાં ખાલી વગર કામે શુગલે રહી શકતા નથી. જેઓ તે ખાલી વખતોને નફલ ઇબાદતોથી ભરપૂર રાખે છે. જ્યારે કેટલીક મુદત સમ્પૂર્ણ શોખ તથા ચોખ્ખા દિલથી એવી રીતે નફલો પર તૈયાર રહે છે તો તેના વાયદા પ્રમાણે મકબુલ દરગાહે સમદી તથા મહબૂબે ઇલાહી થઇને તેનો આવો હાલ થાય છે.

**શેઅર**

હમા ગોશેમ તા ચે ફરમાઇ

હમા ચશમેમ તા નજર આઈ

આ હદીસથી ખુલ્લી રીતે સિધ્ધ થયું કે [illegible]રો ઉમદા કમાલ વગર ઘણી નફલ પઢે હાથ [illegible]ઠી શકતો નથી. તો જણાઇ આવ્યું કે આ જે કેટલાક જાહેલ કેટલાક બેનમાઝી શરીઅત વિરૂદ્ધ ફકીરો માટે એવી પદવી સિદ્ધ કરે છે તે તેમનો ખોટો ગુમાન છે. કારણ કે નફલની તો વાતજ શી તે લોકો તો ફરજ પણ ચટ કરી જાય છે.

૨૧૭૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મારા મુમિન બંદાની [illegible] ની તેની પ્યારી ચીજ જ્યારે હું [illegible]

---

* કોઈનું કામ અટકાતું થતું હોય તો જે કહેવાય છે કે ફલાણાનો સીતારો અમક્યો, સીતારો તેજ છે. અને નબલા માટે કહેવાય છે ફલાણાનો સીતારો ડુબતો છે, તેનો સીતારો નથી, વગેરે આ [illegible] પણ [illegible] [illegible] [illegible] માં આવ્યા છે. [illegible] મુ. મો.

અને ફરી તે તે પર સબર કરે છે તો તેને માટે જંનત સિવાય કોઇ બદલો નથી.

**ફાયદો** એટલે જ્યારે ઈમાનદારનું પ્યારું જેમકે મા બાપ બાયડી છોકરો ભાઈ અથવા ઉસ્તાદ મરી ગયું અને તેણે તે પર સબર કર્યો તો તેનો બદલો ખોદાએ જંનત ઠેરવ્યો છે.

૨૧૭૩ બોખારીમાં અનસ તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, જેણે મારા વલીની હલકાઇ કરી અને એક રિવાયતમાં છે દુશમની કરી તો તે ખચીત મારી સાથે લડવા નીકળ્યો. અને કોઇ ચીજને હું કરનારો હોઊં છું તેમાં જેવી રીતે મને મારા ઈમાનવાળા બંદાનો જાન લેવો ખટકે છે, તેવી રીતે કંઇ ખટકતું નથી. તે મોતને નાપસંદ કરે છે અને હું તેના અણગમાને પસંદ કરતો નથી. અને જુઓ તો તેને મોતથી છુટકારો નથી (અવશ્ય થનાર છે). અને દુન્યા તજવા સમાન મુમિન બંદાએ મારી નજદીકી ચાહી નથી, અને ફરજ અદા કરવા સરખી તેણે કોઇ બંદગી કરી નથી.

**ફાયદો** વલીથી મતલબ ઈમાનદાર મુત્તકી છે, જેમકે કુરઆનમાં અલ્લાહ ફરમાવે છે **અલા ઇન્ન અવલિયા અલ્લાહે** ઈત્ય. અર્થ "અલ્લાહના વલીયો પર કંઈ ખોફ કે ગમ નથી અવલીઆ તે છે કે જેઓ ઈમાન લાવ્યા અને પરહેજગારી કરે છે." અને આ જે ફરમાવ્યું કે જેવી મને ઈમાનદારની મોત ખટકે છે તેવી કોઇ ચીજ ખટકતી નથી. તો જો કે ખોદા ખટકો વગેરેથી પાક છે પણ એમાં રહમતના વધારાનું બયાન છે. એટલે ઈમાનની બરકતથી તથા રહમતના જોશથી ઈમાનદારના ખટકાને ખોદાએ પોતાના તરફ લગાડ્યો. જેમકે ચોથી હદીસ (ના. ૨૧૭૭) માં બીમારી, ભૂખ અને તરસને તેણે પોતાની પાક જાતની તરફ નિસબત કરી છે. ફરી ફરમાવ્યું કે અલ્લાહની નજદીકીનો માર્ગ દુન્યા તજવાથી કોઈ બેહતર નથી. અને કોઇ બંદગી ફરજ અદા કરવાથી શ્રેષ્ઠ નથી. એટલે વલીયોની આવી ઇજ્જત સાંભળી જે કોઇ તેઓના જેવા થવાનો શોખ રાખતો હોય તેને લાઝેમ છે કે પ્રથમ દુન્યાથી દિલ ખસેડે. ફરી ઇબાદત પર કમર બાંધે. અને નફલ કરતાં ફરજ ઇબાદત પર ઘણી કોશીશ કરે. અને એમ કરે નહીં કે ફરજ નમાઝમાં તો મરગીની જેમ ઝમીન ઉપર જલદી જલદી ચાંચ મારે અને પીરના બતાવેલા વજીફાને બે બે પોહોર રગડતો રહે.



૨૧૭૪ મુસલિમમાં જુન્દોબ બીન અબ્દુલ્લાહ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, એવો કોણ છે જે મારા ઉપર કસમ ખાય કે હું ફલાણાને બખશવાનો નહીં. ખચીત હું તેના ગુનાહ માફ કરીશ (બખશીશ) અને તારા અમલને અકારત (વ્યર્થ) કરીશ.

**ફાયદો** જેણે આવી રીતે કહ્યું કે ખોદાની કસમ ફલાણા શખ્સને ખોદા કદી બખશશે નહીં તેણે જાણે ખોદા ઉપર હુકમત કરી. માટે તેના નેક અમલને ખોદા બરબાદ કરે છે. અને જેના વિષે તેણે કસમ ખાધી તેને પોતાની રહમતથી બખશે છે. નેક બખતી બદ બખતી, તથા ખાતેમાનો હાલ ખોદા સિવાય કોઇને જણાયો નથી. કેવો પણ સખત કાફિર હોય તથા કેવો પણ ગુનેગાર મુસલમાન હોય ખાતરીથી તેને દોઝખી જાણવું અથવા કહેવું દુરસ્ત નથી. કારણ કે કદાપી તેનું અનજામ (ખાતેમા) ખૈર ઉપર થયું હોય. તથા મરવાની નજદીક તોબા કરી હોય

૨૧૭૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, મારી બનાવેલી તસવીરોની જેમ જે તસવીર બનાવવા લાગે તેથી વધુ કોણ જાલેમ છે. તેઓએ જોઇએ કે એક રજ (જરો) ને કે એક દાણાને કે એક જવને ઉત્પન્ન કરે.

**ફાયદો** એટલે જાનદારની સુરત બનાવનારા ઉત્પન્ન કરવામાં ખોદાની સાથે મળતા થાય છે. અને જુઓ તો એવા અશકત છે કે જાનદાર તો કોરે રહ્યું રજ કે જવ બરાબર બેજાન હલકી ચીજને પણ બનાવી શકતા નથી.

૨૧૭૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ઓ આદમ પુત્ર તું ખરચ કર હું પણ તને આપ્યા કરીશ.

**ફાયદો** આ હદીસમાં સખીને ખોદાએ ખો-
ઘણા ગુજરાનનો વાયદો કર્યો છે. આજ કારણ
છે કે સખીને મોહતાજ નહીં જોયો. પણ આ
જાણવું જોઇએ કે સખાવત ખોદાને પસંદ છે, અને
ઇસરાફ ખરચ પસંદ નથી. સખાવત આ છે કે
શરીઅત પ્રમાણે સારાં કામોમાં ખરચ કરવું, અ-
ને ઇસરાફ આ છે કે શરીઅત વિરૂધ્ધ નકામા
માલને ઉડાલવો. જેમકે નાચ રંગમાં અથવા ના-
મદારીના મોકામાં.

૨૧૭૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)
થી રિવાયત છે કે હજરતે (સલ)
ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ઓ આ-
દમ પુત્ર હું બીમાર થયો તો તેં મારી બીમાર
પુરસી કરી નથી. બંદો કહેશે ઓ મારા પરવર-
દિગાર હું કેવી રીતે તારી ખબર લઉં અને
જુઓ તો તું સઘળી જહાનનો રબ્બ છે (એટલે
બીમાર થવું મખલુકને લાએક છે ખાલેકને તથા
બીમારીને શો સંબંધ) અલ્લાહ કહેશે શું તેં
જાણ્યું નથી, કે મારો ફલાણો બંદો માંદો થયો
તો તેં તેની ખબર લીધી નથી. શું તેં જાણ્યું
નથી કે જો તું તેની ખબર લેતે તો મને તું
તેની પાસે મેળવતે (એટલે મારી રહમત તથા
સવાબને મેળવતે) ઓ આદમ પુત્ર મેં તારી
પાસે ખાણું માંગ્યું તો તેં મને ખવરાવ્યું નહીં.
બંદો કહેશે ઓ મારા પરવરદિગાર હું કેવી રી
તે તને ખવરાવું ? અને જુઓ તો તું તમામ સં-
સારનો પાલનહાર છે. અલ્લાહ કહેશે શું તે જા-
ણ્યું નથી કે મારા ફલાણા બંદાએ તારી પાસે
ખાણું માગ્યું હતું તો તેં તેને ખવરાવ્યું નહીં. ?
શું તેં જાણ્યું નથી? ખચીત જો તું તેને ખ-
વરાવતે તો તે મારી પાસે મલત. ઓ આદમના
દીકરા મેં તારી પાસે પાણી માંગ્યું તો તેં મને
પાયું નહીં. બંદો કહેશે ઓ મારા પરવરદિગાર કે-
વી રીતે હું તને પાણી પાઉં અને જુઓ તો તું
સઘળી જગતનો પાલનાર છે ? અલ્લાહ કહેશે તારી
પાસે મારા ફલાણા સેવકે પાણી માંગ્યું ફરી તેં
તેને પાયું નહીં. તેં જાણ્યું નથી ? ખચીત જો તું તેને
પાણી પાતે તો જરૂર તે મારી પાસ મળતે.

**ફાયદો** ઈમાનવાળાની ખોદાની નજદીક
એટલી મોટી ઈજ્જત છે કે તેઓની જરૂરતને
તથા હાજતને પોતાની પાક જાતની તરફ વળગા-
વી. અને જુઓ તો તેની જાત પવિત્ર છે, સર્વ
ગરજોથી તે પાક છે. આ હદીસમાં મુસલમાનોના
હક્ક અદા કરવાની તથા ભલાઈ કરવાની તરગીબ
(ઉત્તેજન) છે.

૨૧૭૮ મુસલિમમાં અબુ જર [રદી] થી
રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે અલ્લાહ ફર-
માવે છે, ઓ મારા બંદાઓ તમારામાંથી જેને હું
હિદાયત આપું (માર્ગ બતાવું) તેના સિવાય દરેક
ગુમરાહ (ભટકેલો) છે. માટે તમો મારાથી હિ-
દાયત માંગો હું તમને હિદાયત આપીશ. ઓ મા-
રા બંદાઓ તમારામાંથી જેને હું ખવરાવું તેના
સિવાય દરેક ભૂખ્યો છે માટે તમો મારાથી ખા-
ણું માંગો હું તમને ખવરાવું. ઓ મારા બંદાઓ
તમારામાંથી જેને હું પેહેરાવું તેના સિવાય દરેક
નાગો છે માટે તમો મારાથી વસ્ત્ર માંગો હું ત-
મને વસ્ત્ર આપું. ઓ મારા બંદાઓ ખચીત
તમો રાત દિવસ ગુનાહ કર્યા જાઓ છો અને હું
સઘળા ગુનાહ માફ કરૂં છું માટે તમો મારાથી
બખશીશ માંગો હું તમને માફી બખ્શું. ઓ મા-
રા બંદાઓ ખચીત તમો મારી નુકસાનીને કદી
પોહોંચી શકતા નથી કે તમો મને નુકસાન કરો,
અને કદી તમો મારા લાભને પોહોંચી શકતા ન-
થી કે તમો મારો લાભ કરો. ઓ મારા બં-
દાઓ જો તમારા આગળા અને પાછળા અને
તમારા આદમી અને જીન્ન તમારામાંના એક ઘ-
ણાજ પરહેજગાર પુરૂષના દિલ જેવા થાય તો
તે મારા મુલક (અને રાજ્યમાં) જરાએ વધારો
કરશે નહીં. ઓ મારા બંદાઓ જો તમારા આ-
ગળા અને પાછળા તમારા માણસ અને જીન્ન
તમારામાંના એક ફાસેક (બદકાર) મરદના દિલ સ-
રખા બને તો તે મારી સલતનતમાં જરાએ નુ-
કશાની પોહોંચવશે નહીં. ઓ મારા બંદાઓ
જો તમારા આગળા અને પાછળા તમારા ઇન-
સાન અને જીન્ન એક મેદાનમાં ઉભા રહે ફરી
તેઓ મારેથી માંગણી કરે ને હું દરેક ઇનસાન-
ને તેની માંગણી આપું તો જેવી રીતે સમુદ્રમાં
એક સોઇ ગટાડશે તેવું છે (એટલે એવા આપવાથી પણ
મારી કુદરતના ખઝાનામાંથી કમી થતી નથી)
ઓ મારા બંદાઓ આ તો તમારા આમાલ

(કૃત્ય) છે. હું તેને ગણી રાખું છું, ફરી હું તેનો પૂરો બદલો આપીશ. તો જે કોઇ સારો બદલો મેળવે તેને જોઇએ કે તે ખોદાની હમ્દ (સ્તુતિ) કરે (કે તેણે તેની કમાઇને વ્યર્થ કરી નહીં) અને જે કોઇને એ સિવાય બીજો બદલો મળે તો તે પોતાના જીવ સિવાય કોઇને ઠપકો આપે નહીં. (કેમકે તેણે જેવું કર્યું તેવું મળ્યું)

**ફાયદો** આ હદીસમાં તમામ બંદાઓની [ફરી તે પીર હોય કે પેગમ્બર હોય] મોહતાજી (ગરજવાન થવું) તથા અશકય હોવાનું, અને ખોદાની શોકત શાહિનશાહી, બેપરવાઇ, કરીમી તથા અદાલતનું બયાન છે. એટલે વગર મારી પાસે માંગણી કરે તમારૂં કોઈ કામ ચાલી શકતું નથી. ન દુન્યામાં માર્ગ મેળવવો, ખાણું કે વસ્ત્રી તમને મળી શકે છે ન આખેરતમાં ગુનાહોની બખશીશ મારા વગર થઇ શકે છે. તો તમને મારી આગળ આજેઝી કરવી તથા દોઆ કરવી દરેક હાલતમાં લાઝમ થઇ. અને મારી બે પરવાઈની તો આ અવસ્થા છે કે તમો સઘળા પેગમ્બરોના જેવા મુત્તકી થાઓ તો તેના પર મારા રાજયની ખીલવણી અટકેલી નથી. અને જો આખું જહાન અબુ જહલ તથા ફિરઓનની સમાન થાય તો મારૂં જરાએ નુકસાન નથી. ફરી પોતાના અપાર દેણુની મિસાલ [દ્રષ્ટાંત] આપી. જો સઘળાં જહાનનો તરેહ તરેહનો સવાલ પૂરો થાય તોએ અત્રે કંઈ કમીની વાત નથી. ફરી પોતાની અદાલત બયાન કરી કે આખેરતના સવાબ તથા અજાબનું કારણ તમારૂં કૃત્ય [આમાલ] છે અમારા તરફથી કંઈ જુલમ નથી.

૨૧૭૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ ફરમાવે છે, ઓ મોહમ્મદ જયારે હું કોઈ ચીજનો હુકમ કરૂં છું તો તેને કોઈ ફેરવી શકતું નથી. અને બચીત મેં તને તારી ઉમ્મત માટે આપ્યું છે કે સઘળા જગતને ઘેરો નાખનાર દુકાળથી તેઓને નાશ કરીશ નહીં. અને તેઓના જાનો સિવાય બીજાઓને તેઓ પર કાબૂ આપીશ નહીં કે તેઓની જડ મુળ કાપે, અગર જો દુન્યાની ચો તરફના લોક ભેગા થાય. તે એટલાં સૂધી કે તેઓમાંના૭૮ કેટલાક કેટલાકોને હલાક કરશે. અને તેઓમાં૭૪ કેટલાક કેટલાકોને કેદ કરશે.

**ફાયદો** કજા કરદ (તાકદીર) માં આ વાત ઠરી ચુકી છે કે કેયામત સૂધી ઉમ્મતે મોહમ્મદી કાએમ રહેશે. ન એવો દૂષ્ટકાળ પડશે કે જેમાં સર્વ નાશ પામે. ન એવા કાફિર તેઓ પર જય મેળવશે કે તદન તેઓનો નાશ કરે. જો કે ચંગીઝ ખાન તથા હલાકુ ખાનના વખતમાં લાખો બલકે કરોડો મુસલમાન કતલ થયા પણ જડ બુન્યાદ બીલકુલ ઉખડી નહીં. હા, આટલું છે કે આ ઉમ્મતમાં આપસમાં વિરૂધતા શર ફસાદ લૂટ તથા કતલ બંધ પડશે નહીં. જેમકે તવારીખની કિતાબોમાં આ હાલ જાહેર છે.

---

# અધ્યાય બારમો.

આ અધ્યાયમાં હજરત (સલ) ની દોઆઓ છે જે દરેક મતલબને સંગ્રહ કરનાર છે.

અફજલ આ છે કે હજરત (સલ) ની દોઆઓ યાદ કરીને પઢતો રહે. કારણ કે પ્રથમ તો આ કે કોઈ દીની કે દુન્યવી એવી મતલબ નથી જેની હજરતે [સલ] સામટી રીતે કે વિસ્તારથી દોઆ કરી ન હોય. બીજું આ કે જે દોઆ હજરત (સલ) ની ઝબાન મોબારકથી નીકળી હોય તે નિઃશંક બરકત વાળી તથા મકબૂલ હોય છે. તો હજરત (સલ) ની દોઆ છતાં શી જરૂર કે બીજી દોઆઓને શીખે ?

૨૧૮૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે **ઇઝ્‌હબિલ † બઅસ રબ્બન—નાસ વશફે અન્તશ—શાફી લાશેફાઅ ઇલ્લા શેફાઓક શેફાઅં લાયોગાદેરો સકમં "** * જ્યારે કોઈ માણસ માંદું થતું તો તે પર હજરત (સલ) જમણો હાથ ફેરવતા ફરી આ કહેતા.

૨૧૮૧ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સર્વ સ્તુતી અલ્લાહનેજ માટે છે જેણે એને અગ્નિથી છોડવ્યો." એક યહુદીનો છોકરો મરતી વેળા ઈમાન લાવ્યો ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું. અને તે છોકરો હજરતની ખિજમત કરતો હતો.

**ફાયદો** એક યહુદીનો છોકરો હજરત (સલ) ની ખિજમત કરતો હતો, જ્યારે તે બીમાર પડયો તો હજરત (સલ) તેની ખબર લેવા ગયા. અને તેને શિરાણે બેઠા, અને ફરમાવ્યું કે મુસલમાન થા. તેણે પોતાના બાપની તરફ જોયું. તેના બાપે કહ્યું, અબુલ કાસિમ [હજરત]ની વાત માન. ફરી તે મુસલમાન થયો ત્યારે હજરતે (સલ) આવી રીતે અલ્લાહનો ઉપકાર માન્યો. આ હદીસથી જણાયું કે કાફિરથી ખિજમત લેવી દુરૂસ્ત છે. તથા કાફિરની બીમાર પુરસી કરવી દુરૂસ્ત છે. તથા મોતની બીમારીમાં મુસલમાન થવું મકબૂલ છે પણ તે એવી શરતથી કે આખેરતનો અજાબ સામે આવ્યો (નજરે પડયો) ન હોય.

૨૧૮૨ બોખારીમાં અબુ ઓમામા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું

**અલ હંમદો ‡ લિલ્લાહે કસીરં તૈયેબં મોબારકં ફીહે ગૈર મકફીયીન વલા મોવદ્દઈન વ લા મુસ્તગનં અન્હો રબ્બના "** ¶ જ્યારે દસ્તરખાન (અથવા સફરો) ઉઠાવાતો ત્યારે હજરત (સલ) આ કહેતા હતા.

૨૧૮૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહો અકબર અલ્લાહો અકબર અલ્લાહો અકબર સુબ્હાન—લઝી સખ્ખર લના હાઝાં વ મા કુન્ના લહુ મુકરેનીન વ ઇન્ના**

† ઝાલની જગ્યા "જ" પર બે મીડાં આપ્યાં છે. અને માટા કાફની જગ્યા "ક" પર બે મીડાં રાખ્યા છે. ગુ. મો.

* અર્થ—સખતીને લઈ જાઓ. ઓ આદમીઓના પરવરદિગાર. અને તું સાજો કર તુંજ સાજો કરનાર છે. તારી શિફા [સાજા કરવા] વગર કોઇ શિફા નથી. એવી શિફા આપ જે બીમારીને રહેવા દે નહીં. ગુ. મો.

‡ હે હુત્તીની જગ્યા "હ" પર બે મીડાં આપ્યા છે. અને "સે" સખજની જગ્યા "સ" પર ત્રણ મીડાં રાખ્યા છે. અને તોઈની જગ્યા "ત" પર બે મીડાં રાખ્યાં છે. અને એનની જગ્યા "અ" પર બે મીડાં લખ્યાં છે. ગુ. મો.

¶ અર્થ—સર્વ સ્તુતી અલ્લાહ માટે છે ઘણી, સુથરી, બરકતવાળી સ્તુતી. એવી સ્તુતી નહીં જે એકવાર બસ થાય અને છોડવામાં આવે અને તેની કંઇ હાજત રહે નહીં. ઓ અમારા પરવરદિગાર. ગુ. મો.

**ઔલા રબ્બેના લમુનકલેબૂન અલ્લાહુમ્મ ઈન્ના નસઅલોક ફી સફરેના હાજેલ-બિર્ર વત્તકવા વ મિનલ અમલે મા તરદાં † અલ્લાહુમ્મ હવ્વેન અલૈના સફરના હાજા વ અતવે અન્ના બોઅદહુ અલ્લાહુમ્મ અન્તસ્સાહેબો ફિસ-સફરે વલ ખલીફતો ફિલ અહલે અલ્લાહુમ્મ ઈન્ની અઉઝો બેક મિન વઅસાઈસ-સફરે વ કઆબતીલ મન્ઝરે વ સૂઇલ મુનકલબે ફિલ માલે વલ અહલે"*** અને અબ્દુલ્લાહ બીન સરજસે પણ આ રિવાયત કરી છે તેણે આ વધારો કર્યો. **વલ હૂરે બઅદલ કૌરે વ દઅવતીલ મઝલૂમે.**

**ફાયદો** આ દોઆ હજરત (સલ) સફર કરતી વેળા ફરમાવતા હતા.

૨૧૮૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) જ્યારે સફરથી પાછા ફરતા તો આગળી હદીસમાં વર્ણાયલા શબ્દો કહેતા અને તેમાં આ શબ્દો વધારતા. આએબૂન તાએબુન આબેદુન સાજેદુન લેરબ્બેના હામેદૂન સદકલ્લાહો વઅદહુ વ નસર અબ્દહુ વ હઝમલ અહઝાબ વહદહુ ‡

**ફાયદો** આમાં જંગે ખનદકના કિસ્સા તરફ ઇશારો છે કે અરબના કાફિરોએ મદીનાને ઘેરો નાખ્યો હતો ફરી અભાગ્યા થઈને નાઠા.

૨૧૮૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ઘણી વાર આ દોઆ કર્યા કરતા હતા. **અલ્લાહુમ્મ આતેના ફિદ-દુન્યા હસનતંવ ફિલ આખેરતે હસનતં વકેના અઝાબન-નાર §**

**ફાયદો** દુન્યાની બેહતરી તન્દરૂસ્તી, જરૂરત જોગી રોઝી, ઈમાન, નેક અમલની તોફીક અને સર્વ મકરૂહાત (અણગમી વસ્તુ) થી પનાહ છે. અને આખેરતની ભલાઈ સવાબ, પદવીનો વધારો અને દીદારે ઇલાહી છે. અલી મુરતઝા (રદી)થી રિવાયત છે કે દુન્યાની બેહતરી નેક બખત બાયડી છે અને આખેરતની બેહતરી હૂર છે. અને દોઝખના અઝાબની મતલબ કમબખત ઓરત છે. આ દોઆમાં દીન દુન્યાની સર્વ મતલબ દાખલ થઇ. માટે હજરત (સલ) આ દોઆને ઘણી વાર પઢા કરતા હતા.

૨૧૮૬ મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે [ સલ ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ આતે નફસી તકવાહા વઝક્કેહા અન્ત ખૈરો મન ઝક્કાહા વ અન્ત વલીયોહા વ મવલાહા †**

---

† દાદની જગ્યા " દ " પર બે મીડાં રાખ્યાં છે. અને સાદની જગ્યા " સ " પર ચાર મીડાં મુક્યાં છે. અને ઝોઇની જગ્યા " જ " પર ચાર મીડાં લખ્યાં છે. ગુ. મો.

* અર્થ—અલ્લાહ સર્વથી મોટો છે અલ્લાહ સર્વથી મોટો છે, અલ્લાહ સર્વથી મોટો છે. પવિત્રાઇ છે તેને જેણે અમારે માટે આને તાબે કર્યું અને અમો એને વશ કરી શકતા નહોતા. અને ખચીત અમો તેની તરફ જનાર છીએ. ઓ અલ્લાહ ખચીત અમો અમારી આ સફરમાં તારાથી નેકી તથા પરહેઝગારીને અને કરનીથી જે તું પસંદ કરે તેને માંગીએ છીએ. ઓ અલ્લાહ તું અમને આ અમારી સફર સેહલી કર અને એની દૂરીને તું અમારેથી લપેટ. ઓ અલ્લાહ તુંજ સફરમાં સાથી થાય છે અને ઘરવાળાઓમાં ખલીફો (સાંભળનાર) છે. ઓ અલ્લાહ હું તારી પનાહ લઉં છું સફરની સખતીથી ખરાબ દેખાવથી અને માલ તથા ઘરબારની બુરી ઉલટ પુલટથી" અબ્દુલ્લાહ બીન સરજસની રિવાયતના વધારાનો અર્થ—હું પનાહ લઉં છું લાભ પછી નુકસાનીથી તથા જુલમ ખમનારની બદદોઆથી. ગુ. મો.

‡ અર્થ—અમો સફરથી ફરનાર છીએ તોબા કરનાર બંદગી કરનાર સિજદો કરનાર છીએ. અમારા પરવરદિગારની હમ્દ કરનાર છીએ. અલ્લાહે પોતાનો વાયદો સત્ય કર્યો અને પોતાના બંદાને મદદ આપી અને કાફેરોના ટોળાંઓને હાર આપી [હંકારીયા] એકલા તેણે. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું અમને દુન્યામાં ભલાઇ (બેહતરી) આપ અને આખેરતમાં ભલાઇ (ખુશી) આપ. અને અમને અગ્નિના અઝાબથી બચાવ. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું મારા જીવને તેની પરહેઝગારી આપ અને તું તેને [બદખોથી] પાક સાફ કર. તું તેનો બેહતર પાક સાફ કરનાર

**ફાયદો** જે ચીજ આખેરતમાં નુકસાની પુગવે તેથી બચવાનું નામ તકવો અને પરહેઝગારી છે બાતેન [ભીતર] ની સફાઈ વગર તકવો અસમ્ભવિત છે. માટે હજરતે [સલ] પ્રથમ તકવા ની દોઆ કરી ફરી સફાઈની.

૨૧૮૭ બોખારીમાં ઝૈદ બીન અરકમ (રદી)થી રિવાયત છે કે હજરતે અનસારની બાબતમાં દોઆ કરી. **અલ્લાહુમ્મજઅંલ અતઆંહુમ મિન્હુમ ‡**

**ફાયદો** અનસારીઓએ કહ્યું ઓ હજરત આપ દોઆ કરો કે અમારા તાબેદાર લોક પણ અમારા જેવા મુસલમાન થાય. ત્યારે હજરતે [સલ] આ દોઆ કરી. તાબેદારથી મતલબ બાયડી બચ્ચાં તથા લોંડી ગુલામ છે. અથવા યાર દોસ્ત છે.

૨૧૮૮ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ—જઅંલ બિલ મદીનતે ઝેઅંફે મા જઅંલત બે મક્કત મિનલ બરકત¶**

**ફાયદો** હજરત ઇબરાહીમે [અલ] મક્કા માટે દોઆ કરી અને હજરતે [સલ] મદીના માટે દોઆ કરી. બરકતથી મતલબ રોજીનું ઓહલી થવું છે અથવા બાતેનનો ફેજ છે.

૨૧૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ—જઅંલ રિઝકં મોહંમ્મદીન કુંતં ‡‡**

**ફાયદો** એટલે એટલી રોજી આપ જેમાં જીંદગીનો શ્વાસ બાકી રહે. માલની વૃધ્ધી ન હોય. કારણ કે રિઝકના ઓહલા થવામાં ઘણું કરીને ગફલત થાય છે અને સબરની પદવી મલતી નથી. તો હજરત (સલ)ની જીન્દીમાં એવોજ હાલ **રહ્યો. અને હજરત (સલ) પછી હજરતની બીબીઓ અને હજરતની ઓલાદ પણ ફકીરીને અંગીકાર કરતાં રહ્યાં. મામએલે તિરમેજીમાં હજરત** આએશા (રદી)થી રિવાયત છે કે હજરત **[સલ] ની વફાત સુધી** હજરત (સલ)ના ઘરવાળા ઓનું પેટ બે દિવસ લગોલગ જવની રોટલીથી ભરાયું નથી. અને તેજ કિતાબમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરત તથા હજરતની બીબીઓ બે બે ત્રણ ત્રણ રાત ભુખ રહેતા હતા અને તેઓને સાંઝનું ખાણું મળ્યું નહોતું. અને તેજ કિતાબમાં હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) સઘળી ઝિન્દગી દીવસમાં બે વાર રોટલી ખાધી નથી અને ન કદી દિવસમાં બે વાર માંસ ખાધું છે.

૨૧૯૦ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ—જઅંલ ફી કંલબી નૂરં વ ફી સમઇ નૂરં વ ફી બસંરી નૂરં વ અંન યમીની નૂરં વ અંન શેમાલી નૂરં વ અમામી નૂરં વ ખલફી નૂરં વ ફૂવકી નૂરં વ તહંતી નૂરં વજઅંલની નૂરં ***

**ફાયદો** રોશનીથી મતલબ હક વાત છે જેમકે અંધારાથી મતલબ બાતેલ વાત છે. તો મતલબ આ થઇ કે મારા દિલ તથા અવયવોને સત્યમાં લાગેલાં રાખ. એટલુંજ નહીં પણ શશ જેહત (પડદસા) થી મને હકની સાથે ઘેરી લે. કે જેથી ખોટું કોઇ તરફથી આવી શકે નહી-

૨૧૯૧ બોખારીમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે **અલ્લાહુમ્મ—રહંમ અંબ્બાદ" †** એટલે અબ્બાદ બી-

---

છે. અને તું તેનો કારસાઝ (કામ બજાવનાર) અને તેનો મદદગાર છે. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ તું તેઓના તાબેદારોને તેઓમાંથી કર. (એટલે તેઓના જેવા કર) ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ તેં જે મક્કામાં બરકત આપી છે તેની બેવડી મદીનામાં આપ. ગુ. મો.

‡‡ અર્થ—ઓ અલ્લાહ તું મોહમ્મદની આલની રોજી જીવવા જેટલી કર. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું મારા દિલમાં રોશની કર અને મારા કાનમાં રોશની કર અને મારી આંખમાં રોશની કર અને મારે જમણે રોશની કર અને મારે ડાબે રોશની કર અને મારી આગળ રોશની કર અને મારી પાછળ રોશની કર અને મારા ઉપર રોશની કર અને મારી નીચે રોશની કર અને મને સઘળાને રોશની કર. ગુ. મો.

† અર્થ—ઓ મારા અલ્લાહ તું અબ્બાદ પર રહમ કર. ગુ. મો.

ન બિશરને. જયારે હજરતે (સલ) આએશા (રદી)ના ઘરમાં તહજજોદ પઢી ત્યારે અબ્બાદ બીન બિશરે પોતાનો અવાજ બોલંદ કર્યો ને મસજીદમાં નમાઝ પઢી ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસમાં તહજજોદની ઉત્તેજન છે. આથી જણાયું કે મસજીદમાં ઉંચા અવાજથી તહજજોદ પઢવી દુરસ્ત છે.

૨૧૯૨ બોખારી તથા મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ અસલમતો નફસી એલૈક વ વજજહતો વજહી એલૈક વ ફવ્વદ્દતો અમરી એલૈક વ અલજઅતો ઝહરી એલૈક રગબતં વ રહબતં એલૈક લા મલજઅ વ લા મનજઅ મિન્ક ઇલ્લા એલૈક અલ્લાહુમ્મ આમંતો બે કિતાબેકલ-લજી અન્ઝલત વ નબીયેકલ-લજી અરસલત** *

**ફાયદો** હજરતે (સલ) કોઈ શખ્સને ફરમાવ્યું કે જ્યારે તુ સૂયા કરે તો આ દોઆ પઢા કર. કારણ કે જો તું એજ રાતમાં મરી ગયો તો ઈમાનપર મર્યો અને જીવતો રહ્યો તો સારી વાત થઇ.

૨૧૯૩ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-શફે સઅદં અલ્લાહુમ્મ-શફે સઅદ અલ્લાહુમ્મ-શફે સઅદ** @

**ફાયદો** સઅદ ઘણાજ માંદા હતા. હજરત [સલ] તેમની ખબર લેવા ગયા. ત્યારે આ દોઆ કરી, ફરી તેમને શિફા થઇ.

૨૧૯૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અસ્લેહ લી દીનીયલ-લજી હો વ ઇસ્મતો અમરી વ અસ્લેહ લી દુન્યાયલ-લતી ફીહા મઆશી વ અસ્લેહ લી આખેરતીયલ-લતી ફીહા મઆદી વજઅલીલ-હયાત જ્યાદતલ-લી ફી કુલ્લે ખૈરીન વજઅલીલ-મૌત રાહતલ-લી મિન કુલ્લે શર્રિન** ¶

**ફાયદો** આ દોઆ દરેક મતલબના સંગ્રહ કરનાર છે.

૨૧૯૫ મુસલિમમાં મિકદાદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અતએમ મન અતઅમની વસ્કે મન સકાની** †

**ફાયદો** જયારે કોઇની દઅવત ખાય ત્યારે આવી રીતે દોઆ કરે.

૨૧૯૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અઇન્ની અલૈહીમ બે સબઇન ક સબએ યુસોફ** §

**ફાયદો** જયારે કોરેશના કાફિરો તથા મોજરની કોમે હજરત [સલ] ને દુઃખ આપવા ઉપર કમર બાંધી ત્યારે હજરતે આ દોઆ કરી.

* અર્થ—ઓ અલ્લાહ મેં મારા જીવને તને સોંફયો છે અને મારા મોંને મેં તારી આગળ કર્યું છે. અને મારૂં સર્વ કામ તને હવાલે કર્યાં છે. અને મારી પીઠ તારી તરફ જમાવી છે તારી તરફ શોખ તથા ડરથી. તારેથી ન કોઇ ભાગવાની જગ્યા છે અને ન પનાહ લેવાનું મકાન છે. પણ તારીજ પાસે છે. ઓ અલ્લાહ જે કિતાબ તેં ઉતારી તે પર તથા જે નબીને તેં મોકલ્યા તે પર હું ઈમાન લાવ્યો છું. ગુ. મો.

@ અર્થ—ઓ અલ્લાહ તું સઅદને સાજો કર. ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ તું મારા દીનને સુધાર જે મારા આખેરતના કામને સંભાળનાર છે. અને તું મારી દુન્યાને સુધાર જેમાં મારી રોજી જિન્દગી છે. અને તું મારી આખેરતને સુધાર જયાં મારે પાછું જવાનું છે, અને જિન્દગીને તું મારે માટે દરેક બેહતરીમાં વધારો કરનાર કર અને મોતને મારે માટે દરેક શર્રથી રાહત કર. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ જેણે મને ખવરાવ્યું તેને તું ખવરાવ, અને જેણે મને પાણી પાયું તેને તું પીવડાવ. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું મારી મદદ કર તેઓપર યુસોફ (અલે) ના સાત વર્ષના દુકાળ જેવા સાત વર્ષના દુકાળથી. ગુ. મો.

એટલે જેવી રીતે હજરત યુસોફ (અલે)ના વખતમાં દુષ્કાળ પડયો હતો તેવો એઓપર પડે કે તેથી પોતાની અવદશા તથા ગુમરાહીથી ખબરદાર થાય, અને ઈમાન લાવે. તો એવો દુષ્કાળ પડયો કે તેઓએ હાડકાં તથા મુરદાર ખાધાં. આખરે હજરત (સલ) આગળ આજેજી કરી. હજરતે સમ્પૂર્ણ મેહેરથી દોઆ કરી તો તે બલા દફે થઇ.

૨૧૯૭ મુસલિમમાં અલી તથા આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ અઊઝો બે રેઢાક મિન સખતેક વ બે મોઆંફાતેક મિન ઓકુબતેક વ અઊઝો બેક મિન્ક લા ઓહસી સનાઅ અલેક અન્ત કમા અસનૈત અલા નફસેક *

ફાયદો મસાબીહમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે એક રાત્રે મેં હજરત (સલ)ને બીછાણા ઉપર નહીં જોયા તો હું ઢુંઢવા લાગી ફરી મારો હાથ હજરત (સલ)ના તલવા ઉપર પડયો ¶ અને હજરત સિજદામાં આ દોઆ પઢતા હતા.

૨૧૯૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ અઊઝો બે ઈઝઝતેક લાએલાહ ઇલ્લા અન્ત અન તોઢીલ્લની અન્તલ હય્યુ અલ્લજી લા યમૂતો વલ જીન્નો વલ ઈન્સો યમૂતૂન †

૨૧૯૯ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) આ દોઆ ઇસ્તિસકા (પાણી માંગવા)માં ફરમાવી અલ્લાહુમ્મ અગોસના અલ્લાહુમ્મ અગોસના અલ્લાહુમ્મ અગોસના *

ફાયદો એકવાર હજરત (સલ)ના વખતમાં દુકાળ પડયો. હજરત (સલ) મિમ્બર ઉપર જુમઆનો ખુતબો પઢતા હતા એટલામાં એક ગામડિયો આવ્યો તેણે કહ્યું, એ રસુલુલ્લાહ જાનવરો મરી ગયાં અને બાળ બચ્ચાં ભૂખ્યાં મરે છે તમો દોઆ કરો ખોદા પાણી વરસાવે. ત્યારે હજરતે (સલ) હાથ ઊપાડી ત્રણ વાર આ દોઆ કરી. આકાશપર કેથે વાદળાંનો પતો નહોતો ફરી એકાએક પહાડ નીચેથી વાદળાં ઊઠયાં અને સઘળા આકાશપર ફેલાયાં. અને સાત દિવસ સુધી લગતોલગ પાણી વરસ્યું સૂર્ય દેખાયો નહીં. હજરત (સલ) બીજી જુમઆએ ખુતબો પઢતા હતા એટલાંમાં તેજ ગમાર પાછો આવ્યો તેણે કહ્યું, એ રસુલુલ્લાહ ઘણા પાણી હોવાને લીધે જાનવર હલાક થયા અને માર્ગો બંધ પડયા. આપ દોઆ કરો કે ખોદા વરસાદને રોકે. ત્યારે હજરતે હાથ ઊઠાવ્યા અને આવી રીતે દોઆ કરી "એ અલ્લાહ અમારે આસપાસ પાણી વરસે અમારાપર હવે વરસે નહીં. એ અલ્લાહ ટેકરાઓપર પહાડપર નાલાઓમાં અને જંગલના ઝાડોમાં વરસાદ વરસે" તો મદીના ઊપરથી વાદળ વીખરાયાં ઢાલની તરેહ મદીના ખાલી થયું. આસપાસ વરસ્યો. આ હજરત (સલ)નો મોઅજેજો હતો.

૨૨૦૦ મુસલિમમાં ઊમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું

* અર્થ—એ અલ્લાહ તારી રજાની સાથે હું પનાહ ઉં છુ તારા ગુસ્સાથી, અને તારી બખશીશની સાથે તારા અઝાબ (શીક્ષા)થી. અને હું તારે આશરે તારાથી (એટલે તારા કોપથી) પનાહ લઉં છું. તારી તારીફ તથા સ્તૂતીને હું ઘેરી (ગણી) શકતો નથી. તું એવો છે જેવી તેં પોતે તારી તારીફ કરી છે. ગુ. મો.

¶ એટલે ઘરમાં દીવો નહોતો જેથી હું ટટોલવા લાગી તો મારો હાથ હજરતના પગના તલવા ઉપર પડયો. આથી તમો સમજી શકશો કે કેટલાક કિસ્સા બયાન કરનાર જે બયાન કરે છે કે હજરત (સલ) જ્યાં બેસતા ત્યાં આપના નૂરથી ઉજાળું થતું હતું એ બનાવટી વાત છે. ગુ. મો

† અર્થ—એ અલ્લાહ હું તારી ઈજ્જતની સાથે પનાહ લઉં છું, તારા સિવાય કોઇ પૂજ્ય નથી આથી કે તું મને ભટકેલો કરે. તું એવો જીવતો છે કે કદી મરશે નહીં અને જીન્ન તથા ઇનસાન મરશે. ગુ. મો.

* અર્થ—એ અલ્લાહ તું અમારા ઊપર અગત્યનો વરસાદ વરસાવ. ત્રણ વાર. ગુ. મો.

**અલ્લાહુમ્મ-ગફ્ફેર લે અબી સલમત વરફ્અં દરજતહુ ફીલ મહદીયીન વખલોફ્ફ ફીઅકેબિહી ફીલ ગાબેરીન વગફ્ફેર લના વ લહુ યા રબ્બલ આલમીન વફ્સહ લહુ ફી કંબરિહી વ નવ્વેર લહુ ફીહે** ‡

**ફાયદો** અબુ સલમા હજરત ઉમ્મે સલમા (રદી)ના પ્રથમ ખાવિન્દ હતા. જ્યારે તેવણ મરણ પામ્યા તો ગોસલ કફનથી પેહેલાં હજરતે (સલ) તેમને માટે આ દોઆ કરી.

૨૨૦૧ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફ્ફેર લે અહલે બકીઈલ ગરકદે** †

**ફાયદો** બકીઉલ ગરકદ મદીનાના કબરસ્થાનનું નામ છે. જેઓ મદીનામાં મર્યા અને ત્યાં દફન થયા તેઓ માટે આ દોઆમાં મગફેરત (બખશીશ) ની બશારત છે.

૨૨૦૨ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ-ગફ્ફેર લે ઓબેદીન અબી આમેરીન અલ્લાહુમ્મ જઅલહો યૌમલ કેયામતે ફૌક કસીરીમ-મિન ખલકેક** અબુ મૂસા કહે છે કે મેં કહ્યું ઓ રસૂલુલ્લાહ મારે માટે (દોઆ કરો) ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફ્ફેર લે અબ્દીલ્લાહિબને કૈસીન જન્બહુ વ અદખેલ હો યવમલ કેયામતે મુદખલં કરીમં** §

**ફાયદો** અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને અબુ આમિરની સાથે જંગે ઔતાસમાં મોકલ્યો ત્યારે અબુ અમિરની જાંગમાં તીર લાગ્યો તેજ ઝખમથી તેવણ મરણ પામ્યા. મેં આ બાબત હજરત (સલ) ને બયાન કરી અને મેં કહ્યું ઓ હજરત અબુ આમિરે મને કહ્યું હતું કે હજરત મારે માટે દોઆ કરે. ત્યારે હજરતે (સલ) આ દોઆ કરી. ફરી અબુ મૂસાએ પોતાને માટે દોઆ કરાવી. અબ્દુલ્લાહ બીન કૈસ એ અબુ મૂસાનુંજ નામ છે.

૨૨૦૩ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન અરકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફ્ફેર લિલ અનસારે વ લે અબનાઈલ અનસારે વ લે અબના. એ અબનાઈલ અનસારે.** *

૨૨૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફ્ફેર લિલ મોહલ્લેકીન** સહાબાએ કહ્યું વાળ કતરાવનારાઓ માટે પણ (દોઆ કરો) હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ ગફ્ફેર લિલ મોહલ્લેકીન** † સહાબાએ કહ્યું વાળ કતરાવનારાઓ માટે હજરતે ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફ્ફેર લિલ મોહલ્લેકીન** સહાબાએ કહ્યું ઓ રસૂલુલ્લાહ વાળ કતરાવનારાઓ માટે. હજરતે (સલ) ફરમાવ્યું **વલિલ મોકસ્સેરીન**

---

‡ અર્થ—ઓ અલ્લાહ તું અબુ સલમાની બખશીશ કર, અને તેના દરજ્જા હિદાયતવાળાઓમાં બોલંદ કર. અને તેના પછી રહેનારા લોકોમાં તું ખલીફો બન (એટલે તેઓનો સંભાળનાર દેખરેખ રાખનાર થા.) અને ઓ સઘળી જહાનના પાલનાર તું અમને અને તેને બખશ, અને તેને માટે તેની કબરને કોશાદા કર, અને તેને માટે તેની કબરને રોશન કર. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું બકીએ ગરકદ વાળાઓની બખશીશ કર. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું ઓબૈદ અબી આમિરની બખશીશ કર. ઓ મારા અલ્લાહ તું તેને કેયામતના દિવસે તારી મખલુકમાંથી ઘણાઓની ઉપર કર (ચઢતો રાખ) ફરી અબુ મૂસા માટે ફરમાવ્યું. ઓ મારા અલ્લાહ તું અબ્દુલ્લાહ બીન કૈસના ગુનાહોને બખશ અને તેને કેયામતના દિવસે માનીતે ઠીકાણે રાખ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું અનસારોની તેઓના છોકરાઓની તેઓના પોત્રાની બખશીશ કર. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું માથું બોડાવનારની બખશીશ કર. ત્રણ વાર ફરમાવ્યું. ગુ. મો.

**ફાયદો** હજજે વેદાઅમાં હજરત (સલ) સાથે કુરબાની હતી અને ઘણા સહાબા સાથે કુરબાની નહોતી. જ્યારે હજરત મક્કામાં પોહોંચ્યા તો સહાબાને ફરમાવ્યું, જેની પાસે કુરબાની ન હોય તે પોતાનું એહરામ ખોલે અને પોતાનું માથું બોડાવે. જ્યારે હજજનો વખત આવે તો ફરી એહરામ બાંધીને હજજ કરે. અને હજરતે (સલ) પોતે પોતાનું માથું વગર કુરબાની કરે બોડાવ્યું નહીં. ફરી જેઓ પાસે કુરબાની નહોતી તેમાંથી કેટલાકોએ હુકમ પ્રમાણે માથું બોડાવ્યું અને કેટલાકોએ પોતાના માથાના થોડાં થોડાં વાળ કતરાવ્યાં, માથું બોડાવ્યું નહીં. તેઓ સમજ્યા કે હજજ કર્યા વગર માથું શું મુડાવીએ. હજરત (સલ) ને આ વાત પસંદ આવી નહીં કે તેઓએ હુકમ માનવામાં શા માટે ઢીલ કરી. માટે બોડાવનારાઓ માટે ત્રણ વાર દોઆ કરી. અને કતરાવનારાઓ માટે દોઆ કરી નહીં. આખર ત્રીજી વાર રહમતે જોશ માર્યો ને કતરાવનારાઓને પણ બખશીશની દોઆમાં ભેગા કર્યાં. આથી જણાયું કે હજજમાં વાળ કતરાવવા કરતાં બોડાવવું અફ્‌જલ છે.

૨૨૦૫ મુસલિમમાં ઔફીબને માલિક અશજઇ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફેર લહુ વરહેમહો વ આફેહી વઅફો અન્હો વ અકરેમ નોઝોલહુ વ વસ્સે અ મદખલહુ વગસેલહો બિલમાએ વસ્સલજે વલ બરદે વ નકકેહી મિનલ ખતાયા કમા નકકેતસ-સૌબલ-અબયદ મિનદ-દનસે વ અબદેલહો દારં ખૈરમ મિન દારેહી વ અહલં ખૈરમ મિન અહલેહી વ ઝવજં ખૈરમ મિન ઝવજેહી વ અદખેલહુલ-જંનત વ અઇજહો મિન અઝાબિલ-કબરે** *

* અર્થ—ઓ અલ્લાહ તું એને માટે બખશીશ કર અને રહમ કર. અને એને આફિયત આપ, અને એના ગુનાહ માફ કર, અને એને માનીતી મેમાની કર, અને એના ઠીકાણાને (એટલે કબરને) કુશાદા કર. અને એને પાણીથી બરફથી અને કરાંથી ધો [એટલે એને તરેહ તરેહના કરમથી પવિત્ર કર] અને જેવી રીતે તેં સફેદ કપડાને મેલથી સાફ કર્યું તેવી રીતે એને ખતાઓથી સાફ કર. અને એના ઘરથી સારૂં ઘર તથા એની અહલથી સારી અહલ અને એની બાયડીથી સારી બાયડી બદલામાં આપ. અને એને જંનતમાં દાખલ કર, અને એને કબરના અઝાબથી અથવા અગ્નિથી પનાહ આપ. ગુ. મો.

**અવ મિન્નારે** જ્યારે હજરતે (સલ) જનાઝાની નમાઝ પઢી ત્યારે આ ફરમાવ્યું.

**ફાયદો** આ હદીસનો રાવી કહે છે કે જ્યારે હજરતે (સલ) તે મૈયતને માટે આવી તફસીલવાર દોઆ કરી તો મેં આશા કરી કે કદાપી હું આ મૈયતની જગ્યા હોત.

૨૨૦૬ બોખારી તથા મુસલિમમાં અબુ મૂસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-ગફેર લી ખતીઅતી વ જહલી વ ઇસરાફી ફી અમરી વ મા અન્ત અઅલમો બિહી મિન્ની અલ્લાહુમ્મ-ગફેરલી હઝલી વ જીદ્દી વ ખતીઅતી વ અમદી વ કુલ્લો ઝાલેક ઇન્દી** †

**ફાયદો** જો કે હજરત (સલ) ગુનાહોથી માસૂમ (નિરાપરાધી) હતા પણ ઉમ્મતને શીખવવા અથવા કોઇ બેહતર કામના છોડવાના ખ્યાલથી આ દોઆઓ કરતા હતા. જેટલો કુરબ (નજદીકી તથા માન) વધારે તેટલો ડર વધારે. પ્રખ્યાત કહેતી છે કે **નઝદીકાંરા બેશ બોવદ હેરાની** @ બંદગીના આજ અર્થ છે કે બંદો પોતાના માલિક આગળ ધ્રુજતો કાંપતો રહે અને પોતાની કસૂરનો ફરી તે થઇ હોય કે ન

† ઓ અલ્લાહ તું મારી ચૂકને મારી નાદાનીને અને મારી જીયાદતી (હદથી વધવા) ને જે મારા મામલામાં થઈ છે, અને જેને તું મારાથી વધારે જાણનાર છે તેને બખશ. ઓ મારા અલ્લાહ તું મારી બેહુદગી (અથવા હસી) ને તથા મારી ગુનાહની કોશીશને તથા મારી ચૂકને તથા મારા કસદને તું બખશ. અને આ દરેક મારી તરફી છે. ગુ. મો.

@ આથી જણાયું કે જે કોઇ કોઈ પણ વલી વિષે એવું માને અથવા કહે કે તે ખુદાથી ન ડરે છે તો તે તેમને ખુદાથી દૂર ફેંકે છે અને વલી પણાથી કાઢે છે. ગુ. મો.

હોય ઇકરાર કરતો રહે.

૨૨૦૭ મુસલિમમાં અબુ હોરૈરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ–ગફેરલી જન્બી કુલ્લહુ દિક્કહુ વ જીલ્લહુ વ અવ્વલહુ વ આખેરહુ વ અલા નિયતહુ વ સિર્રહુ ‡**

**ફાયદો** મસાબીહમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરત [સલ] આ દોઆને સિજદામાં પઢતા હતા.

૨૨૦૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ–ગફેરલી વરહમની વ અલહેક ની બિર્રફીકિલ–અઅલા**"§ હજરતે વફાત વખત આ દોઆ કરી.

**ફાયદો** રફીક આલાથી મતલબ પેગમ્બરોની રૂહ તથા મોકર્રબ ફિરશતા છે. અને કેટલાક કહે છે કે રફીક આલાથી મતલબ ખોદા છે.

૨૨૦૯ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સોલૈમ બિન્તે મિલહાન (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ અકસર માલહુ વ વલદહુ વ બારેક લહુ ફીમા અઅતેતહુ**" * અનસ બીન માલિક [રદી] માટે હજરતે (સલ) આ દોઆ કરી.

**ફાયદો** અનસ બીન માલિક (રદી) હજરત [સલ] ના ખાદિમ હતા. તેઓ નવ વર્ષના હતા અને તેમની મા એટલે ઉમ્મે સોલૈમે તેમને હજરતની ખીજમતમાં રાખ્યા. મસાબીહમાં રિવાયત છે કે ઉમ્મે સોલૈમે (રદી) હજરત (સલ) ને કહ્યું એ હજરત! પોતાના ખાદિમ માટે દોઆ કરો. ત્યારે હજરતે (સલ) આ દોઆ કરી. કોઇ રિવાયતમાં આવી રીતે છે કે હજરત (સલ) પોતાના વોજુનું પાણી ભરી રાખતા હતા. એક દિવસ હજરત ભૂલી ગયા, અનસે તેને ભર્યું. જ્યારે હજરતે તેને ભરેલું જોયું તો પૂછ્યું, આ કોણે ભર્યું? ફરી જણાયું કે અનસે ભર્યું તો હજરતે તેમની ઉમરની દરાઝીની તથા આલ ઓલાદની કસરત (વધવા) ની દોઆ કરી. તો હજરત અનસ [રદી] એક સો વીશ વર્ષ જીવતા રહ્યા અને એકસો વીશ તેમના છોકરા જન્મયા. અને બસરામાં તેમના ખજૂરના બગીચા વર્ષમાં બે વાર ફલે છે. અને તેમના બકરાં ઘેટાંનો એટલો વધારો હતો જેનો શુમાર નથી.

૨૨૧૦ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મર–રફીકલ અઅલા †**

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) તંદરૂસ્તીની હાલતમાં ફરમાવતા હતા કે વગર રાજી ખોશીએ કોઇ પેગમ્બરની મોત આવતી નથી. જ્યારે હજરત (સલ) ને મોતની બીમારીમાં બેહોશાથી હોશ આવ્યો તો હજરતે આંખ ખોલીને આ દોઆ કરી. આ વખતથી મેં જાણ્યું કે હજરતે (સલ) અમને છોડ્યાં અને મોતને પસંદ કર્યું. હજરતનું આ આખીરી કલામ (વાક્ય) હતું તે પછી હજરતે કોઇ વાત કરી નહીં.

૨૨૧૧ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું "**અલ્લાહુમ્મ અન્તસ–સલામો વ મિન્કસ. સલામો તબારકત યા જલ જલાલે વલ એકરામ** @

**ફાયદો** સહી રિવાયત આટલીજ છે અને

‡ અર્થ—ઓ અલ્લાહ તું મારા સઘળા ગુનાહને નાનાને મોટાને, આગળાને પાછળાને. અને ખુલ્લા તથા પોશીદાને બખશ. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું મને બખશ, તું મારા પર રહમ કર, અને મને ઉંચા રફીક સાથે મેળવ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું તેના માલને અને તેની ઓલાદને ઘણાં કર. અને જે તેં તેને આપ્યું હોય તેમાં તેને બરકત આપ. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ હું ઊંચા મરતબાવાળા રફીકની સંગત ચાહું છું. ગુ. મો.

@ અર્થ—ઓ અલ્લાહ તુંજ સલામતી છે (એટલે સાચી સલામતી તનેજ છે) અને તારેથીજ સલામતી છે. તું બરકતવાલો છે, ઓ મોટાઇ અને બુઝુરગીવાળા. ગુ. મો.

આ જે પ્રખ્યાત છે કે **મિન્કસ-સલામ** પછી **વ એલેક યરજઊસ-સલામ વ અદખેલના હારસ-સલામ તબારકત રબ્બના વ તઆલે-ત યા જલ જલાલે વલ ઇકરામ** વધારે છે તો હજરત (સલ) થી સહી રિવાયતમાં તેનો કે થે પત્તા નથી.

૨૨૧૨ મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ** અન્તલ મલિકો લાએલાહ ઈલ્લા અન્ત. અન્ત રબ્બી વ અના અબ્દોક ઝલમતો નફસી વ અતરફતો બે જન્બી ફગફેર-લી જોનૂબા જમીઅ લા યગફેરૂજ-જોનૂબ ઇલ્લા અન્ત. વહદેની લે અહસનીલ-અખ લાકે લા યહદી લે અહસનેહા ઇલ્લા અન્ત. **વસરેફ અન્ની સૈયેઅહા લા યસરેફો અન્ની સૈયેઅહા ઈલ્લા અન્ત. લબ્બૈક વ સઅદૈક વલ ખૈરો કુલ્લોહુ ફી યદૈક વશ-શરો લૈસ એલૈક. અના બેક વ એલૈક તબારકત વ તઆલૈત. અસ્તગફેરોક વ અતુબો એલૈક.** વજ્જહતો વજ્હેયા કહેવા પછી આ શબ્દો કહેતા હતા. અને જ્યારે રોકુઅ કરતા તો કહેતા **અલ્લાહુમ્મ લક રકઅતો વ બેક આમન્તો વ લક અસલમતો. ખશઅ લક સમઇ વ બસરી વ મુખ્ખી વ અજમી વ અસબી.** અને જ્યારે (રોકુઅથી) માથું ઉપાડતા તો કહેતા **રબ્બના લકલ હમ્દો મિલઅસ સમાવાતે વ મિલઅલ અર્દ વ મા બૈનહોમા વ મિલઅ મા શિઅત મિન શૈઇન બઅદો** ફરી જ્યારે સિજદો કરતા તો કહેતા **અલ્લાહુમ્મ લક સજદતો વ બેક આમન્તો વલક અસલમતો સજદ વજહી લિલ્લઝી ખલકહુ વ સવ્વરહુ વ શક્ક સમઅહુ વ બસરહુ ફતબારક-લ્લાહો અહસનુલ ખાલેકીન** ફરી અત્તહીયાત તથા સલામની વચ્ચે છેવટમાં આ દોઆ થતી. **અલ્લાહુમ્મ-ગફેરલી મા કદ્દમતો વ મા અખ્ખરતો વ મા અસરરતો વ મા અઅલન્તો વ મા અસરફતો વ મા અન્ત અઅલમો બિહી મિન્ની અન્તલ મોકદ્દેમો વ અન્તલ મોઅખ્ખેર લાએલાહ ઇલ્લા અન્ત**

---

[1] અર્થ—ઓ અલ્લાહ તુંજ બાદશાહ છે તારા સિવાય કોઇ પૂજ્ય નથી. તુંજ મારો પરવરદિગાર છે અને હું તારો બન્દો છું. મેં મારા જાન ઉપર જુલમ કર્યો અને મારા ગુનાહનો મેં એકરાર કર્યો. માટે તું મારા સઘળા ગુનાહોને બખ્શ તારા સિવાય કોઇ ગુનાહોને બખશતો નથી. અને તું મને સારા સ્વભાવનો માર્ગ બતાવ [હિદાયત આપ] તારા સિવાય કોઈ સારા સ્વભાવનો માર્ગ બતાવે નહીં. અને બુરા સ્વભાવને મારાથી દૂર કર તારા સિવાય કોઇ બુરા સ્વભાવને મારાથી દૂર કરનાર નથી. હું હાજરછું તારી ખીજમતમાં હાજર છુ દરેક ખેર ખૂબી (ભલાઇ) તારા હાથમાં છે અને શર્ર (બુરાઇ) તારા તરફ નથી. હું તારી સાથે [કાએમ] છું. અને તારા તરફ (પાછો આવનાર) છું. તું બરકતવાળો છે અને ઊંચા મરતબા વાળો છે. હું તારાથી બખશીશ ચાહું છું અને તારી આગળ તોબા (પશ્ચાત્તાપ) કરૂં છું." અને જ્યારે રોકુઅ કરતા ત્યારે કહેતાં અર્થ—ઓ મારા અલ્લાહ મેં તારે માટે રોકુઅ કર્યો (માથું નમાવ્યું) અને તારા પર ઈમાન લાવ્યો અને તારો હું તાબેદાર થયો. તારે માટે મારા કાન, આંખ, ગદુદ, હાડકાં અને પઠ્ઠા ઝુકયાં" અને જ્યારે માથું ઉપાડતા તો કહેતા. અર્થ—ઓ મારા પરવરદિગાર તારેજ માટે સર્વ સ્તૂતી છે આસમાનો અને જમીન ભરીને એને જે એ બેની વચ્ચે છે તે ભરીને. અને એ પછી કોઇ ચીજ તું ચાહે તે ભરીને" ફરી જ્યારે સિજદો કરતા તો કહેતા અર્થ—ઓ અલ્લાહ તારે માટે મેં સિજદો કર્યો અને તારા પર ઈમાન લાવ્યો અને તારો તાબેદાર થયો. મારા મોંએ તેને સિજદો કર્યો જેણે તેને પેદા કર્યું અને રૂપ આપ્યું અને તેના કાન તથા આંખ ચીરીને બનાવ્યાં. તો અલ્લાહ બરકતવાળો છે સારો ઉત્પન્ન કરનાર છે" ફરી અત્તહીયાત તથા સલામની વચ્ચે કહેતા. અર્થ—ઓ અલ્લાહ તું મારી બખશીશ કર જે મેં આગળ કર્યું અને જે મેં પાછળ કર્યું અને જે મેં પોશીદા ક

**ફાયદો** આ જે ફરમાવ્યું કે બદી તારી તરફ નથી. એટલે બદ-કામથી તારી નજદીકી મળતી નથી. અથવા આ મતલબ છે કે જો કે નેકી તથા બદીનો ઉત્પન્ન કરનાર ખોદાજ છે પણ બંદા થવાનો અદબ આ છે કે બદીને તેની તરફ લગાડવી નહીં જોઇએ. જેવી રીતે દોઆમાં "યા ખાલેકંશ-શર્રે અથવા યા ખાલેકંલ-કલ્બ વલ ખિન્ઝીર" કહેતા નથી. અને જુઓ તો આ સર્વનો ખાલિક તેજ છે. હનફી મજહબમાં આ દોઆઓ નફલ નમાઝમાં પઢે ફરજમાં નહીં.

૨૨૧૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અન્ત ખલકંત નફ્સી વ અન્ત તવફ્ફાહા લક મમાતોહા વ મહ્યાહા ઇન અહ્યૈતહા ફ્હફ્ઝ્હા વ ઇન અમત્તહા ફગ્ફેર લહા. અલ્લાહુમ્મ અસઅ લોકલ-આફિયત** ‡ હજરતે (સલ) એક પુરૂષને ફરમાવ્યું કે જ્યારે તે સૂવા લાગે ત્યારે આ કહે.

૨૨૧૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અન્જીલ વલીદ-બનલ-વલીદે વ સલમત-બન હિશામીન વ ઐયાશ-બન અબી રબીઅંત વલ મુસ્તદંઅફીન એ મકકત. અલ્લાહુમ્મશ-દોદ વતંઅતક અલા મોદર. અલ્લાહુમ્મજઅલહા અલૈહીમ સેનીન ક સેની યુસોફ** †

**ફાયદો** મક્કામાં કેટલાક ગરીબ મુસલમાન હતા. જેમકે વલીદ, ઐયાશ, અમ્મર, ખબ્બાબ વગેરે એઓને કોરેશના કાફિર ઘણું દુઃખ આપતા હતા. તો હજરતે (સલ) તેઓના છુટકારા માટે દોઆ કરી. આખર ખોદાએ તેઓને મુક્તિ આપી. અને મોજર અરબમાં એક કોમ હતી તેઓ ઘણા સખ્ત લોક હતા. માટે હજરતે તેઓ પર બદ દોઆ કરી.

*૨૨૧૫ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું **અલ્લાહુમ્મ અન્જેઝલી મા વઅંત્તની. અલ્લાહુમ્મ એન મા વઅંત્તની અલ્લાહુમ્મ ઇન તોહલિક હાજેહીલ એસાબત મિન અહલિલ ઇસ્લામે લા તોઅબદ ફિલ અરદે** ¶

**ફાયદો** જંગે બદરમાં હજરતે (સલ) જોયું કે સામાન સાથે હઝાર માણસ કાફિરોનું લશકર છે. અને હજરત (સલ) નું લશકર બેસામાન ત્રણસો તેર આદમીયોનું છે ત્યારે ગભરાટમાં આ દોઆ કરી. ખોદાએ તે કબૂલ કરી હજરત [સ· લ] ની ફતેહ થઇ. અને આ જે ફરમાવ્યું કે જો આ ઇસ્લામવાળા હલાક થશે તો તારી બંદગી પૂરી થશે નહીં. એટલે મારી પછી કોઇ પેગમ્બર નથી કે તે મારી પછી લોકોને હિદાયત કરે શિર્ક છોડાવે. તો જો હું તથા મારા સાથીઓ મુસલમાન હલાક થયા તો ફરી નિર્મળ બંદગી થવાની કોઇ સૂરત નથી. હજરત (સલ) ને ઘણી બેચેહની આ હતી કે કેથે અલ્લાહનું દીન મટી નહીં જાય. જો કોઇ કહે કે જ્યારે ખોદાએ આ ફતેહનો વાયદો કર્યો હતો તો આટલો ગભરાટ કરવાની કયી જગ્યા હતી? તેનો જવાબ આ છે

---

ર્યું અને જે મેં જાહેર કર્યું અને જે મેં ઝિયાદતી કરી, અને જેને તું મારાથી વધારે જાણનાર છે. તુંજ આગળ પાડનાર છે અને તુંજ પાછળ નાખનાર છે તારા સિવાય કોઇ પૂજ્ય નથી. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ તેંજ મારા જીવને પેદા કર્યો અને તુંજ તેને મારશે, તારેજ માટે એનું મોત તથા એની ઝિન્દગી છે, જો તું એને જીવતો રાખે તો એની સંભાળ કર અને જો તું એને મારે તો તેની બખશીશ કર. ઓ અલ્લાહ હું તારાથી આફિયત ચાહું છું ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું વલીદ બીન વલીદને, સલમા બીન હિશામને, ઐયાશ બીન અબી રબીઆને, અને મક્કામાંના કમજોર (દબેલા મુસલમાનો)ને છોડવ. ઓ અલ્લાહ તું તારો સખત અઝાબ મોજર લોક ઉપર નાંખ. ઓ અલ્લાહ તું યુસોફ (અલે)ના વખતના દુકાળો જેવા દુકાળોના વર્ષ એઓ માટે તું કર. ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ જે તેં મને વાયદો કર્યો છે તે તું પૂરો કર, ઓ અલ્લાહ જે તેં મને વાયદો કર્યો તે ક્યાં છે? ઓ અલ્લાહ જો તું આ ટોળાને ઇસ્લામવાળાઓથી હલાક (નાશ) કરશે તો પૃથ્વી ઉપર તારી બંદગી થશે નહીં. ગુ. મો.

કે હજરત (સલ) અલ્લાહની બે નિયાઝી તથા બેપરવાઇની શાનથી ડર્યા, તે માલિક છે જે ચાહે તે કરે તેનો હાથ કોણ પકડનાર છે? બંદગી એનુંજ નામ છે, બંદો ડરતો રહે કદી નડર થાય નહીં. અને બીજું કારણ આ હતું કે સહાબા શાંત થાય પોતાની બે સામાનીથી નહીં ડરે. કારણ કે તેમને યકીન હતું કે હજરતની દોઆ બેશક કબુલ છે.

૨૨૧૬ બોખારીમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ અન્શદોક અહદક વ વઅદક અલ્લાહુમ્મ ઇન તશઅ લા તોઅબદો બઅદલ યવમ. આ હજરતે જંગે બદરને દિવસે ફરમાવ્યું. અને અનસની રિવાયતમાં છે અલ્લાહુમ્મ ઇન્નક ઇન તશઅ લા તોઅબદો ફીલ અરદે * આ હજરતે જંગે ઓહોદને દિવસે ફરમાવ્યું.

**ફાયદો** મસાબીહમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે જંગે બદરને દિવસે તંબુમાં હજરત (સલ) આ દોઆ કરતા હતા. તો અબુ બકર સિદ્દીકે હજરતનો હાથ પકડયો અને કહ્યું કે ઓ હજરત (સલ) આટલી દોઆ બસ કરે છે. આપે પેહેલા નબ્બીની દોઆ પોતાના રબ્બથી કરી. તો હજરત (સલ) બકતર પેહેરેલા તમ્બુથી બહાર નીકળ્યા અને આ ફરમાવતા હતા, કે હવે કાફેરનું લશકર નાસી જશે અને પીઠ ફેરવશે. તો તેવીજ રીતે વગર ફેર પડે થયું.

૨૨૧૭ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્નમા અના બશરૂન ફઅય્યુલ મુસલેમીન લઅન્તોહુ અવ સબબતોહુ ફજઅલહો લહુ ઝકાતં વ અજરં ¶

**ફાયદો** એટલે કદાપી માણસાઇથી હું કોઇ મુસલમાનને બદ દોઆ કરૂં તો તેના વિષે અસર કરે નહીં, એટલુંજ નહીં પણ બદ દોઆ તેના વિષે ખૂદ દોઆએ ખૈર થાય. આ દોઆથી હજરત (સલ) ની સમ્પૂર્ણ મેહેર પોતાની ઉમ્મત ઉપર સિધ્ધ થઇ.

૨૨૧૮ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્નહુમ મિન અહબ્બિન—નાસે એલૈય અલ્લાહુમ્મ ઇન્નહુમ મિન અહબ્બિન—નાસે એલૈય અલ્લાહુમ્મ ઇન્નહુમ મિન અહબ્બિન નાસે એલૈયા ‡ અનસારો માટે ત્રણ વાર ફરમાવ્યું.

૨૨૧૯ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્ની અબરઓ એલૈક મિન્મા સંનઅ ખાલિદુન † આ હજરતે બે વાર ફરમાવ્યું જ્યારે ખાલિદ બીન વલીદ બની બોઝેમાથી પાછા આવ્યા ત્યારે.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ખાલિદ (રદી) ને બની બોઝેમાની કોમ તરફ મોકલ્યા તેમને મુસલમાન કરવા. તો ખાલિદે તેઓને ઇસ્લામનું નોતરૂં આપ્યું. તેઓ સારી રીતે કહી શકયા નહીં કે અમો મુસલમાન થયા પણ તેઓએ આવી રીતે કહ્યું અમો બેદીન થયા અમો બેદીન થયા. * એટલે મુસલમાન થયા. કારણ કે કાફિર મુસલમાનોને બેદીન કહેતા હતા. તો

---

* અર્થ—ઓ અલ્લાહ હું તારો કોલ કરાર તને યાદ દેવડાઉં છું (એટલે ઘણી નમ્રતા પૂર્વક તારા કોલ કરારને આધારે તારેથી માંગું છું) ઓ અલ્લાહ જો તું ચાહે છે તો આજ પછી કોઇ તારી બંદગી કરે નહીં." અને અનસની રિવાયતમાં છે. અર્થ—ઓ અલ્લાહ જો તું ચાહે તો તારી બંદગી ઝમીનમાં કોઇ કરે નહીં. ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ હું તો બશરજ છું. માટે જે કોઇ મુસલમાનને હું લાનત કરૂં અથવા તેને બુરૂં કહું તો તું તેને માટે પવિત્રાઇ અને સવાબ કર. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ ખચીત તેઓ મારા પ્યારા લોકોમાંથી છે ૩ વાર. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ ખાલિદે જે કર્યું તેથી હું બેઝાર છું. ગુ. મો.

* એજ મહાવરા પરમાણે પારસીઓ બીજા ધર્મ વાળાઓને જુદ્દીન (બેદીન) કહે છે. ગુ. મો.

ખાલિદે તેઓને કતલ કરવા તથા કેદ કરવા શરૂ કર્યા. અને દરેક મુસલમાનને એક કેદી આપ્યો કે તેને કતલ કરે. તો મેં કહ્યું ખોદાની કસમ હું પોતાના કેદીને કતલ કરીશ નહીં અને મારો કોઇ સાથી પણ કતલ કરશે નહીં. ફરી જ્યારે અમો પાછા ફર્યા તો આ હાલ હજરત (સલ) ને કહ્યો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ખાલિદથી કસૂર થઇ વગર મતલબ સમજે તેઓને માર્યા. હું એમાં તેનો સાથી નથી. આથી જણાયું કે નૈયતની ગણતરી છે જો ગલતીથી અથવા નાદાનીથી મતલબ વિરૂધ્ધ કોઇ શબ્દ નીકળે તો તેનો કશો ઇતબાર નથી.

**શેઅર**

મા દરૂંરા બિન્ગરેમો હાલ રા
ને બેરૂંરા બિન્ગરેમો કાલરા *

અને ખાલિદના તરફથી આઇ બચાવ થઇ શકે છે કે તેમને હુકમ હતો કે જો તેઓ ઇસ્લામ નહીં સ્વીકારે તો તેઓને કતલ કરો તો તેઓએ ઇસ્લામને સાફ રીતે જાહેર કર્યું નહીં. અને તેઓએ જે આ કહ્યું કે અમો બેદીન થયા એમાં આ મતલબ પણ થઇ શકે છે કે અમે પોતાનું દીન છોડયું અમો યહુદી અથવા નસરાની થયા. કદાપી આરને લીધે ઇસ્લામનો શબ્દ નહીં કહ્યો હશે પણ આવી રીતે કહ્યું કે અમો બેદીન થયા. વલ્લાહો આલમ.

૨૨૨૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની ઓહિબ્બોહુ ફ અહિબ્બહુ વ અહિબ્બ મન યોહિબ્બોહુ** હસન બીન અલી (રદી) વિષે ફરમાવ્યું. @

**ફાયદો** હજરતે [સલ] એક વાર ઇમામ હસન (રદી) ને પોતાના ખોળામાં લઇને તેમને ચૂમ્યા ફરી આ દોઆ કરી.

૨૨૨૧ બોખારીમાં ઓસામા બીન ઝેદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની ઓહિબ્બોહોમા ફ અહિબ્બહોમા** અને બીજી રિવાયતમાં છે **અલ્લાહુમ્મ ઇન્ની અરહંમો હોમા ફરહંમ હોમા** હસન તથા હોસેન (રદી) વિષે ફરમાવ્યું.*

**ફાયદો** આ બંને હદીસોમાં હસનેનની ઘણી ઉમદા ફજીલત છે. કેમકે હજરતે (સલ) તેમની મોહબ્બતની તથા તેમનાથી મોહબ્બત રાખનારની મોહબ્બતની દોઆ કરી. ખોદાની મોહબ્બત કરવાની મતલબ સમ્પૂર્ણ મેહેર તથા કૃપા કરવી છે.

૨૨૨૨ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક ખૈરહા વ ખૈર મા ફીહા વ ખૈર મા ઉરસિલત બિહી. વ અઊજો બેક મિન શર્રેહા વ શર્રે મા ફીહા વ શર્રે મા ઉરસિલત બિહી** ❀ જ્યારે જોરથી હવા ચાલતી ત્યારે હજરત (સલ) આ કહેતા હતા.

૨૨૨૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોકલ હોદા વ-તોકાં વલ-અંફાફ વલગેના ‡**

* અર્થ—અમો દિલોને તથા હાલતને જોઇએ છીએ. બાહેરને તથા વાતને જોતા નથી. ગુ. મો.

@ અર્થ—ઓ અલ્લાહ હું એના પર પ્રીતિ રાખું છું તો તું પણ એની પ્રીતિ રાખ અને જે એનાથી પ્રીતિ રાખે તેનાથી પણ તું પ્રીતિ રાખ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ હું આ બંનેને ચાહું છું તો તું પણ તે બંનેને ચાહ. અને બીજી રિવાયતમાં છે. અર્થ—ઓ મારા અલ્લાહ હું આ બંને પર રહમ કરૂં છું [મેહેર રાખું છું] તો તું પણ તેઓ પર રહમ કર. ગુ. મો.

❀ અર્થ—ઓ અલ્લાહ ખચીત હું તારેથી એની બેહતરીને તથા જે એમાં હોય તેની બેહતરીને તથા જેને માટે એ મોકલાયો છે તેની ભલાઇને ચાહું છું. અને એની બુરાઇથી તથા જે એમાં છે તેની બુરાઇથી તથા જેને માટે એ મોકલાયો છે તેની બુરાઇથી હું તારી પનાહલઉં છું. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ ખરેખર હું તારી પાસે હિદાયતને પરહેઝગારીને પાકદામનીને અને બેપરવાઇ [ગેના]ને માંગું છું. ગુ. મો.

**ફાયદો** અફાફ, ઇફ્ફત તે આ કે કામ શક્તિ શરીઅત તથા અકલને તાબે થાય. એટલે શરીઅતની વગર રજાએ કોઇ ચીજની ખાહિશ વધે નહીં. આથી ઘણા સારા સવભાવો ઉત્પન્ન થાય છે જેમકે સખાવત શરમ (વિગેરે)

૨૨૨૪ બોખારીમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિનલ-બુખલે વ અઊઝો બેક મિનલ જુબ્ને વ અઊઝો બેક મિન અન ઓરદ્દ ઈલા અરઝાલલ-ઓમરે વ અઊઝો બેક મિન ફિતનતિદ-દજ્જાલે વ અઊઝો બેક મિન અઝાબિલ કબરે †**

**ફાયદો** નકામી ઓમર એટલે બુઢાપાથી એટલાં માટે પનાહ માંગી કે તે વખત માણુસના હાથ પગ ઠકાણા સર રહેતાં નથી. ન અકલ ઠીકાણે રહે છે. તો જાણે માણુસ દીવાર જેવો બને છે.

૨૨૨૫ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિનલ ખોબોસે વલ ખબાએસે** * જ્યારે હજરત (સલ) જાજરૂએ જતા ત્યારે આ કહેતા હતા.

**ફાયદો** જાજરૂમાં ખોદાનું નામ લેવામાં આવતું નથી માટે શૈતાન ત્યાં રહે છે. એજ કારણથી હજરતે (સલ) આ દોઆ કરી.

૨૨૨૬ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ તથા અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિનલ-હમ્મે વલ-હુઝને વલ-અજઝે વલ કસલે વલ બુખલે વલ જુબ્ને વ દલઇદ-દૈને વ ગલબતિર રિજાલે ***

**ફાયદો** મરદોનો ગલબો તે આ કે બાદશાહ જાલેમ હોય અથવા જાહેલોથી મામલો પડે અથવા શહવત પરસ્તી મરદોમાં વધી જાય.

૨૨૨૭ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન ઝવાલે નેઅમતેક વ તહવ્વોલે આફેયતેક વ ફોજાઅતે નિકમતેક વ જમીએ સખતેક §**

૨૨૨૮ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન અઝાબિલ કબરે વ અઊઝો બેક મિન ફિતનતિલ-મસીહિદ-દજ્જાલે વ અઊઝો બેક મિન ફિતનતિલ-મહયા વલ મમાતે. અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિનલ-મઅસમે વલ મગરમે. @**

**ફાયદો** જિન્દગીનો ફિતનો બીમારી તથા માલ ઓલાદની નુકસાની અથવા માલનો વધારો જે ખોદાથી ગફલતમાં નાંખે અથવા કુફર તથા ગુમરાહી છે. અને મોતનો ફિતનો તે વખતની સખતી તથા દેહશત અથવા ખોદાની પનાહ બુરો ખાતેમાં થવો છે.

---

† અર્થ—એ અલ્લાહ તહકીક હું બખીલાઇથી તારી પનાહલઉં છું. અને નાહિમ્મતીથી તારી પનાહલઉં છું. અને રજીલ ઉમર [નકામી ઉમર]થી તારી પનાહલઉં છું. અને દજ્જાલના ફિતનાથી તારી પનાહલઉં છું. અને કબરના અઝાબથી હું તારી પનાહલઉં છું. ગુ. મો.

* અર્થ—એ અલ્લાહ ખચીત હું ભૂત ભૂતણીઓથી તારી પનાહલઉં છું. ગુ. મો.

* અર્થ—એ મારા અલ્લાહ ખચીત હું ફિકર [ચિન્તા] થી ગમથી આજીઝ થવાથી કાહેલીથી, બખીલીથી, ના હિમ્મતીથી, કરજના બોજથી, અને લોકોના ગલબાથી તારી પનાહલઉં છું. ગુ. મો.

§ અર્થ—એ અલ્લાહ ખચીત તારી નેઅમત ટલવાથી, તારી આફીયત બદલાવાથી, એકાએકના તારા અઝાબથી, અને તમામ તારા ગુસ્સાથી હું તારી પનાહલઉં છું. ગુ. મો.

@ અર્થ—એ અલ્લાહ ખચીત હું કબરના અઝાબથી તારી પનાહલઉં છું. અને મસીહે દજ્જાલના ફિતનાથી હું તારી પનાહલઉં છું. અને જિન્દગીના તથા મોતના ફિતનાથી હું તારી પનાહલઉં છું. એ અલ્લાહ ગુનાહથી તથા કરજદારીથી હું તારી પનાહલઉં છું. ગુ. મો.

† મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન શર્રે મા અમિલતો વ મિન શર્રે મા લમ અઅમલ @

* ૨૨૨૯ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન ઇલ્મીલ લા યનફઓ* વ કલબીલ-લા યખશઓ વ દોઆઇલ-લા યુસમઓ વ નફસીલ લા તશબઓ ‡

ફાયદો ઇલમ નિર્લાભ એટલે ઇલમ બે અમલ તથા જે ઇલમની શરીઅતમાં ઇજાઝત ન હોય જેમકે જાદુ, નજુમ (જ્યોતિષ), રમલ, જફર, તથા જે ઇલમ આખેરતમાં કામ નહીં આવે બલકે નુકસાની કરે જેવું કે યુનાની હિકમતનો ઇલમ. અને લાભ કારક ઇલમ તે છે જે દુન્યામાં અથવા આખેરતમાં અથવા બંનેમાં કામ આવે. માત્ર દુન્યાનો ફાયદો વૈદ તથા હિસાબમાં છે. અને માત્ર આખેરતનો લાભ ઇલમે મારેફત (બ્રહ્મ જ્ઞાન) ઇલમે સોલુકમાં છે અને દુન્યા તથા આખેરત બંનેમાં કામ આવનાર શરીઅતના ઇલ્મો છે. અને જે ઇલમ ન લાભ કરે અને ન નુકસાની જેમકે જરૂરતથી વધુ ગણીત વિદ્યા તથા ઇલ્મે લોગત (શબ્દ કોશ) માં દખલ વધારવો.

૨૨૩૦ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન ફિતનતિન-નારે વ અઝાબિન-નારે વ ફિતનતિલ કબરે વ અઝાબિલ કબરે વ મિન શર્રે ફિતનતિલ ગેના વ મિન શર્રે ફિતનતિલ-ફકરે વ અઊઝો બેક મિન શર્રે ફિતનતિલ-મસીહિદ-દજ્જાલ *

ફાયદો માલદારોનો ફિતનો ગફલત ગરૂરી તથા બખીલાઇ. અને મોહતાજીનો ફિતનો તે માલદારો પર અદેખાઈ કરવી, તેઓના માલમાં લોભ કરવો, પોતાની કિસ્મત પર રાજી નહીં રહેવું, અને માલની ઢુંઢમાં હરામ કામો અંગીકાર કરવાં.

૨૨૩૧ બોખારી તથા મુસલિમમાં અબુ બકર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ ઇન્ની ઝલમતો નફસી ઝુલમન કસીરં વલા યગફેરૂઝ ઝોનુબ ઈલ્લા અન્ત ફગફેરલી મગફેરતમ-મિન ઇન્દેક વરહમની ઇન્નક અન્તલ ગફુરૂર-રહીમ †

† આ હદીસ કેટલીક પ્રતોમાં નથી જેથી ઉર્દુમાં એ પર નમર નથી પણ કેટલીક સહી પ્રતોમાં તથા શરહ મશારેકમાં આ હદીસ છે જેથી લખાઈ છે. ગુ. મો.

@ અર્થ—ઓ અલ્લાહ ખચીત જે મેં કર્યું તેની બુરાઇથી અને જે મેં નહીં કર્યું તેની બુરાઈથી હું તારી પનાહ લઉં છું ગુ. મો.

* જે લોકો કહે છે કે હજરત (સલ) દરેક વસ્તુ જાણે છે તેઓએ આ હદીસ ઉપર વિચાર કરવો જોઇએ. હજરત (સલ) પોતે તો નિર્લાભ ઇલમથી પનાહ માંગે છે અને તેઓ કહે છે કે હજરત જાણે છે. હજરત જેની પનાહ માંગે તે તેમને માટે સિદ્ધ કરવું મોટી બેઅદબી છે. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ તહકીક નિર્લાભ વિદ્યાથી, નહીં ડરનાર દિલથી, નહીં સાંભળવામાં આવે એવી દોઆથી તથા નહીં પેટ ભરાય તેવા જીવથી હું તારી પનાહ લઉં છું. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ ખચીત અગ્નિ (દોઝખ) ના ફિતનાથી તથા અગ્નિના અઝાબથી, કબરના ફિતનાથી તથા કબરના અઝાબથી, તવંગરીના ફિતનાની બુરાઇથી અને ગરીબાઇના ફિતનાની બુરાઈથી હું તારી પનાહ લઉં છું. અને મસીહે દજ્જાલના ફિતનાની બુરાઇથી હું તારી પનાહ લઉં છું. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ ખચીત મેં મારા જીવપર ઘણોજ જુલમ કર્યો છે અને તારા સિવાય કોઇ ગુનાહોને બખશતો નથી માટે તું તારી પાસની બખશીશથી મારી બખશીશ કર અને મારા પર રહમ કર ખચીત તું બખશનાર રહમ કરતા છે. ગુ. મો.

**ફાયદો** સિદ્દીક અકબર (રદી) થી રિવાયત છે કે મેં કહ્યું, ઓ હજરત મને કોઇ દોઆ બતાઓ જેને હું નમાઝમાં પઢા કરૂં. ત્યારે હજરતે (સલ) મને આ દોઆ બતાવી. અત્તહીયાત તથા દોરૂદ પછી એને પઢવી જોઇએ.

૨૨૩૨ મુસલિમમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ઇન્ની અવ્વલો મન અહ્યા અમ્રક ઇજા અમાતૂહો** * કોરડા ખાધેલા કાળુ મોં કરાએલા એક યહુદીનું હજરત (સલ) આગળ ગુજર થયું ત્યારે હજરતે આ ફરમાવ્યું ફરી હજરતે (સલ) તેને માટે સંગસારનો હુકમ ફરમાવ્યો તેને સંગસાર થયો. (પત્થર મારી મારી નાંખ્યો.)

**ફાયદો** હજરત (સલ) આગળ કાળું મોં કરેલા યહુદીનું ગુજર થયું તેને કોરડાનો માર પડતો હતો. હજરતે (સલ) યહુદીઓને પૂછયું તમારી કિતાબમાં વ્યભિચારની આજ શિક્ષા તથા સઝા છે? યહુદીઓએ કહ્યું હા, આજ હુકમ છે ત્યારે હજરતે [સલ] તેમના એક વિદ્વાનને બોલાવ્યો જેનું નામ ઇબ્ને સુરીયા હતું. અને તેને ફરમાવ્યું હું તને તે ખોદાની કસમ આપું છું જેણે હજરત મુસા [અલે] પર તૌરાત ઉતારી. શું તમારી કિતાબમાં ઝીનાની આજ સઝા છે કે કાળું મોં કરો અને કોરડા મારો? તેણે કહ્યું નહીં. આ સઝા નથી. જો તું મને એવી મોટી કસમ નહીં આપત તો હું કદી ખરી બાબત બોલતે નહીં. હરામ કારીની શિક્ષા તૌરાતમાં સંગસાર છે. પણ જ્યારે અમારા મોટા લોકોમાં વ્યભિચાર વધી તો પ્રથમ અમારી આ દસ્તુર હતી કે મોટા લોક સરદારને પકડતા તો તેને છોડી દેતા. અને જો ગરીબ કે હલકાને પકડતા તો તેને સંગસાર કરતા. ફરી અમે આપસમાં સલાહ મશવરો કર્યો કે આઓ એક ચીજ એવી ઠેરવીએ કે જે સરખી રીતે મોટા લોકો તથા હલકાઓ પર કર્યા કરીએ. તો આ સલાહ ઠરી કે સંગસારને બદલે કોરડાની માર તથા મોં કાળું થયા કરે. ફરી યહુદીઓએ હજરત [સલ] થી શિક્ષા હલકી કરવાની માંગણી કરી. એટલે સંગસાર થાય નહીં. હજરતે (સલ) તેઓની વાત ઉપર ધ્યાન આપ્યું નહીં. અને તેને સંગસાર કરાવ્યો. ફરી આ હદીસ ફરમાવી. અને બીજી રિવાયત આવી રીતે છે કે જ્યારે યહુદીઓએ સંગસારના હુકમનો નકાર કર્યો તો અબ્દુલ્લાહ બીન સલામે હજરત [સલ] ને કહ્યું કે તૌરાતમાં સંગસારનો હુકમ છે. ફરી તૌરાત મંગાવી તો યહુદીઓએ સંગસારના હુકમ ઉપર હાથ રાખ્યો. અબ્દુલ્લાહ બીન સલામે તેઓનો હાથ ખસેડીને તે આયત વાંચી ફરી હજરતે (સલ) તેને સંગસાર કરાવ્યો

૨૨૩૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-હદે ઉમ્મ અબી હોરેરત અલ્લાહુમ્મ હબ્બેબ ઓબેદક હાજા વ ઉમ્મહુ ઇલા એબાદેકલ-મોઅમેનીન વ હબ્બેબ એલૈહેમ—લ મોઅમેનીન.** †

**ફાયદો** મસાબીહમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે મારી મા મુશરેક હતી. હું તેણીને કહ્યા કરતો હતો કે તું મુસલમાન થા તો તેણીએ એક વેળા હજરત [સલ] ની બાબતમાં એવી બેઅદબીની વાત કહી જે મને ઘણીજ બુરી લાગી. ફરી હું હજરત [સલ] ની સેવામાં રડતો આવ્યો અને મેં કહ્યું, ઓ હજરત મારી માને માટે દોઆ કરો કે ખોદા તેને હિદાયત કરે. ત્યારે હજરતે (સલ) આ દોઆ કરી. ફરી હું હજરત (સલ) ની આ દોઆથી ખુશી થઇને નીકળ્યો. જ્યારે હું પોતાના ઘરના દરવાઝા ઉપર પોહોંચ્યો અને મારી માએ મારા જોડાની ખખડાત સાંભળી તો કહ્યું. ઓ અબુ હોરેરા થોભ. અને મેં

* અર્થ—ઓ અલ્લાહ ખચીત તારા કામને જ્યારે તેઓ મારે (તજે) તો તેને હજીવતું કરનાર [ચાલુ કરનાર] હું પ્રથમ છું. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું અબુ હોરેરાની માને હિદાયત આપ. ઓ અલ્લાહ તું તારા બંદાને તથા તેની માને ઈમાનદાર બંદાઓ નજદીક પ્યારાં કર. અને એ બંનેની નજદીક મુમિનોને પ્યારા કર. ગુ. સો.

પાણીનો અવાઝ સાંભળ્યો. તો તેણીએ ગોસલ કરી જલદીથી કપડાં પેહેરીને દરવાઝો ખોલ્યો અને આવી રીતે કહ્યું **અશહદો અન-લાઈલાહ ઇલ્લ-લ્લાહો વ અશહદો અન્ન મોહંમ્મદર-રસૂલુલ્લાહ** ¶ તો હું ખુશીમાં રડતો હજરત (સલ) ની ખીજમતમાં પાછો ફર્યો. અને આ બનાવ કહ્યો તો હજરતે અલ-હંમ્દો લિલ્લાહ કહીને ફરમાવ્યું કે ઘણું સારૂં થયું. આ હદીસ મોઅજેઝો છે કે તરત હજરત (સલ) ની દોઆ કબૂલ થઇ.

૨૨૩૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-હદે દવસ'વ-વ આતે બેહિમ** §

**ફાયદો** યમનમાં દોસ એક કોમ હતી. અબુ હોરેરા તેજ કોમના હતા. હજરતે [સલ] અબુ હોરેરા [રદી] ની ખાતર આ દોઆ કરી, ખોદાએ દોઆ કબૂલ કરી. તો તે કોમ મુસલમાન થઇને હજરત (સલ) ની ખિજમતમાં આવી.

૨૨૩૫ મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ-હદેની વ સદ્દેની** અને બીજી રિવાયતમાં છે, **અલ્લાહુમ્મ ઈન્ની અસઅલોકલ-હોદા વસ-સદાદ** ‡ [આ દોઆ કરતી વેળા] હિદાયત થી મતલબ માર્ગની હિદાયતને તથા સિધા પણાથી મતલબ તીરના જેવા સીધા પણાને ધ્યાન કર. આ હજરતે (સલ) અલી (રદી) ને શીખવી.

**ફાયદો** એટલે જેવી રીતે કોઈ જગ્યા જવાનો વિચાર હોય છે તો સીધા તેજ તરફ જાય છે ડાબે જમણે ફરતા નથી એવીજ રીતે ખોદાથી હિદાયત માંગતાં સીધા માર્ગનું ધ્યાન થવું જોઇએ કે મજલે મકસૂદે પોહોંચવે, શરીઅત પર ચાલે, ગુમરાહી તથા બિદઅતની તરફ ઝુકે નહીં. અને રાસ્તી માંગતી વેળા તીરના સીધા પણાને ધ્યાન માં રાખે. એટલે જેવી રીતે તીર સીધો નીશાના (ચોટ) પર પોહોંચે છે ડાબે જમણે ઝુકતો નથી એવીજ રીતે પોતાના ઇલમ તથા અમલમાં રાસ્તીનો ખ્યાલ કરવો જોઇએ કે જેથી ખોટાનો પેસારો થાય નહીં. અને આ ખ્યાલનો બીજો લાભ આ છે કે દિલથી ગફ્લત દૂર થાય અને દિલનું હાજર થવું મળે.

૨૨૩૬ મુસલિમમાં સઅદ બીન અબુ વકાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બારેક લે અહલિલ મદીનતે ફી મુદ્દેહીમ** * જે કોઇ મદીનાવાળાઓ સાથે બુરાઇનો ઇરાદો કરે છે તેને જેવી રીતે નિમક પાણીમાં ગળે છે તેવી રીતે અલ્લાહ ગળાવશે.

**ફાયદો** મુદ એક માપ છે સાઅની ચોથાઇ આસરે ત્રણ પાઊ (દોઢ સેર લવટાંક)

૨૨૩૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બારેક લના ફી સુંમરેના વ બારેક લના ફી મદીનતેના વ બારેક લના ફી સાંએના વ બારેક લના ફી મુદ્દેના અલ્લાહુમ્મ ઇન્ન ઈબ્રાહીમ (અલે) અબ્દોક વ ખલીલોક વ નબીયોક વ ઇન્ની અબ્દોક વ નબીયોક વ ઇન્નહુ દઆક લે મક્કત વ ઇન્ની અદઊકલિલ મદીનતે બે મિસલે મા-દઆક લે મકકત વ મિસલિહી મઅહુ** †

¶ અર્થ—હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી તથા હું સાક્ષી આપું છું કે મોહમ્મદ અલ્લાહના રસૂલ છે. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું દોસને (દોસના કબીલાને) હિદાયત આપ. અને તેઓને (મારી પાસે) લાવ. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ તું મને માર્ગ બતાવ અને સીધો કર" અને બીજી રિવાયતમાં છે તેના અર્થ—ઓ અલ્લાહ ખચીત હું તારાથી હિદાયતને તથા સીધા પણાને માંગુ છું. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું મદીનાવાળાઓને તેઓના મુદ્દમાં બરકત [વૃદ્ધિ] આપ. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું અમારે માટે અમારા ફળમાં બરકત આપ. અને અમારા મદીનામાં બરકત આપ. અને અમારા સાઅમાં બરકત આપ. અને અમારા મુદ્દમાં બરકત આપ. ઓ અલ્લાહ ખચીત ઇબરાહીમ (અલે) તારા બંદા, તારા દોસ્ત તથા તારા પેગમ્બર છે. અને ખચીત હું તારો બંદો તથા તારો નબી છું. અને તેઓએ તારી પાસે

પ્રથમ જ્યારે ફળ મળતું ત્યારે હજરત આ દોઆ પઢતા. ફરી નાના બાળકોને બોલાવી તે ફળ તેઓને આપતા.

**ફાયદો** સાઅ તથા મુદ્દની બરકતથી મતલબ અનાજની બરકત છે. હજરત ઇબરાહીમ (અલે) મક્કાના ફળો માટે બરકતની દોઆ કરી હતી કારણ કે ત્યાં અનાજ થતો નહોતો, અને હજરતે (સલ) મદીનાના ફળ તથા અનાજ બંનેની દોઆ કરી કારણ કે ત્યાં બંને ચીજો થતી હતી. સુંનત આ છે કે નવું ફળ નાના બચ્ચાંઓને આપે. કારણ કે નવી ચીજ નવા શખ્સોને આપવી યોગ્ય છે.

૨૨૩૮ બોખારીમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બારેક લના ફી શામેના અલ્લાહુમ્મ બારેક લના ફી યમનેના** *

**ફાયદો** પૂરી રિવાયત આવી રીતે છે કે લોકોએ કહ્યું કે અમારા નજદ માટે બરકતની દોઆ કરો. હજરતે (સલ) બે વાર જવાબ નહીં આપ્યો, ત્રીજી વાર ફરમાવ્યું ત્યાંજ તો ધરતી કમ્પ તથા ફસાદો છે અને ત્યાંથીજ શેતાનનું શીંગ એટલે સૂર્ય નીકળે છે. શામનો દેશ મક્કા તથા મદીનાથી ઉત્તરે છે અને યમન દક્ષિણે છે. અને નજદનો દેશ પુર્વ તરફ છે. શામને પોતાના તરફ એટલાં માટે લગાડયો કે તે પેગમ્બરોની ભોમી છે. અને યમનને પોતાની તરફ એટલાં માટે નીસબત કર્યો કે મક્કા તેહામાની ઝમીન છે. અને તેહામા યમનને લાગતું છે.

૨૨૩૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન બુસર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બારેક લહુમ ફી મા રઝક્તહુમ વગફેર લહુમ વરહેમ હુમ** * આ દોઆ હજરતે (સલ) અબ્દુલ્લાહના બાપ બુસર માટે કરી.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન બુસર [રદી] થી રિવાયત છે કે હજરત (સલ) અમારે ઘેર પધાર્યા અને ખાણું તથા ખજુર ખાધું. શરબત પીધું બચેલું શરબત જમણા તરફવાળા માણસને આપ્યું. ફરી હજરત (સલ) સ્વાર થયા. ત્યારે મારા બાપે લગામ પકડી દોઆની ઇચ્છા કરી ત્યારે હજરતે આ દોઆ કરી.

૨૨૪૦ બોખારીમાં બરાઅ બીન આઝેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બિસમેક અહુંયા વ બિસ્મેક અમુતો** જ્યારે હજરત (સલ) સુવા લાગતા ત્યારે આ દોઆ કરતા. અને જ્યારે જાગતા ત્યારે કહેતા **અલ હંમ્દો લિલ્લાહિલ-લઝી અહયાના બઅંદ મા અમાતના વ એલેહિન-નોશૂર** †

**ફાયદો** ઊંઘને મોત એટલાં માટે ફરમાવ્યું કે મોતથી અકલ હુશયારી રહેતી નથી. તેવીજ રીતે ઊંઘમાં પણ રહેતી નથી. એ પછી કેયામતમાં જીવી ઉઠવાનું એટલાં માટે હજરતે [સલ] વર્ણન કર્યું કે જાગવું તે કેયામતની ઝિન્દગીની મિસાલ (કે નમુનો) છે. એટલે જેવી રીતે ઊંઘ પછી જાગીએ છીએ. તેવી રીતે મોત પછી કેયામતમાં જીવતા થઇશું.

૨૨૪૧ બોખારી તથા મુસલિમમાં અબુહોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ બાએદ બૈની વ બૈન ખતાયાયા કમા બાઅંદત બૈનલ મશરેકે વલ મગરેબે અ અલ્લાહુમ્મ નક્કેની**

---

મક્કા માટે દોઆ કરી છે. અને ખચીત હું તારી પાસે મદીના માટે દોઆ કરૂં છું મક્કા માટે જેટલી દોઆ કરી તેટલી તથા તેની સાથે તેના જેટલી બીજી પણ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું અમારે માટે અમારા શામમાં બરકત આપ. ઓ અલ્લાહ તું અમારે માટે અમારા યમનમાં બરકત આપ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તેં જે તેઓને આપ્યું છે તેમાં તેઓ માટે બરકત આપ. અને તેઓની બખશીશ કર અને તેઓ પર રહમ કર ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તારા નામની સાથે જીવું છું અને તારા નામ ઉપર મરૂં છું ” અને જ્યારે જાગતા ત્યારે કહેતા. અર્થ—સર્વ સ્તુતી અલ્લાહ માટે છે જેણે અમને મારવા પછી જીવતા કર્યા. અને તેનાજ તરફ જીવતાં થઇ ઉઠવાનું છે. ગુ. મો.

મિનલ—ખતાંયા કમા યોનકંકસ—સૌબુલ અબ્યદો મિનદ—દનસે અલ્લાહુમ્મ—ગસેલ ખતાંયાય બિલ માએ વસ—સલજે વલ બરદે *

૨૨૪૨ બોખારી તથા મુસલિમમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું અલ્લાહુમ્મ સંબ્બેતહો વજઅલહો હાદિયમ મહદીયં † જ્યારે જરીરે (રદી) શીકાયત કરી કે તે ઘોડા ઉપર થોભી શકતા નથી ત્યારે તેમને માટે હજરતે (સલ) આ દોઆ કરી.

ફાયદો જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને એક બુતખાના તોડવા માટે મોકલ્યો. મેં કહ્યું, હું ઘોડા ઉપર થોભી શકતો નથી. ત્યારે હજરતે મારી છાતી ઉપર હાથ ફેરવ્યો ફરી આ દોઆ કરી તો સ્વારી આવડી ગઇ.

૨૨૪૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહુમ્મ હબ્બેબ એલૈનલ—મદીનત કહુંબ્બેના મક્કત અવ અશદ્દ અલ્લાહુમ્મસહહેહહા વ બારેક લના ફી સુદ્દેહા વ સાએહા વનકોલ હુમ્માહા ફજઅલહા બિલ જોહફતે ‡

* અર્થ—ઓ અલ્લાહ જેમ તેં પૂર્વ પશ્ચિમમાં છેટું રાખ્યું છે તેવી રીતે મારામાં તથા મારા પાપોમાં છેટું રાખ. ઓ અલ્લાહ જેવી રીતે ઊજળું કપડું મેલથી સાફ કરવામાં આવે છે તેવી રીતે તું મને પાપોથી સાફ કર. ઓ અલ્લાહ તું મારા પાપને પાણીથી બરફથી અને કરાંથી ધો. એટલે તરેહ તરેહની બખશીશથી. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું તેને [ઘોડા પર] થોભાવ. અને તેને હિદાયત કરનાર તથા હિદાયતવાળો કર, ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ જેવી રીતે અમો મક્કાની મોહબ્બત રાખીએ છીએ તેવી અથવા તેથી વધારે મદીનાને અમારૂં પ્યારૂં કર. ઓ અલ્લાહ તું મદીનાને સાજુ કર (એટલે મદીનાની આબોહવાને ઠીક કર.) અને તેના મુદમાં અને તેના સાઅમાં વૃદ્ધિ (બરકત) આપ. અને તેના બુખારને ફેરવ. અને જોહફામાં તેને નાખ. ગુ. મો

ફાયદો મસાબીહમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે જ્યોરે હજરત [સલ] મક્કાથી હિજરત કરીને મદીનામાં આવ્યા તો અબુ બકર સિદ્દીક તથા બિલાલ (રદી) બુખારની બીમારીમાં સપડાયા. અને બિલાલ મક્કા જવાના શોખની શેઅરો પઢવા લાગ્યા તો મેં આ હાલ હજરત [સલ] ને કહ્યો ત્યારે હજરતે (સલ) આ દોઆ કરી. મદીનાનાં આબો હવા ઘણું ખરાબ હતાં ઘણું કરીને બુખારની વબા થયા કરતી હતી. હજરત [સલ] ની દોઆથી તે બલા દફે થઇ. જોહફા મદીનાથી છ કોસ ઉપર એક જગ્યા છે ત્યાં યહુદી રહેતા હતા. મદીનાની બીમારી હજરત (સલ) ની દોઆથી ત્યાં જતી રહી.

૨૨૪૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું અલ્લાહુમ્મ હવાલૈના વલા અલૈના. *

ફાયદો આનો કિસ્સો આજ બાબમાં આવી ગયો કે પ્રથમ હજરતે [સલ] વરસાદની દોઆ કરી જ્યારે સાત દિવસની હેલી લાગી ત્યારે આ દોઆ કરી.

૨૨૪૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું અલ્લાહુમ્મ રબ્બસ—સમાવાતે વ [illegible] વ રબ્બલ અરશીલ—અઝીમ રબ્બના વ રબ્બ કુલ્લે શૈઇન ફાલિકલ હબ્બે વન—નવા વ મુનઝેલત—તોરાતે વલ ઇન્જીલે વલ ફુરકાંને અઊઝો બેક મિન શર્રે કુલ્લે શૈઇન અન્ત આખેઝુમ—બેનાસેયતિહી અલ્લાહુમ્મ અન્તલ-અવ્વલો ફલૈસ કબલક શૈઉન વ અન્તલ આખેરો ફલૈસ બઅદક શૈઉન વ અન્તઝ્ઝાહેરો ફલૈસ ફૌકક શૈઉન વ અન્તલ—બાતેનો ફલૈસ દુનક શૈઉન ઇકઝે અન્નદ દૈન વ અગનેના મિનલ ફક્રે †

* અર્થ—ઓ અલ્લાહ અમારે આસપાસ વરસે અમારા પર નહીં. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ આસમાનો અને ઝમીનના પરવરદિગાર અને મોટા અરશના પરવરદિગાર ઓ અમારા પરવરદિગાર તથા દરેક શૈના પરવરદિ-

**ફાલેકો** દાણા અને ઠલ્યો **જમતી** વખત ઉપર તથા નીચેથી ફાટે છે. ઉપરની તરફ ઝાડ ઉંચે જાય છે. અને નીચેની તરફથી જડ નીચે ઘુસે છે, આ જે ફરમાવ્યું કે અવ્વલ અને આખર ખોદા છે એટલે ન તેનો આરંભ છે અને ન તેનો અંત છે. અને મખલૂકનું આરંભ પણ છે તથા અંત પણ છે. પ્રથમ નેસ્ત (અદમ) હતી અને આખરમાં ફના છે. ખોદા જાહેર છે પોતાની કુદરતની નિશાનીયોથી કે સઘળું જહાન તેને માને છે આલિમ હોય અથવા જાહેલ. અને પોતાની જાતની હકીકતથી બાતેન છે. તમામ જગત તેમાં હેરાન છે જેવા નાદાન તેમાં હેરાન છે તેથી વધુ દાના તેમાં સરગરદાન છે.

૨૨૪૬ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ રબ્બ જીબરઇલ વ મીકાઇલ વ ઇસરાફીલ ફાતેરસ–સમાવાત બલ–અર્દે આલિમલ ગૈબે વશશહાદતે અન્ત તહકોમો બૈન એબાદેક ફી મા કાનુ ફીહે યખતલેફુન એહદેની લેમ–ખતોલેફ ફીહે મિનલ હક્કે બે ઇઝનેક ઇન્નક તહદી મન તશાઓ ઇલા સિરાતિમ–મુસ્તકીમ** ‡

૨૨૪૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ અન્ત કૈયેમુસ-સમાવાતે વલ અર્દે વ મન ફીહિન્ન વ લકલ–હમ્દ અન્ત નૂરૂસ–સમાવાતે વલ અર્દે વ મન ફીહિન્ન વ લકલ–હમ્દ અન્ત મલિકુસ–સમાવાતે વલ અર્દે વ મન ફીહિન્ન વ લકલ હમ્દ અન્તલ હક્કો વ વઅદોકલ–હક્કો વ લેકાઓક હક્કુન વ કૌલોક હક્કુન વલ જંનતો હક્કુન વનનારો હક્કુન વન–નબીયુન હક્કુન વ મોહમ્મદુન હક્કુન વસ-સાઅતો હક્કુન અલ્લાહુમ્મ લક અસલમતો વ બેક આમન્તો વ અલૈક તવકકલતો વ એલૈક અનબતો વ બેક ખાસમ્તો વ એલૈક હાકમ્તો ફગફેરલી મા કદમતો વ મા અખખરતો વ મા અસરરતો વ મા અઅલન્તો** અને બીજી રિવાયતમાં એ પછી આવી રીતે છે **વ મા અન્ત અઅલમો બિહી મિન્ની અન્તલ–મોકદ્દેમો વ અન્તલ મોઅખખેરો લાએલાહ ઇલ્લ અન્ત અથવા લાએલાહ ગૈરોક** * રાતમાં જ્યારે હજરત (સલ) તહજ્જોદ માટે ઉઠતા ત્યારે આ દોઆ પઢતા.

---

ગાર દાણા તથા ઠલ્યા [ઉગાવવા માટે] ફાડનાર અને તૌરાત ઈન્જીલ તથા કુરઆનના ઉતારનાર! હું તારી પનાહલઉં છું દરેક વસ્તુની બુરાઇથી તું દરેક ચીજની બાબરી પકડનાર છે [તારા કબ્જામાં દરેક ચીજ છે.] ઓ અલ્લાહ તુંજ પ્રથમ છે તારાથી આગળ કંઈ નથી. અને તુંજ આખેર (છેલ્લો) છે તારા પછી કોઇ ચીજ નથી. અને તુંજ પ્રકાશ છે તારા ઉપર કોઇ ચીજ નથી અને તુંજ છુપો છે તારી પાછલ કોઇ ચીજ છુપેલી નથી. તું અમારા દેણને અદા કર અને મોહતાજીથી અમને બેપરવા કર. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ ઓ જીબરઇલ મીકાઇલ અને ઇસ્રાફીલના પરવરદિગાર! ઓ આસમાનો અને ઝમીનના બનાવનાર! અદ્રષ્ય તથા દ્રષ્યના જાણનાર! જે બાબતમાં તારા બંદા મતફેર પડે છે તેમાં તેઓ વચ્ચે તું ફેસલો કરે છે. તારા હુકમથી તું મને ખરો માર્ગ બતાવ જેમાં ફુટ પડી છે. ખચીત તુંજ સીધા માર્ગ તરફ જેને ચાહે છે. માર્ગ બતાવે છે. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ ઓ મારા પરવરદિગાર તારેજ માટે સર્વ સ્તુતી છે. આસમાનો ઝમીન અને જે એમાં છે તેને તું થોભાવનાર છે. અને તારેજ માટે સઘળી સ્તુતી છે. આસમાનો ઝમીન અને જે એમાં છે તેને તું રોશન કરનાર છે. અને તારેજ માટે તમામ તારીફ છે. આસમાનો ઝમીન અને જે એમાં છે તેનો તું માલિક છે. અને તારેજ માટે દરેક સ્તુતી છે. તું સત્ય છે અને તારો વાયદો સત્ય છે અને તારી મુલાકાત સત્ય છે અને તારૂં વચન સત્ય છે અને જંનત સત્ય છે અને દોઝખ સત્ય છે અને પેગમ્બરો સત્ય છે અને મોહમ્મદ સત્ય છે અને કિયામત સત્ય છે (એટલે આ સઘળી વસ્તુ સાચ માચ છે એમાં કંઇ શક કે સન્દેહ નથી) ઓ અલ્લાહ મેં તારી આગળ ગરદન ઝુકાવી (તાબેદાર થયો) અને તારા પર ઈમાન લાવ્યો અને

૨૨૪૮ મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ રબ્બના—લકલ હમ્દો મિલઅસ સમાવાતે વલ અરદે વ મિલઅ મા શિઅત મિન શેઈન બઅદો અહલસ્સ—સનાએ વલ મજદે અહક્કો મા કાલલ અબ્દો વ કુલ્લોના લક અબ્દુન અલ્લાહુમ્મ લા માનેઅ લેમા અઅતેત વ લા મોઅતેય લેમા મ નઅત વલા યનફઓ જલ જદ્દે મિન્કલ જદ્દો** * જ્યારે હજરત (સલ) પોતાનું માથું રૂકુઅથી ઉપાડતા ત્યારે આ દોઆ પઢતા હતા.

**ફાયદો** આ દોઆ હનફી મજહબમાં નફલ નમાઝમાં પઢે. ફરજમાં નહીં.

૨૨૪૯ મુસલિમમાં અબુ બરઝા અસલમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ સુબ્બલ ખૈર અલૈહેમા સબ્બં વ લા તજઅલ ઐશહોમા** † કદન જોલૈબીબ તથા તેમની બાયડી માટે હજરતે આ દોઆ કરી.

**ફાયદો** આ જોડું ખાવિન્દ ઘણુંજ ગરીબ હતાં. માટે હજરતે (સલ) તેમને માટે ફરાગતની દોઆ કરી.

૨૨૫૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અૌફા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ સલ્લે અલા આલે અબી અૌફા.** §

**ફાયદો** જ્યારે આયાત ઉતરી કે "ઓ મોહમ્મદ જાકોના માલથી ઝકાત લે અને તેઓ માટે દોઆ કર" તો અબ્દુલ્લાહ બીન અૌફા (રદી) ઝકાત લાવ્યા ત્યારે હજરતે (સલ) તેમને માટે આ દોઆ કરી.

૨૨૫૧ બોખારી તથા મુસલિમમાં અનસ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અલલ—આકામે વજ્—જેરાબે વ બોતુનિલ—અૌદેયતે વ મનાબેતિશ—શજરે** † જ્યારે હજરતે (સલ) પાણીની માંગણી કરી (ફરી ઘણો વરસાદ થયો) તો કહેવાયું કે જાનવરો હલાક થયાં તથા માર્ગો બંધ પડયા માટે તમો અલ્લાહથી દોઆ કરો કે અલ્લાહ અમારેથી એને રોકે ત્યારે હજરતે (સલ) આ દોઆ કરી.

**ફાયદો** આનો પૂરો કિસ્સો આજ મધ્યાયમાં આવી ગયો.

૨૨૫૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ અલૈક બે કોરૈશીન** આ હજરતે ત્રણ વાર ફરમાવ્યું ફરી કહ્યું **અલ્લાહુમ્મ અલૈક બે અબી જહલીબને હેશામીવ—વ ઉતબતને રબીઅત વ શૈબત બન રબીઅત વલ વલીદીબને ઉતબત વ ઓમૈયતબને ખલફીવ—વ ઉતબતબને**

---

તારા પર ભરોસો કર્યો અને તારી તરફ હું ફર્યો અને તારી મદદથી હું ઝઘડયો અને તારી તરફ મેં ફરયાદ કરી માટે જે મેં આગળ કર્યું અને જે મેં પાછળ નાખ્યું અને જે મેં પોશીદા કર્યું અને જે મેં જાહેર કર્યું તે તું બખશ." અને એક રિવાયતમાં એ પછી આવી રીતે છે અર્થ—અને જેને તું મારાથી વધુ જાણનાર છે. તુંજ આગળ કરનાર છે અને પાછળ પાડનાર છે તારા સિવાય કોઇ પૂજ્ય નથી. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ અમારા પરવરદિગાર આસમાનો અને ઝમીન ભરીને અને એ પછી જે તેં ચાહ્યું હોય તે ભરીને તને સર્વ સ્તુતી છે. ઓ તારીફ અને સ્તુતીને લાએક બંદો જે કંઇ કહે તેને તું લાએક છે અમો સર્વ તારા બંદા છીએ. ઓ અલ્લાહ જે તેં આપ્યું તેને કોઇ રોકનાર નથી અને જેની તેં રોકાણ કરી તેને કોઇ આપનાર નથી. અને દોલતવાળાને તારેથી દોલત લાભકારક નથી. એટલે વગર ઇબાદતે તથા આજીજીએ દોલત કયામતમાં કંઇ કામ આવશે નહીં. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ તું આ બંને ઉપર માલને રેલછેલ કરીને આપ અને તેઓના ગુજરાનને (રોજીને) સખત નહીં કર. ગુ. મો.

§ અર્થ—ઓ અલ્લાહ તું દુરૂદ મોકલ [રહમ કર] અબુ અવફાની આલ પર. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ ટેકરાઓ પર પહાડીઓ પર નાલાઓની ભીતર અને ઝાડ ઊગવાની જગ્યામાં વરસાવ. ગુ. મો.

**અબી મોઅૈતાન્‌** અને હજરતે (સલ) સાતમાને વર્ણવ્યો પણ મને યાદ નથી. અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) કહે છે, તેની કસમ કે જેણે હજરત મોહમ્મદને સત્યની સાથે મોકલ્યા જેના જેના હજરતે (સલ) નામ લીધાં તેઓની લાશો મેં પડેલી જોઈ. ફરી તેઓને ખેંચીને બદરના કુવામાં નખાયા. સગાની આ કિતાબના [illegible] કહે છે કે સાતમો તે અમ્માર બીન વલીદ છે.

**ફાયદો** રિવાયત છે કે હજરત (સલ) મકકામાં કઅબાની સામે નમાઝ પઢતા હતા. અબુ જહલ તથા કોરેશના કાફેરો ત્યાં બેઠા હતા. જ્યારે હજરત (સલ) સિજદામાં ગયા તો તે નાપાકોએ ઉંટની ઓઝડી હજરત [સલ]ની પીઠ ઊપર બંને ખભાની વચ્ચે મુકી અને હસવા લાગ્યા અને એક બીજાને માથે નાખવા લાગ્યા કે ફલાણાએ આ હરકત કરી. બીજો કહેતો નહી ફલાણાએ કરી. અને હજરત (સલ) તેવીજ રીતે સિજદામાં રહ્યા. ફાતેમા ઝહરાએ જ્યારે આ સાંભળ્યું તો ઘભરા[illegible] આવીને હજરત [સલ] ની પીઠ ઉપરથી તેને ઉતારી. ત્યારે હજરતે તેઓને આ બદદોઆ કરી. પ્રથમ સામટી રીતે કોરેશને વર્ણવ્યા ફરી મોટા મોટા મુજીઓનું નામ વિસ્તારથી લીધું જેમકે તે લોકો બદરમાં મરાયા અને કુવામાં ફેકાયા. પણ ઓમૈયા બીન ખલફ હજરત (સલ)ને હાથે ઝખમી થઇને મકકામાં જઇને મર્યો. અને આ જે કર્તાએ કહ્યું કે સાતમો અમ્માર બીન વલીદ છે એ વાત ઠીક પડતી નથી. કારણ કે કહેવામાં આવે છે કે અમ્મારની મોત હબશ દેશમાં થઇ. વલ્લાહો આલમ.

૨૨૫૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રીવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ ફક્કેહહો ફીદદીન** અબુ મસઊદે આટલો વધારો કર્યો છે **વઅલ્લેમહુત–તાવીલ*** હજરત [સલ] માટે જ્યારે અબ્દુલ્લાહ બીન અબ્બાસે વોઝુનું પાણી મુકયું ત્યારે આ દોઆ હજરતે (સલ) તેમને માટે કરી.

**ફાયદો** આજ દોઆની બરકતથી અબ્દુલ્લાહ બીન અબ્બાસ મોટા આલિમ થયા. જેમકે કુરઆનની તફસીરની ઘણી ખરી રિવાયત તેમનાથી છે. અબુ મસઊદ તે મોહદેસનું નામ છે જેણે મુસ્તદરક કિતાબ રચી.

૨૨૫૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ લા ઐશ ઇલ્લા ઐશલ-આખેરહ, ફગફેર લિલ અનસારે વલ મોહાજેરહ†**

**ફાયદો** જંગે ખન્દકમાં મોહાજેરીન તથા અન્સાર લોક મદીની આસપાસ ખન્દક ખોદતા હતા, અને આવી રીતે કહેતા હતા. **નહનુલ–લઝીન બાયઉ મોહમ્મદા, અલલ–જેહાદે મા બકીના અબદા‡** ત્યારે તેઓના જવાબમાં આ દોઆ ફરમાવી. એટલે દુન્યાની ઝિન્દગી કંઈ વિસાતની નથી. ઝિન્દગી તો આખેરતની છે. તો ઓ મારા અલ્લાહ તું તેઓની બખશીશ કર કે તેઓ ત્યાંની ઝિન્દગીનો લુત્ફ ઉઠાવે.

૨૨૫૫ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ મોસર્રેફલ કોલુબે સર્રેફ કોલૂબના અલા તાઅતેક¶**

૨૨૫૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અવફા (રદી)થી રિવાયત છે કે

---

** અર્થ—ઓ અલ્લાહ તું કોરેશની પકડ કર." ફરી કહ્યું. અર્થ–ઓ અલ્લાહ તું અબુ જહલ બીન હિશામને, ઉતબા બીન રબીઆને, શૈબા બીન રબીઆને, વલીદ બીન ઉતબાને, ઓમૈયા બીન ખલફને તથા ઉતબા બીન મોઇતને તું પકડ. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહ તું એને દીનમાં સમજ આપ." અને અબુ મસઊદની રિવાયતમાં આટલો વધારો છે અર્થ–અને તેને કુરઆન હદીસના અર્થ શીખવ. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ ખરી ઐશ તથા ઝિન્દગાની તે આખેરતનીજ ઐશ તથા ઝિન્દગાની છે. માટે તું અનસારોની તથા મોહાજેરોની બખશીશ કર. ગુ. મો.

‡ અર્થ—અમો તે છીએ કે જ્યાં સુધી અમો જીવતા રહીએ હમેશા માટે જેહાદ કરવાને મોહમ્મદથી બેઅત કરી છે. ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ દિલોના ફેરવનાર તું અમારા દિલોને તારી બંદગી ઉપર ફેરવ. ગુ. મો.

હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ મુનઝેલલ-કિતાબ સરીઅલ-હિસાબ એહઝેમિલ-અહઝાબ અલ્લાહુમ્મહ-ઝેમહુમ વ ઝલઝીલ હુમ** * કાફેરોના ટાળાંઓ ઉપર હજરતે આ દોઆ કરી.

**ફાયદો** જંગે ખન્દક તથા જંગે અહઝાબ માં કાફરોએ મદીના ઉપર ઘેરા નાંખ્યો હજરત (સલ)ની દોઆથી ઘણીજ ઠંડી હવા ચાલી કાફેરો ગભરાઇને ભાગ્યા.

૨૨૫૭ મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ મન વલેય મિન અમરે ઉમ્મતી શૈઅન ફ શકક અલૈહે ફશકુક અલૈહે, વ મન વલેય મિન અમરે ઉમ્મતી શૈઅન ફરફક બેહિમ ફરફેકું બિહી.** †

**ફાયદો** મુસલમાનોના હાકેમને લાઝેમ છે કે જુલમ નહીં કરે તંગી નહીં કરે હજરત (સલ)ની આ બદ દોઆ (શ્રાપ) થી ડરે. તેઓની સાથે આસાની તથા નરમી કરે જેથી તેઓથી નરમી કરશે.

૨૨૫૮ મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ વલે યદૈહે ફગફેર** ‡ એટલે તે પુરૂષને કે જે દોસ [ ] કામમાં [ ] હતો તોફૈલ બીન અમર દોસીની સાથે તે મદીનામાં આવ્યો ત્યાંની હવા તેને માફક નહીં આવી. તેણે તીરનું ફળ લઇને તેની આંગળીઓના [ ] જોડ કાપા ને તે મરી ગયો.

**ફાયદો** મસાબીહમાં જાબેર (રદી)થી [ ] છે કે જયારે હજરતે મદીના તરફ હિજરત કરી તો તોફૈલની સાથે એક પુરૂષે પણ હિજરત કરી મદીનામાં તે ઘણો બીમાર થયો. તેજ ગભરાટમાં તેણે પોતાની આંગળીઓના સાંધા કાપ્યા લોહી બંધ પડયું નહીં એજ [ ]થી તે મરી ગયો. તો તોફૈલે તેને ખ્વાબમાં [ ]યો કે તેનું સઘળું બદન સારૂં છે પણ પોતાના હાથોને છુપાવેલા છે. તોફૈલે પૂછયું તારા પરવરદિગારે તારી સાથે કેવી મેહેરબાની કરી? તેણે કહ્યું કે હિજરતની બરકતથી મારી બખશીશ કરી. તોફૈલે કહ્યું તું પોતાના હાથને શા માટે લપેટે છે? તેણે જવાબ [ ]યો કે એવો હુકમ થયો છે કે જેને તે પોતે બગાડયા તેને અમે સાજાને કરતા નથી. ફરી તોફૈલે એ ખ્વાબ હજરત (સલ) આગળ કહ્યો ત્યારે હજરતે (સલ) તેને માટે આ દોઆ કરી. એટલે ઓ મારા અલ્લાહ જેવી રીતે તેં તેના સઘળા બદન ઉપર કરમ કર્યું છે તું તેના હાથો ઉપર પણ કૃપા કર. આ હદીસથી હિજરતની મોટી ફઝીલત [ ]. કદાપિ તે શખ્સની પોતાને મારવાની ન[ ]. હશે નહીં. બે ગેહેનીની હાલતમાં આ બનાવ બન્યો હશે. અથવા હલાકીની નેયત હશે પણ હિજરતની બરકતથી તથા હજરત (સલ) ની દોઆથી તેની મગફેરત થઇ હશે.

૨૨૫૯ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું **અલ્લાહુમ્મ હાઓલાએ અહલી** ¶ એટલે અલી. ફાતમા, હસન, અને હુસેન. (રદી).

**ફાયદો** જ્યારે નજરાનના ખ્રીસ્તીઓએ ઇસ્લામની હકીકત [સત્યતા] વિષે ઘણી ગુફતગો કરી ત્યારે હજરત (સલ) ને હુકમ થયો કે મોબાહલો કરો. એટલે હજરત (સલ) તથા ખ્રીસ્તીઓ બદ દોઆ કરે કે જે ખોટા દીન ઉપર હોય ખોદાની લાનત તેના ઉપર પડે. અને આ મઝમુનની આયત ઉતરી કે ઓ મોહમ્મદ તું તેઓને કહે આઓ આપણે બુલાવીએ અમારા છોકરાઓને અને તમારા છોકરાઓને, અને અમારી

---

* અર્થ—ઓ અલ્લાહ કિતાબના [ ]નાર જલદી હિસાબ કરનાર તું કાફિરોના ટોળાંઓને ભગાવ. ઓ અલ્લાહ તું તેઓને હાર આપ [શિકિશત દે] અને તેઓને હલાવી દે. ગુ. મો.

† અર્થ—ઓ અલ્લાહ જે મારી ઉમ્મતના મામલામાં કોઈ ચીજ વિષે હાકેમ બને ફરી તે તેના પર સખતી કરે તો તું તેના પર સખતી કર. અને જે કોઇ મારી ઉમ્મતના મામલામાં કોઇ બાબતમાં હાકેમ બને ફરી તે તેઓપર નરમી કરે તો તું તેના પર નરમી કર. ગુ. મો.

‡ અર્થ—ઓ અલ્લાહ અને તેના બન્ને હાથોને તું બખ્શ. ગુ. મો.

¶ અર્થ—ઓ અલ્લાહ આ લોકો મારી અહલે બૈત છે. ગુ. મો.

સ્ત્રીઓને અને તમારી સ્ત્રીઓને, અને અમારા સગાંઓને અને તમારા સગાંઓને ફરી આપણે ઘણી નમ્રતાથી દોઆ કરીએ અને જૂઠા પર ખોદાની લાનત નાખીએ" જ્યારે આ આયત ઉતરી તો સવારના ઇમામ હસનનો હાથ પકડી તથા ઇમામ હુસૈનને ગોદમાં લઇ હજરત (સલ) નીકળ્યા. હજરત ફાતેમા ઝહરા હજરતની પાછળ અને અલી મુરતજા [રદી] સર્વની પાછળ હતા. ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી. જ્યારે ખ્રીસ્તીઓએ આ મુબારક નુરાની શીકલો જોઇ તો ડર્યો અને મોબાહલો કરવાનો નકાર કર્યો. અને જીઝયો આપવા કબુલ થયા. આ હદીસથી પંજતન પાકની મોટી સમ્પૂર્ણતા સિધ્ધ થઇ. હજરતે (સલ) પોતાની બીબીઓને તથા મહાત્માને સાથે લીધાં નહીં કારણ કે એવા વખતમાં તેઓને લેવાથી ખ્રીસ્તીઓ પર હજરત (સલ) નો રોઅબ પડતે નહીં. અને સંપૂર્ણ રીતે સત્યતા સિધ્ધ થતે નહીં. કારણ કે ઓલાદની નુકસાની જેટલી માણસને ભારી લાગે છે તેટલી સાથીઓની તથા બીબીઓની નુકસાની ભારી પડતી નથી. અને શીઆ જે આ આયતથી તથા આ હદીસથી અલી મુરતજા (રદી) ની જ ખિલાફત ઉપર આધાર લે છે તે તદન બંધ બેસતી વાત નથી. એને અને ખિલાફતને શો સંબંધ ? સગાઇ તથા મોહબ્બત જૂદી વાત છે અને ખિલાફત જૂદી વાત છે. અને જો માત્ર સગાઇ તથા હજરતની મોહબ્બત ખિલાફતની શરત હોત તો ફાતેમા ઝહરા અલી મુરતજા કરતાં ખલીફા થવામાં શ્રેષ્ટ છે. અને જુઓ તો આ કોઇનો મત નથી.

૨૨૬૦ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અલ્લાહુમ્મ હાલતો** * એટલે હાલા બીનતે ખોવૈલેદ ખદીજા (રદી) ની બેન. જ્યારે તેણીએ હજરત (સલ) પાસે આવવાની રજા લીધી ત્યારે હજરતે ખદીજાના હુકમ માંગવાને જાણી તેનું સ્મરણ કર્યું.

* અર્થ—ઓ અલ્લાહ આ તો હાલા છે. ગુ. મો.

**ફાયદો** હજરત ખદીજા (રદી) ની વફાત પછી તેણીની બેહેન હાલા હજરત (સલ) ને ઘેર આવી. અને દરવાજા ઉપર ઉભા રહીને હજરતથી ઘરમાં આવવાનો હુકમ માંગ્યો. હજરતને તેણીના અવાઝથી હજરત ખદીજા યાદ આવ્યાં હજરત (સલ) ગમગીન થયા ફરી આ હદીસ ફરમાવી.

૨૨૬૧ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **અમસૈના વ અમસલ-મુલકો લિલ્લાહ. વલ હમ્દો લિલ્લાહે લાએલાહ ઇલ્લ-લ્લાહો વહંદહુ લા શરીક લહુ, લહુલ મુલ્કો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર. અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક ખૈર હાઝેહિલ-લૈલતે વ ખૈર મા બઅંદહા વ અઊઝો બેક મિન શર્રે હાઝેહિલ-લૈલતે વ શર્રે મા બઅંદહા અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિનલ કસલે વ સૂઇલ-કેબરે અલ્લાહુમ્મ ઇન્ની અઊઝો બેક મિન અઝાબિન-નારે વ અઝાબિલ કબરે.** † જ્યારે સાંઝ થતી ત્યારે હજરત (સલ) આ કહેતા હતા અને જ્યારે સવાર કરતા ત્યારે પણ એજ રીતે કહેતા ( એટલું કે અમસૈનાની જગ્યા ) **અસ્બહના વ અસ્બહલ-મુલકો લિલ્લાહે.**

૨૨૬૨ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **બિસ્મિલ્લાહે અલ્લાહુમ્મ તકબ્બલહો મિન**

† અર્થ—ઓ અલ્લાહ અમે સાંઝ કરી અને અલ્લાહના મુલકે સાંઝ કરી. અને સર્વ સ્તુતી અલ્લાહ માટે છે. અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી. તે એકલો છે તેનો કોઇ ભાગિયો નથી. તેનેજ માટે મુલક છે અને તેનેજ માટે સર્વ સ્તુતી છે અને તે દરેક ચીજ ઉપર શક્તિવાન છે. ઓ અલ્લાહ ખચીત હું તારાથી આ રાતની ખેરિયતને તથા એ રાત પછીની ખેરિયતને માંગુ છું. અને આ રાતની બુરાઈથી તથા આ રાત પછીની બુરાઇથી હું તારી પનાહલું છું. ઓ અલ્લાહ સુસ્તીથી તથા વૃદ્ધપણાની બુરાઇથી હું તારી પનાહલું છું. ઓ અલ્લાહ દોઝખના અઝાબથી તથા કબરના અઝાબથી હું તારી પનાહલું છું. ગુ. મો.

મોહંમ્મદીવ-વ આલે મોહંમ્મદીવ વ મિન ઉમ્મતે મોહંમ્મદીન ‡ આ હજરતે (સલ) જુબહ કરતી વેળા કહી.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) એક શીંગવાળો ગેટો જેના મોં હાથ પગ કાળા હતા મગાવ્યો.* ફરી ફરમાવ્યું એ આએશા? છરી તેઝ કરીને લાવ. ફરી હજરતે (સલ) છરી લઇને તેને જુબહ કર્યો અને આ દોઆ પઢી.

૨૨૬૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **બિસ્મિલ્લાહે તુરબતો અરઝેના બે રીકતે બઅઝેના તશફી સકીમના બે ઇઝ્‌ને રબ્બેના †** જ્યારે કોઇ માણસ હજરત (સલ) થી બીમારીની શીકાયત કરતો અથવા તેને ગોડ હોતું કે ઘાવ હોતો તો હજરત (સલ) પોતાની કલેમાની આંગળી માટી ઉપર રાખતા ફરી તેને ઉપાડી આ ફરમાવતા.

**ફાયદો** મોંનો લબ તથા માટીથી શિફા થવી માત્ર હજરત (સલ) ની દોઆની બરકત હતી. એજ માટે મદીનાની માટીને ખાકે-શિફા કહે છે.

૨૨૬૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **લાએલાહ ઇલ્લ-લ્લાહુલ-અલીયુલ અઝીમુલ-હલીમ. લાએલાહ ઇલ્લ-લ્લાહો રબ્બુલ અરશિલ-અઝીમ. લાએલાહ ઇલ્લ-લ્લાહો રબ્બુસ-સમાવાતે વલ અરઝે વ રબ્બુલ-અરશિલ કરીમ ‡** સખતી વેળા હજરત (સલ) આ કહેતા હતા.

૨૨૬૫ બોખારી તથા મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહ. લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર. અલ્લાહુમ્મ લા માનેઅ લેમા અઅતૈત વ લા મોઅતેય લે મા મનઅત વ લા યનફઓ ઝલ જદ્દે મિન્કલ જદ્દો ¶** દરેક નમાઝ પછી હજરત (સલ) આ દોઆ કહેતા હતા.

૨૨૬૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહ. લહુલ-મુલકો વ લહુલ-હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ અન્જઝ વઅદહુ વ નસર અબ્દહુ વ હઝમલ-અહઝાબ વહદહુ ‡‡** આ હજરતે સફા ઉપર ફરમાવ્યું.

‡ અર્થ—અલ્લાહના નામથી હું જુબહ કરૂં છું. એ અલ્લાહ તું એને મોહમ્મદના તથા આલે મોહમ્મદના તથા ઉમ્મતે મોહમ્મદના તરફથી કબુલ કર. ગુ. મો.

* એજ રિવાયતથી જણાય છે કે તે ગેટો ખસ્સી પણ હતો. ગુ. મો.

† અર્થ—આ માટી અમારી ઝમીનની છે અમારા કોઇની થુંકથી લાગેલી છે એ અમારા બીમારને અમારા પરવરદિગારના હુકમથી શીફા આપે છે. ગુ. મો.

‡ અર્થ—ઉંચા મોટાઇવાળા ધીરજ રાખનાર અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. મોટા અરશના પરવરદિગાર અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. આસમાનો અને ઝમીનના પરવરદિગાર તથા માનીતા અરશના પરવરદિગાર અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. ગુ. મો.

¶ અર્થ—અલ્લાહ સિવાય કોઇ માબુદ નથી. તે એકલો છે તેનો કોઈ ભાગિયો નથી. તેનેજ માટે રાજ્ય છે અને તેનેજ માટે સર્વ સ્તુતિ છે અને તે દરેક ચીજ ઉપર શકતીમાન છે. એ અલ્લાહ જે તેં આપ્યું તેને કોઇ રોકનાર નથી. અને જે તેં રોક્યું તેને કોઇ આપનાર નથી (ફરી પીર હોય કે પેગમ્બર હોય કે ફિરશ્તો હોય) અને તારી આગળ પૈસાવાળા (કે નસીબાવાળા) ને પૈસો કે નસીબો કંઇ લાભ કરતો નથી. ગુ. મો.

‡‡ અર્થ—અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી. તે એકલો છે તેનો કોઈ ભાગિયો નથી. તેનેજ માટે બાદશાહત છે અને તેનેજ માટે સઘળી તારીફ છે. અને તે દરેક ચીજ ઉપર કુદરત રાખનાર છે. અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. તે એકલો છે. તેણે પોતાનો

**ફાયદો** જ્યારે મક્કા ફતેહ થયું ત્યારે હ-જરતે (સલ) સફા પર્વત ઉપર પોતાની ફતેહ તથા મદદનો શુકરીયો અદા કર્યો.

૨૨૬૭ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર બીન અલ્આસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું લાએલાહ ઈલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ. લહુલ-મુલકો વ લહુલ હમ્દો વ હો **વ અલા કુલ્લે શૈઈન કદીર. લા હવલ વ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ. લાએલાહ ઈલ્લ-લ્લાહો વ લા નઅબોદ ઈલ્લા ઈયાહો લ હુન નેઅમતો** વ લહુલ ફદલો વ લહુસ્-સનાઉલ હસનો લાએલાહ ઈલ્લ-લ્લાહો મુ ખલેસીન લહુદ્-દીન વ લવ કરેહલ કાફેરૂન § દરેક નમાઝ પછી હજરત (સલ) આ કલેમા પઢતા હતા.

૨૨૬૮ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લા-હ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજ-રતે [સલ] ફરમાવ્યું **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક લા શરીક લક લબ્બૈક ઈન્નલ હં-મ્દ વન્નેઅમત લક વલ મુલક લા શરીક લક** * હજરત [સલ] પોતાની હજ્જ તથા પોતાના ઉમરામાં આ શબ્દોથી તલબિયહ કહેતા હતા.

**ફાયદો** તલબિયહ તે જીકરને કહે છે જે એહરામ બાંધતી વેળા લબ્બૈક શબ્દ મેળવીને કહેવાય છે. આ જીકરને એહરામ બાંધવા પછી દરેક નમાઝ પછી તથા ઉંચ નીચે ચઢતાં ઉતરતાં તથા લોકોથી મળતી વેળા ફરમાવતા હતા. સર્વ રિવાયતમાં આ તલબિયહ એક સરખી છે. એમાં મત ફેર નથી. ઇમામે આજમ (રહ) ની નજદીક એમાં કમી કરવું દુરૂસ્ત નથી. અને એમાં કંઈ વધારો કરે તો કંઇ દોષ નથી. લબ્બૈક અરબીમાં પુકારના જવાબમાં કહે છે જેમ હિન્દીમા "જી" કહે છે. કાબા બન્યા પછી હજરત ઈબ્રાહીમ (અલે) ને હુકમ થયો હતો કે તમો સર્વ લોકોને કેયામત સુધી હજ્જ માટે પુકારો તો તેવણે પુકાર કરી હતી તો હાજીઓની આ લબ્બૈક કહેવી તે પુકારનો જવાબ છે.

૨૨૬૯ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું **લબ્બૈક ઉમરતં વ હજ્જં.** ¶

**ફાયદો** આ હદીસથી જણાયું કે હજરતે (સલ) હજ્જે વેદાઅમા હજ્જ તથા ઉમરાની સાથે નૈયત કરેલી છે એને કિરાન કહે છે. એટલે એક એહરામથી હજ્જ તથા ઉમરો અદા કરવાં. ઇમામ આજમ (રહ)નો આજ મજહબ છે કે તમ-તોઅ તથા ઈફ્રાદથી કિરાન અફજલ છે. તમતોઅ આ કે પ્રથમ ઉમરાનું એહરામ બાંધે ફરી તે ઉમરો અદા કરી એહરામ ઉતારે ફરી આઠમી તારીખ (જીલહજ્જની અથવા એથી આગળ) હજ્જને માટે બીજું એહરામ બાંધે. અને ઈફ્રાદ આ છે કે માત્ર હજ્જ કરે ઉમરો કરે નહીં, અને વગર હજ્જ કરે એહરામ ઉતારે નહીં. **અલ હમ્દો લિલ્લાહે અલલ-ઈતમામ, વસ્સલાતો અલા રસૂલીહી વ આલિહી વ અસહાબિહિલ કેરામ.**

---

વાયદો પૂરો કર્યો અને તેણે પોતાના બંદાની મદદ કરી. અને એકલા તેણે કાફિરોના ટોળાંને હાર આપી, ગુ. મો.

§ અર્થ—અલ્લાહ સિવાય કોઈ માબુદ નથી તે એકલો છે. તેનો કોઈ ભાગિયો નથી તેનેજ માટે રાજ્ય છે અને તેનેજ માટે સર્વ તારીફ છે અને તે દરેક ચીજ ઉપર શકિત રાખનાર છે. અલ્લાહની મદદ સિવાય ગુનાહોથી ફરવુ કે બંદગીની શકિત નથી અલ્લાહ સિવાય કોઇ માબુદ નથી અને અમો તેના સિવાય કોઇની બંદગી કરતા નથી. તેનીજ નેઅમત છે અને તેનુંજ ફઝલ છે અને તેનેજ માટે ભલી સ્તુતી છે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી અમો તેને માટે નિર્મળ દીન કરનાર છીએ અગર જો કાફિરોને અણગમો થાય. ગુ. મો.

* અર્થ—ફરી ફરીને હું તારી ખિજમતમાં હાજર છું. ઓ અલ્લાહ હું તારી ખિજમતમાં હાજર છું. તારો કોઇ ભાગિયો નથી. ફરી ફરીને હું તારી ખિજમતમાં હાજર છું. ખચીત સર્વ સ્તુતી નેઅમત અને રાજ્ય તારેજ માટે છે તારો કોઇ શરીક નથી. ગુ. મો.

¶ અર્થ—ફરી ફરીને હું તારી ખિજમતમાં હાજર છું. ઉમરાની તથા હજ્જની હું નૈયત કરૂં છું. ગુ. મો.

∴

**મસંનવી**

શુકરકે અનજામકો પોહોંચી કિતાબ * ઇલમે અહાદીસકી લુબ્બે લુબાબ.
જો મતાલિબથે બર ઓજે ફલક * તરજુમેસે ઉતર આએ અરદ તક.
યઅની કે ઉર્દુકી પહેન કર કબા * શાહેદે તાઝી હોવા જલવા નોમા.
ગન્જ ખફી દસ્ત બદસ્ત આ ગયા * કયા હી હોવા રાઝે નેહાં બરમલા
દોસ્તો અબ ઇસકા અદા હક કરો * ખલક કો સમજાઓ ખુદ ઇસકો પઢો.
ઇસકો ન જુઝદાન મેં રખ છોડયો * હાં કહીં ઐસા ન સિતમ કીજયો.
પૈરવે સુંનત હી કા રહો બજા * દિલ મેં ન બિદઆત કો દેના મકાં.
અબ ભી તુ બિદઅતમેં રહા ગર ફસા * મુન્હ તુ મોહમ્મદ કો દેખાવેગા કયા.
નૂર કો લે નારકી ગુમ કર હવસ * આકિલે દીન્દાર કો નુકતા હે બસ,
યા રબ્બ ઇન અવરાક કો મકબૂલ કર * હિન્દ કો ઇસ ફેજ સે કર બહરવર.
**ખુર્રમ** અફસુર્દ કો પૂર દરદ કર * ઉલફતે દુન્યા સે ઉસે સરદ કર.
તેરી હી ધુન રહકો હર દમ રહે * તેરે ગમે ઇશક મેં **ખુર્રમ** રહે.
યા રબ્બ ઇસ આજીઝકી દોઆ કર કબૂલ * ખાતેમા બિલ ખૈર બહકકે રસૂલ.

# ત્રીજા ભાગના સમાપ્તથી આખું પુસ્તક ખોદાના કરમો ફજલથી સમાપ્ત થયું.

# એ વિષે

# સર્વ સ્તુતી ખોદાનેજ માટે છે.

---

## મશારેકુલ-અનવારના ઉર્દુ ભાષાંતર કરનારના કેટલાક ફાયદાઓનું લિસ્ટ.

---

પૃષ્ટ

૩ હજરત (સલ) ની સરદારીનો પૂરાવો ઈન્જીલથી.

,, જેહાદ વિષે ખ્રીસ્તીઓની શંકાનો ઉત્તર તથા હજરત (સલ) ની નોબુવ્વતની સાબિતી ઝબૂરથી.

૪ સિદ્દીકે અકબર (રદી) ની ફજીલત.

૫ તોહમતની જગાથી બચાવ કરવો તથા તેથી પોતાની સફાઇ જાહેર કરવી.

૬ નાહક્રો ખુશ દિલીથી થવી જોઇએ કુદરતા દિલે થવી નહીં જોઇએ.

પૃષ્ટ

૭ ઉમ્મત ઉપર હજરત (સલ) ની શફકત નું બયાન.

૧૦ મશવરો આપતાં મામલાવાળાના એબ પ્રગટ કરવી જાએજ છે.

૧૧ કાફેરોની સંગતમાં તથા નોકરીમાં તેઓ સાથે દગો કરવો દુરૂસ્ત નથી.

૧૩ હદીસુસ-સકલેન ઉપર સુંનીઓ સિવાય કોઇને ચાલવું નસીબમાં નથી.

૧૭ સ્ત્રીઓને બારીક કપડું પેહેરવાની મનાઇ.

૧૯ ઇમાનનો મીઠાસ ત્રણ ચીજમાં છે અને


સમાપ્ત.